# ઉદારમતવાદ.

ચંપકલાલ લાલભાઈ મહેતા,

બી. એ. એલ. એલ. બી.

બાર આના.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા નં. ૪૦

# ઉદારમતવાદ.

પ્રોફેસર એલ. ટી. હોબહાઉસ કૃત 'લિબરેલિઝમ' નો અનુવાદ.

કર્તા,

**ચંપકલાલ લાલભાઇ મહેતા,**

**બી. એ. એલ. એલ. બી.**

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી**

**હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.**

આસિ. સેક્રેટરી—અમદાવાદ.

પહેલી આવૃત્તિ. પ્રત ૧૫૦૦.

સન ૧૯૨૨—સંવત ૧૯૭૮.

કીમત બાર આના.

## શેઠ હરગોવિંદદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# ઉપોદ્‌ઘાત.

---

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઇ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેમ્બર સને ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સને ૧૮૮૦ માં ૨૦૦૦) સોસાઇટીને મળ્યા, એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલકત, પુસ્તક પ્રસારને માટે સોસાઇટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪ માં રૂ. ૧૮૦૦૦) ની સરકારી નોટો સોસાઇટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦) ની નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાંથી આજ પર્યંત નીચેના પુસ્તક "શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા" તરીકે પ્રસિદ્ધ થયાં છે:—

(૧) કયી કયી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ.

(૨) માને શિખામણ. ૦—૬—૦

(૩) નીતિ મંદિર. ૦—૧૨—૦

(૪) બાળલગ્નથી થતી હાનિ. ૦—૬—૦

(૫) પુનર્વિવાહ પક્ષની પુરેપુરી સોળે સોળ આના હકીકત. ૦—૫—૦

(૬) ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર. ૦—૪—૦
(૭) ધાર્મિક પુરૂષો. ૦—૪—૦
(૮) ઉદ્યોગી પુરૂષો. ૦—૪—૦
(૯) બેન્જામીન ફ્રાન્કલીન. ૨—૦—૦
(૧૦) બોધક ચરિત્ર. ૦—૪—૦
(૧૧) સદ્વર્તન. ૦—૪—૦
(૧૨) રઘુવંશ કાવ્ય. ૧—૮—૦
(૧૩) જાવજી દાદાજી ચોધરીનું જીવન ચરિત્ર. ૦—૨—૦
(૧૪) ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભાગ ૧ લો. ૧—૦—૦
(૧૫) ,, અર્વાચીન ,, ,, ૨ જો. ૧—૮—૦
(૧૬) નીતિ સિદ્ધાંત. ૧—૦—૦
(૧૭) ફ્રાન્સિસ બેકનનું જીવન ચરિત્ર. ૧—૪—૦
(૧૮) શેઠ હરિવલ્લભદાસ બાળગોવિન્દદાસનું જીવન ચરિત્ર. ૦—૬—૦
(૧૯) પરોપકાર. ૦—૧૨—૦
(૨૦) દોરનું ખાતર. ૦—૪—૦
(૨૧) જગતનો અર્વાચીન ઇતિહાસ. ૨—૦—૦
(૨૨) કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર. ૧—૦—૦
(૨૩) વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો. ૦—૧૨—૦
(૨૪) વાર્નિશ. ૧—૦—૦
(૨૫) જીવનનો આદર્શ. ૦—૧૨—૦
(૨૬) કીર્તિ કૌમુદી. ૦—૧૨—૦
(૨૭) શિશુપાળ વધ–પૂર્વાર્ધ ( સર્ગ ૧ થી ૧૦ ) ૧—૮—૦
(૨૮) હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય. ૦—૬—૦
(૨૯) રસાયન શાસ્ત્ર. ૦—૧૦—૦
(૩૦) બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભાગ ૨ જો. ૦—૧૨—૦
(૩૧) જાપાનની કેળવણીની પદ્ધતિ. ૦—૧૨—૦

(૩૨) શિશુપાળ વધ–ઉત્તરાર્ધ ( સર્ગ ૧૧ થી ૨૦ ) ૧—૦—૦
(૩૩) લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૧ લો. ૦—૧૨—૦
(૩૪) ખગોળ વિદ્યા. ૦—૧૨—૦
(૩૫) લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૨ જો. ૦—૧૨—૦
(૩૬) માનસશાસ્ત્ર. ૧—૦—૦
(૩૭) શિક્ષિત આર્ય સંતાનો. ૧—૦—૦
(૩૮) સહકાર પ્રવૃત્તિ. ૦—૧૨—૦
(૩૯) ઇંગ્રેજી રાજ્ય બંધારણ. ૧—૦—૦
(૪૦) ઉદારમતવાદ. ૦—૧૨—૦



# પ્રસ્તાવના

જે સમયે ઇગ્લાંડના રાજદ્વારી પક્ષોની બનેલી લોકસભાને કંઇક અંશે મળતી આવતી કાંન્સિલ હિન્દુસ્તાનના સઘળા પ્રાંતોમાં સ્થાપવા યોજના થઇ છે, અને રાજદ્વારી પ્રગતિને માર્ગે આગળ વધી સ્વરાજ્ય મેળવવા માટેની મહત્વાકાંક્ષાએ આ દેશમાં વસતા પચરંગી જનસમાજને ઉલકાવી મુકયો છે તે સમયે, આ પુસ્તક ગુજરાતી પ્રજા સમક્ષ મુકતાં આનંદ થાય, એ સ્વાભાવિક છે. આપણા કમનસીબ દેશને દુનીઆનાં સ્વતંત્રતા ભોગવતાં રાષ્ટ્રોની પંક્તિએ મુકવા શરૂઆતના અડગ પ્રયત્ન કરનારા મહાન તેજસ્વી નરોએ ઇંગલંડના બે મુખ્ય રાજદ્વારી પક્ષોમાંના જે લિબરલ પક્ષ ઉપર પોતાની આશા ફળીભૂત કરવા આધાર રાખ્યો હતો, તે પક્ષ તે દેશમાં કેવી રીતે હસ્તીમાં આવ્યો, તેને પોતાના પ્રયાસમાં કેટલી અને કેવી મુશ્કેલીઓ નડી અને આખરે લોકસ્થિતિ સુધારવા તેણે શું કર્યું એ સઘળું અહીં ટુંકમાં દર્શાવવા પ્રયત્ન કર્યો છે. આપણા દેશ તથા ભાષાને માટે વિષય તદ્દન નવો હોવાથી તેને સાદી સરળ ભાષામાં મુકવામાં મુશ્કેલીઓ નડે એ દરેક વાંચક સહજ સમજી શકશે. વિષયની ચર્ચા જેમ બને તેમ સહેલી અને દરેકને સમજાય એવી કરવા બનતો પ્રયાસ કર્યો છે, છતાં અસલ અંગ્રેજી પુસ્તક જે ઢબે લખાએલું છે તેને લઇને તથા વિષયની ગૂઢતાને લઇને એમ કરવામાં કંઈ ખોટ માલમ પડે તો વાંચકવર્ગ ક્ષમા કરશે.

ખેતવાડી, મુંબાઈ.
તા. ૨૫ મી. જુન ૧૯૨૧.

ચંપકલાલ લાલભાઇ મહેતા.

# ઉદારમતવાદ.

## અનુક્રમણિકા.

# સૂચિપત્ર.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬ | ૧૦ | Consel | Consul |
| ૬ | ૧૨ | Forem | Forum |
| ૭ | ૧૩ | બંધારણો | બંધારણોએ |
| ૭ | ૧૪ | ( Feudal ) | ( Feudal system ) |
| ૭ | ૨૨ | ખેડુત | ખેડુત[૧] |
| ૭ | ૨૪ | અલબત | ૧ અલબત. |

આ પાના ઉપર ' અલબત આ મધ્યકાળમાં ' એ શબ્દોથી શરૂ થતો અને ૮ માં પાના ઉપર ' અનુવાદ જોવો ' એ શબ્દો આગળ પુરો થતો આખો ફકરો ઉપરના ' ખેડુત[૧] ' ની ટીપ તરીકે વાંચવો.

| | | | |
|---|---|---|---|
| ૯ | ૨૭ | હળતો | હળતી |
| ૧૩ | ૩ | ન્યાયાધીશની | ન્યાયાધીશીની |
| ૧૩ | ૬ | રાખવામાં | રાખવાની |
| ૧૯ | ૨૫ | સિદ્ધાંત | સિદ્ધાંતનો |
| ૨૧ | ૮ | સામા | સામાજિક |
| ૨૪ | ૧૪ | પરસ્પર | પરસ્પર સંબંધ |
| ૨૫ | ૩ | સરતો | સરતો ઉપર |
| ૨૯ | ૨૦ | પરસ્પર વ્યવહાર પરસ્પર | પરસ્પર વ્યવહાર. |
| ૩૧ | ૯ | શકત | શકાત |
| ૩૧ | ૧૮ | ભોગવવાનું | ભોગવતું |
| ૩૧ | ૨૫ | માન્ય રાખ્યો છે | તેને માન્ય રાખ્યો છે. |
| ૩૯ | ૨ | લાગતા | લગતા |
| ૩૯ | ૨૭ | બજાવી | બજા |
| ૪૧ | ૫ | ૧૭૮૦ | ૧૭૮૯[૧] |

| | | | |
|---|---|---|---|
| ૪૧ | ૧૨ | રાખવાની હદ | રાખવાથી રદ |
| ૪૫ | ૬ | કહી | કરી |
| ૫૧ | ૧૭ | સૌ | સૌથી |
| ૬૨ | ૨૫ | સદીમાં યથાર્થ | સદીમાં તે યથાર્થ |
| ૬૩ | ૩ | એ | એથી |
| ૬૩ | ૭ | જેની | તેની |
| ૬૫ | ૩ | મુકેલાઓની | મુકાએલાઓની |
| ૬૫ | ૧૮ | તે | તેવા |
| ૬૫ | ૧૯ | ન્યાયાધીશની | ન્યાયાધીશીની |
| ૬૯ | ૨૧ | જણાવવાનું નથી કે | જણાવવાનું કે |
| ૭૨ | ૨૩ | કામ | કાળ |
| ૭૩ | ૧૨ | દરેક બીજી | દરેક |
| ૭૫ | ૧૬ | અને બુદ્ધિને | અને તે બુદ્ધિને |
| ૮૦ | ૭ | ભાનને | ભાવને |
| ૮૨ | ૧૩ | ધારે | વધારે |
| ૮૨ | ૧૬ | ગ્રામેલિઅલના | ગેમેલિઅલના |
| ૮૨ | ૨૫ | અગત્યતા | અયોગ્યતા |
| ૮૨ | ૨૬ | અગત્યતાની | અયોગ્યતાની |
| ૮૯ | ૧૯ | જોડાનારા | જોડનારા |
| ૯૦ | ૨૭ | શ્રેય | ધ્યેય |
| ૧૧૦ | ૭ | મિત્રોનો | મિત્રનો |
| ૧૧૦ | ૨૦ | જે સઘળી વસ્તુ | જે સઘળી |
| ૧૧૧ | ૨૪ | મહોલ્લાજોને | મહોતાજોને |
| ૧૧૫ | ૨૧ | વખત, | વખતે |
| ૧૨૧ | ૯ | અને નવી | અને |
| ૧૨૧ | ૧૦ | લઈ જતા | લઈ જવા |
| ૧૨૧ | ૧૫ | સામુદાઇ | સામુરાઇ |

| | | | |
|---|---|---|---|
| ૧૨૪ | ૨૫ | ખાતાદારને | ખાતાદાર |
| ૧૨૪ | ૨૭ | બંધ બેસતા | બંધ બેસતું |
| ૧૨૬ | ૨૪ | વૃદ્ધિની | વૃદ્ધની |
| ૧૨૭ | ૨૭ | બેરોજગારી | બેરોજગારીના |
| ૧૨૮ | ૧૬–૧૭ | વધી એથી પણ | વધી જતો જોતા નથી. બીજી દલીલ એથી પણ |
| ૧૨૯ | ૯ | વેરી | પુરી |
| ૧૩૧ | ૨૦ | તે પ્રમાણે મદદ | તે પ્રમાણે |
| ૧૩૧ | ૨૧ | મજુરી મેળવવા | મજુરી કરી મદદ મેળવવા |
| ૧૩૩ | ૮ | તેજ | તેવીજ રીતે |
| ૧૩૩ | ૧૯ | કામમાં | કાળમાં |
| ૧૩૪ | ૧૭ | જે | તે |
| ૧૩૫ | ૧૦ | કરે છે | કરે છે |
| ૧૩૭ | ૧૭ | કેન્દ્ર | કેન્દ્રસ્થ |
| ૧૪૩ | ૨૨ | જેવોજ | જેવુંજ |
| ૧૪૫ | ૧૧ | તપાસવાનું | તપાસવું |
| ૧૫૦ | ૨૩ | ૧૮૯૦ ના | ૧૮૯૦ પછીના |
| ૧૫૪ | ૧૭ | Hangry | Hungry |
| ૧૫૪ | ૨૬ | સમાજ સર્વવાદનો | સમાજ સત્તાવાદનો |
| ૧૫૬ | ૭ | ઉભી | ઉભો |
| ૧૫૮ | ૨૩ | ચુંટી કાઢતા | ચુંટી કઢાતા |
| ૧૬૫ | ૧૯ | પગતિ | પ્રગતિ |
| ૧૬૭ | ૧૫ | ધુમાડાથી | ધુમાટાથી |
| ૧૬૮ | ૧૬ | નાંખ્યાં છે તેના હિતમાં | નાંખ્યાં હોય તેના હિતમાં, |
| ૧૬૯ | ૫ | અગાઉ | અગાડી |
| ૧૭૩ | ૧૧ | Pasliament | Pasliament. |
| ૧૭૩ | ૧૨ | કોઈ | કોઇ બાબત |

# ઉદારમતવાદ

## પ્રકરણ ૧ લું.

### ઉદારમતવાદની પહેલાંનો સમય.

હાલની રાજ્ય સંસ્થા અપૂર્વ સંસ્કૃતિનું સ્પષ્ટ દેખાઈ આવતું પરિણામ છે; પરંતુ એ સંસ્થાનું બંધારણ હજી રચાતું જાય છે, અને એ ક્રિયાના એક ભાગ તરીકે સામાજિક વ્યવસ્થાના જુના અને નવા સિદ્ધાંતો વચ્ચે ખેંચતાણ ચાલી રહી છે. આપણો મુખ્ય હેતુ આ નવા સિદ્ધાંતો કેવા છે તે જાણવાનો હોવાથી જુના સિદ્ધાંતોની ઉપરટપકે તપાસ લેવી જરૂરની છે. ઉદારમતના વિચારોની પ્રેરણા હેઠળ રાષ્ટ્રનું નવું બંધારણ ધીમે ધીમે પણ સચોટ રીતે જે સામાજિક વ્યવસ્થાની જગા લેતું જાય છે, તે વ્યવસ્થા કેવી હતી તે આપણે જાણવી જોઇએ. આ જુની વ્યવસ્થા કોઇ પણ રીતે અસલથી ચાલી આવેલી નહોતી. ખરેખરૂં અસલ શું છે, તે કહેવું ઘણું મુશ્કેલ છે, પણ એટલું તો સ્પષ્ટ છે કે દરેક યુગમાં લોકો સમાજ બાંધી રહેતા, અને સગપણ તેમજ કેવળ પાડોસી તરીકેના સંબંધ ઉપર દરેક પ્રકારની સામાજિક સંસ્થા અવલંબી રહેતી. સૌથી શુદ્ધ સમાજના બંધારણમાં એટલું તો સંભવિત લાગે છે કે આવા સંબંધ તથા તેને પુષ્ટિ આપી ઉત્તેજિત કરનારા ધાર્મિક અથવા બીજા વિચારો તેમાં કદાચ મુખ્ય ભાગ ભજવે છે. એટલું તો નક્કીજ છે કે ઓલાદરૂપી તાણા તથા પરસ્પર કન્યા વ્યવહારરૂપી વાણામાંથી એવા વણાટરૂપી સમાજ તૈયાર થાય છે કે જેમાંથી નાનકડી અને અણસુધરેલી, પણ મર્યાદિત અને ઘટ્ટ જાતો બંધાય છે.

પરંતુ સગપણ અને પાડોસનો સંબંધ ફક્ત સાંકડી હદમાંજ કારગત નીવડે છે. જ્યારે ઘણુંખરૂં સંઘ, અથવા ગામપંચાયત જેવા સ્થાનિક સમાજ ઉત્સાહી જીવનનું કેન્દ્રસ્થાન થાય છે, ત્યારે સમગ્ર પ્રજાનો સમૂહ સૈનિક બંધારણ ઉપર આધાર રાખ્યા સિવાય ભાગ્યેજ ખરી સામાજિક તથા રાજકીય એકતા મેળવી શકે છે. સૈનિક બંધારણ મારફત એક પ્રજાને એકત્ર રાખી શકાય છે એટલુંજ નહિ, પણ અન્ય પ્રજાઓને સુદ્ધાં પોતાના તાબામાં લઇ શકાય છે, અને તેમ થતાં પ્રાથમિક જીવનનાં ઘણાં કિંમતી તત્ત્વોને ભોગે મોટા અને વધારે વ્યવસ્થિત સમાજની યોજના થઇ શકે છે. આવી વ્યવસ્થા એક વેળા બંધાતાં કેવળ બળ ઉપર આધાર રાખતી નથી. રાજકર્તાઓ અતિ પવિત્ર સત્તાથી વિભૂષિત થાય છે. તેઓ કદાચ પોતેજ દેવો હોય અથવા દેવોના કુળમાં ઉત્પન્ન થયા હોય, કદાચ સ્વતંત્ર ઉપાધ્યાય વર્ગ તેમને આશીર્વાદ આપી ટકાવી રાખતા હોય, એ બેમાંના કોઇપણ પ્રસંગે જેમના હાથમાં સત્તા હોય તેઓ પોતાનો કાબુ પ્રજાના ફક્ત શરીર ઉપર નહિ પણ તેમના મન ઉપર પણ ચલાવે છે. રાષ્ટ્રની સઘળી વ્યવસ્થા તેમને હસ્તક હોવાથી તેઓ પરમેશ્વર તરફથી અધિકૃત થએલા મનાય છે. આવાં રાષ્ટ્રબંધારણ તરફ લોકો સ્વાભાવિક રીતે તિરસ્કારથી જોતા નથી, તેમ એ બંધારણ તેમના તરફ બેદરકાર પણ રહેતું નથી; પણ ખાસ કરીને એવું રાષ્ટ્ર ઇશ્વરનિર્મિત હોય એમ લાગે છે. લોકોના જીવનના સંબંધમાં તે અધિકાર ભોગવતું હોય તો એટલે સુધીજ કે, જે રીત અને જે નિયમ એને યોગ્ય જણાય તે અનુસાર તેમના ઉપર લશ્કરી નોકરી કરવાની, ખંડણી ભરવાની તથા ખાસ હુકમો અને કદાચ નવા કાયદા પાળવાની ફરજ નાંખવામાં આવે છે. ન્યાય–તત્ત્વશાસ્ત્રીઓના ચોક્કસ વર્ગની માન્યતા ખરી નથી કે કાયદો એ ઉપરી તરફથી તાબાનાં માણસો ઉપર નાંખવામાં આવેલું ફરમાન છે, અને તેને શિક્ષા મારફત અનુમોદન મળે છે. આ સિદ્ધાંત સામાન્ય કાયદાને લાગુ પડતો નથી, છતાં સગવડ ખાતર સમાજની ખાસ સ્થિતિને આપણે સત્તાવાદી કહી શકીએ, એ સ્થિતિમાં પ્રચલિત હોય એવા કાયદાને તે ઉપરટપકે લાગુ પડે છે.

દુનીઆના મોટા ભાગમાં તેમજ ઐતિહાસિક સમયના મહત્વના ભાગ દરમીઆન, સામાજિક સંસ્થાનાં જે બે રૂપ ખાસ પરખાઈ આવે છે, તેજ હસ્તીમાં હોય એમ જણાય છે. અલબત એ બન્ને રૂપ વિગતમાં દરેક રીતે જુદાં પડતાં જણાય છે, પણ એ ફરકો બાજુ રાખી તપાસતાં તે બન્ને પ્રકાર સર્વરીતે ફરી ફરી મળી આવે છે. એક તરફ સગપણની ગાંઠથી જોડાએલા નાના સમૂહ છે. એ સમૂહ પોતપોતામાં પુરતી રીતે બળવાન્ હોય છે, પણ એકત્ર થઇ કામ કરવા સારૂ તેઓ નબળા પડે છે. બીજી તરફ સીધીઓનાં નાનાં સંસ્થાનથી માંડી ચીનાઇ સામ્રાજ્ય જેવાં વિસ્તારમાં તેમજ સંસ્કૃતિમાં વધતાં ઓછાં આગળ વધેલાં મોટાં સામાજિક મંડળો છે. એ મંડળો કોઇક પ્રકારનાં સૈનિકબળ તથા ધાર્મિક કે અર્ધ ધાર્મિક માન્યતાની એકત્ર સત્તા ઉપર અવલંબી રહે છે. આને માટે આપણે 'સત્તાવાદનો સિદ્ધાંત' એ નામ યોજીશું. સંસ્કૃતિની શરૂઆતની સ્થિતિમાં પરસ્પર દુશ્મનાવટ ધરાવતા સંઘ વચ્ચેની વઢવાડ દબાવવા સારૂ, સામાન્ય દુશ્મન સામે પોતાના મુલકની સરહદનો બચાવ કરવા સારૂ અથવા બહારની વ્યવસ્થાના મૂળ સિદ્ધાંતો ઠરાવવા સારૂ નિયમ તરીકે એકજ રીતે કામ લેવામાં આવતું. સત્તાવાદી અમલને અભાવે જંગલી જીવનમાં સાધારણ રીતે ઉપલબ્ધ થતી અરાજકતામાં જઇ પડવાનું થાય છે.

પણ ગ્રીસ અને રોમની જાહોજલાલીના પ્રાચીન કાળમાં બીજી રીતે દેખા દીધી હતી. પ્રાચીન ગ્રીસ અને ઇટાલીનાં શહેરી સંસ્થાનો નવા પ્રકારનાં સામાજિક બંધારણોના રૂપમાં હસ્તીમાં આવ્યાં. કોઇક સરદારના ઉપરીપણા હેઠળના સંઘથી તથા સ્વતંત્ર સ્થાનિક સ્વરાજ્યથી એ સંસ્થાન કેટલીક રીતે જુદાં પડતાં હતાં. પ્રથમ તો એ સંસ્થાનમાં ઘણા સંઘ તથા ગામડાંનો સમાવેશ થતો હતો, અને કદાચ જુદા જુદા સંઘો એકબીજા ઉપર વિજય મેળવવાને કારણે નહિ પણ સાધારણ રીતે સમાન હકની રૂએ એકસંપીમાં જોડાવાથી એ સંસ્થાન હસ્તીમાં આવ્યાં હોય. કોઇક પ્રાચીન સામ્રાજ્ય અથવા હમણાનાં રાજ્ય સાથે સરખામણીમાં એ સંસ્થાન ઘણું

નાનું દેખાય, છતાં અસલની એકજ જાતનાં માણસોની સગપણને ધોરણે બંધાએલી સંસ્થા કરતાં તે ઘણું મોટું હતું. એનું જીવન વધારે વિકારી તેમજ મિશ્ર હતું. એમાં વ્યક્તિને વિશેષ છૂટ મળતી, અને એ સંસ્થાનની ખીલવણી થતાં જુનાં સંયોગ સંઘનાં બંધારણ દબાઇ ગયાં અને તેની જગાએ ભૂગોળને લઇને પડેલા તેમજ બીજી જાતના નવા વિભાગો પડયા. ખરૂં જોતાં એનો મૂળ પાયો માત્ર સગપણ ઉપર નહિ પણ માણસના શહેરી તરીકેના હક્ક ઉપર રચાયો હતો, અને આથીજ તે સ્વતંત્ર સ્થાનિક સ્વરાજ્યથી તેમજ પૂર્વમાં ચાલતા સ્વતંત્ર રાજાની સત્તા હેઠળનાં રાજ્યથી ખાસ ઓળખાઇ આવે છે. એ સંસ્થાન જ કાયદો માન્ય કરતું અને જેને આધારે તે ચાલુ રહેતું તે તાબેદાર પ્રજા ઉપર કોઇ ઉચ્ચ પંક્તિના રાજ્યતંત્ર તરફથી નાંખવામાં આવેલા ફરમાનના પ્રકારનો નહોતો એથી ઉલટું રાજ્યતંત્ર પોતેજ કાયદાને આધીન હતું. કાયદા ઉપરજ રાજ્યનું જીવન અવલંબી રહેતું, અને સ્વતંત્રતા ભોગવતા શહેરીઓના કુલ સમૂહ તરફથી તેને ખુશીથી ટેકો મળતો. આ રીતે જોતાં શહેરી સંસ્થાન સ્વતંત્ર શહેરીઓની સમાજ જેવુંજ લાગતું. આખા રાજ્યનો વિચાર કરીએ તો એટલું માલમ પડશે કે તેના શહેરીઓ કોઇ પણ ઉપરીના તાબામાં નહોતા. પ્રાચીન કાળથી ઉતરી આવેલા સિદ્ધાંતો તથા નિયમોને અનુસરી તથા એક પછી એક ઉતરી આવતી પેઢીઓ તરફથી સ્વાભાવિક રીતેજ દર્શાવવામાં આવતી રાજભક્તિ ઉપર પોતાના બળનો આધાર રાખી તેઓ પોતા ઉપરજ રાજ્ય ચલાવતા. આવા સમાજમાં જે પ્રશ્નો આપણને અતિશય અકળાવે છે તે ઘણાજ સાદા રૂપમાં ખડા થતા, અને ખાસ કરીને સમગ્ર સમાજ સાથેનો વ્યક્તિનો સંબંધ નિકટનો, સરળ અને નૈસર્ગિક રહેતો. દેખીતી રીતે એ બન્નેનાં હિત એક બીજા સાથે ગંઠાએલાં હતાં. દરેક માણસ જો પોતાની ફરજ અદા નહિ કરે તો આખું રાજ્ય સહજમાં નાશ પામે અને પ્રજા પરાધીનતાની બેડીમાં સકડાઇ જાય. ખુદ રાજ્ય પોતાના શહેરીઓનું સુખ ન વિચારે તો ઘણી સહેલાઇથી તેમાં સળો પેસે. એ સઘળા કરતાં વિશેષ અગત્યનું તો એ હતું કે, પ્રજાની રાજભક્તિમાં નિક્ષેપ

પડાવવા તથા સ્વદેશાભિમાનને અંગે અદા કરવાની ફરજોની આડે અંતઃકરણની માન્યતા લાવવા, ધર્મ અને રાજ્ય વચ્ચે કંઈ વિરોધ નહોતો, તેમજ રાજદ્વારી અને ધાર્મિક જીવન વચ્ચે તથા ઐહિક અને આધ્યાત્મિક હક્ક વચ્ચે કંઇ અંતર પડયો નહોતો. આવા સમાજને સાદું અને સરળ જીવન ગાળવા માટે ઐક્યથી જોડાએલા માણસોનાં મંડળ તરીકે વર્ણવવા એ કંઇ તત્ત્વજ્ઞાનની બુદ્ધિનો ચમત્કાર નહોતો, પણ ખરી બીનાનું તદ્દન સાદું અને સ્વાભાવિક વર્ણન હતું. જે ધ્યેયને પહોંચવા સારૂ મુશ્કેલી તથા સંશયથી આપણે માર્ગ કાપતા જઇએ છીએ તે ધ્યેય, પ્રાચીન ગ્રીસમાંના જીવનની પરિસ્થિતિમાંથી સ્વાભાવિક રીતેજ તરી આવ્યાં હતાં.

બીજી તરફ આ સાદી રચના ઘણાં મહત્વનાં બંધનોથી જકડાઇ ગએલી હોવાથી એ બંધનોને લઇનેજ શહેરી રાજ્યસંસ્થાની આખરે પડતી આવી. સંસર્ગી જીવનની જોખમદારી તથા વિશિષ્ટ હક્કનો મુખ્ય આધાર માનુષી વ્યક્તિના નહિ પણ નગરવાસીના અધિકાર ઉપર હતો, અને નગરવાસીના હક્ક કદી પણ સમગ્ર પંચાયતના હક્ક જેટલા વિસ્તૃત હોતા નથી. પ્રજામાં ગુલામો અથવા ખેતીને અંગે રહેલા નોકરો હતા, અને ઘણાં શહેરોમાં જીતાએલી અસલ પ્રજામાંથી ઉતરી આવેલા લોકોનો મોટો સમૂહ હતો. એ લોકો પોતે સ્વતંત્ર હતા, પરંતુ રાજ્યતંત્ર ચલાવનાર મંડળમાંથી એમને બકાત રાખવામાં આવ્યા હતા. સામાજિક પરિસ્થિતિ હમણાં કરતાં ઘણી સાદી અને સરળ હોવા છતાં, પક્ષાપક્ષીની તકરારને લીધે શહેરની વ્યવસ્થામાં હમેશ ભંગાણ પડતું. આવી તકરાર કંઇક ભાગે કદાચ સંધના અસલ બંધારણને પરિણામે પેઢીધર ઉતરી આવેલી હોય, અને કંઇક ભાગે દોલતની વૃદ્ધિ તથા વર્ગ વર્ગ વચ્ચેના નવા ફરકોને પરિણામે ઉભી થએલી હોય. જુદાં જુદાં રાજ્યો વચ્ચેના પરસ્પર સંબંધને લગતા સવાલનું નિરાકરણ કરવામાં શહેરી સંસ્થાનનું બંધારણ નિષ્ફળ જવાથી પક્ષાપક્ષીની બદીએ આખર ઉગ્રરૂપ ધારણ કર્યું હતું. ગ્રીસનાં શહેરી રાજ્યો પોતાની સ્વાધીન શાસનપદ્ધતિને વળગી રહ્યાં હતાં, અને આખરે સંયુક્ત રાજ્યનું

જે ધોરણ ત્યાં અમલમાં આવ્યું તે મારફત આ પ્રશ્ન ઉકેલી શકાત, પણ ગ્રીસના ઇતિહાસમાં એ ધોરણ ઘણું મોડું દાખલ કરવામાં આવ્યાથી તે પ્રજાને બચાવી શકયું નહિં.

વધતા જતા સંબંધને પરિણામે ઉપસ્થિત થતા રાજદ્વારી સવાલોનો તોડ કહાડવા માટે રોમની નિર્માણકુશળ બુદ્ધિએ જુદીજ રીત ઘડી કહાડી હતી. રોમન નગરવાસીના હક્ક ભોગવવાનો અધિકાર વધતાં વધતાં આખા ઇટાલી દેશના લોકોને, અને આગળ જતાં ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપરની સમગ્ર સ્વતંત્ર પ્રજાને આપવામાં આવ્યો હતો. પણ અધિકારનો આ ફેલાવો શહેરી સંસ્થાનની સ્વતંત્ર અને સ્વાધીન શાસનપદ્ધતિને વિશેષ પ્રાણઘાતક નીવડયો. કોન્સલોની ( Consol ) ચુંટણી કરવા તથા કાયદા બાંધવા સારૂ ઈટાલીની સમગ્ર પ્રજા રોમનાં ફોરમમાં ( Forem ) અથવા માર્સ ( Mars ) ના મેદાનમાં ભેગી થઈ શકતી નહિ, અને જેમ જેમ એ પ્રજા વિસ્તારમાં વધતી ગઈ તેમ તેમ કંઈ પણ રાજ્યકીય કારણ માટે શહેરી તરીકેના હક્કની કિમત ઘટવા માંડી. લશ્કરી બળ ઉપર આધાર રાખતા અને નોકરશાહીની શક્તિ મારફત શાંતિ અને બંદોબસ્ત જાળવતા એકજ વ્યક્તિના નિરંકુશ અમલ સિવાય, બીજા કોઇ પણ ધોરણે ચાલતી વિસ્તીર્ણ શહેનશાહત ઉભી કરવામાં કેટલી મુસ્કેલીઓ નડે છે તેનો મહત્વનો દાખલો રોમનો ઇતિહાસ પુરો પાડે છે. આ વિસ્તીર્ણ ઘટનામાં સઘળી સત્તા લશ્કરના હાથમાંજ રહેલી હતી, અથવા ખરૂં કહીએ તો દૂરની સરહદ ઉપરનાં દરેક થાણામાંની ફોજના હાથમાં શકય હોય તેટલી સત્તા રહેતી. ' શહેનશાહતનું રહસ્ય ' પ્રથમ જાહેરમાં આવ્યું તે એ હતું કે, રોમ સિવાય કોઇ પણ ઠેકાણે શહેનશાહ બનાવી શકાય, અને શહેનશાહની દેહ કેટલેક અંશે પવિત્ર ગણાતી અને તેનામાં લોકોની કુલ મરજી મૂર્તિમત્ થતી સ્પષ્ટ જણાતી હોવાના સિદ્ધાંતને ધારાશાસ્ત્રીઓ ઉપરટપકે સ્મરણમાં રાખી પુષ્ટિ આપ્યા કરતા હતા, છતાં ખરી હકીકત એમ હતી કે કોઇ જોરાવર લશ્કર તેને પસંદ કરી નિમતું, અને તેના આ કૃત્યને યુદ્ધના દેવ તરફથી અનુમોદન મળતાં કોઈ

પ્રતિસ્પર્ધી ઉભો થઇ ગાદીનો દાવો કરે તેને શહેનશાહ દબાવી શકે ત્યાં સુધી તેની સત્તા ચાલુ રહેતી. ઉપરાચાપરી થતા સૈનિક વિગ્રહને પરિણામે શહેનશાહતના વિભાગ કંઇ મહારાજ્યની હદમાં, તેમજ તેની આસપાસના મુલકમાં હસ્તી ભોગવતા જંગલીપણાને લીધે પડવા માંડયા નહોતા, પણ તેને લઇને એ વિભાગ પડવાના કામને જોર મળ્યું હતું. સુલેહ શાંતિ પુનઃ સ્થાપવા સારૂ મધ્યસ્થ તથા સ્થાનિક હકુમતો વચ્ચે છૂટછાટને ધોરણે સમાધાન કરાવવું જરૂરનું હતું, એટલે મોખાસદાર સ્થાનિક સંસ્થાનનો રાજા થતાં દૂર અમલ ચલાવતા સાર્વભૌમ્ય શહેનશાહ પ્રત્યે પ્રસંગાનુસાર વધતી ઓછી વફાદારી બતાવતાં. આ દરમ્યાન ચાલુ રહેલી અરાજકતાને પરિણામે કંઇક અંશે અન્ય રાજાને તાબે જવાને લીધે અને કંઇક અંશે પીડાકારી સમયમાં રક્ષણ કરી શકે એવો રાજા શોધી કહાડવાની જરૂર લાગવાને લીધે પશ્ચિમ યુરોપના લોકસમાજે પોતાનું સ્વતંત્રપણું ખોયું. આ સઘળાં કારણોને લીધે મધ્યકાળમાં પ્રચલિત થએલાં સામાજિક બંધારણો આપણે જેને પતાવટ પદ્ધતિ (Feudal) કહીએ છીએ તેવું કંઇક ધર્માધિકારી-સત્તાક રાજ્યનું રૂપ લીધું. સત્તાના સિદ્ધાંતનો આવી રીતે સચોટ અમલ કરતાં નિયમ તરીકે દરેક માણસ ઉપર કોઈ ઉપરી અધિકારી રહેતો. ખેડુત પોતાના અમીર મારફત, તે કોઇ મહાન ઉમરાવ મારફત અને એ ઉમરાવ ખુદ રાજા મારફત પોતાના હક્ક પ્રાપ્ત કરતો. એથી પણ વિશેષ પ્રમાણમાં સંપૂર્ણ ગણાતા નિયમાનુસાર એ રાજા,-શહેનશાહ તરફથી પોતાના હક્ક મેળવતો અને સેન્ટપીટર નામના અધિષ્ઠાતા ધર્મગુરૂને હાથે રોમના પોપને સત્તા મળેલી હોય છે તેવા પોપને હાથે એ શહેનશાહનો રાજ્યાભિષેક થતો. આવી રીતે સૃષ્ટિના આદિકર્તાથી છેક હલકામાં હલકા ખેડુત સુધી સત્તાની પરંપરા સંપૂર્ણ રીતે ઉતરી આવી હતી.

અલબત આ મધ્યકાળમાં પ્રચલિત સિદ્ધાંતનો એકપક્ષીય વિચાર છે, પણ એ વિચાર ખરી બીનાને ઘણા મોટા પ્રમાણમાં મળતો આવતો હતો. પ્રજા તરફથી રાજ્યતંત્રને સત્તા મળવાની એથી ઉલટી માન્યતા રોમ તથા

ગ્રીસના પૂર્વ ઇતિહાસની અસર હેઠળ કંઇક અંશે મધ્યકાળમાં જણાવા માંડી હતી. પણ એ માન્યતા એટલાજ કારણે વિશેષ અગત્યની લેખાતી હતી કે તેના ઉપરથીજ આગળ ઉપરની માન્યતા રચાઇ હતી. એ વિષય ઉપર વાંચનારે ગિર્કે કૃત્ય પોલિટિકલ થીઅરીઝ ઓફ ધી મિડલ એજનો મેટલેન્ડકૃત (કેમ્બ્રિડજ યુનિવર્સિટી પ્રેસ) અનુવાદ જોવો.

આ બંધારણની હદમાં હુન્નરકળા અને વેપારની વૃદ્ધિ થતાં સ્વતંત્રતાનાં નવાં સ્થાનો ઉભાં થયાં. જે જે શહેરમાં પ્રજાએ એકત્ર થઇ પોતાનો બચાવ કરવા માટે જોડાવાના તથા સામાન્ય હિતસંબંધનું નિયમન કરવાના પાઠો ફરી શીખવા માંડ્યા હતા, તે તે શહેરમાં લોકોએ મોટા ઉમરાવ અથવા રાજા પાસેથી પોતાના હક્કની સનદો મેળવી, અને યુરોપખંડમાં તો સર્વ રીતે સ્વતંત્ર થવામાં ફતેહ મેળવી. ઇંગ્લંડ ઉપર નોરમન સ્વારી આવી ત્યારથીજ ત્યાંની મધ્યસ્થ સત્તા અતિ બળવાન હતી છતાં ત્યાં પણ જે શહેરોમાં લોકસમૂહ એકત્ર થયો ત્યાંની પ્રજા ઘણા કાળ માટે સ્વરાજ્ય ભોગવતી થઈ પડી હતી. સંપૂર્ણ પ્રકારે રાજ્યવ્યવસ્થા ભોગવતી શહેરી સંસ્થાનું પુનરૂજ્જીવન થયું તેની સાથેજ ધામધુમ અને ચળવળાટનો ઉભરો નીકળી આવ્યો. સાહિત્ય અને હુન્નરકળાની પુનરાવૃત્તિ થઇ, પ્રાચીન સાહિત્યની શોધખોળ થવા માંડી અને તત્ત્વજ્ઞાન તથા વિજ્ઞાનનો પણ ફરી જન્મ થયો.

મધ્યકાળની સંપૂર્ણ રીતે રાજ્યવ્યવસ્થા ભોગવતી શહેરી સંસ્થા પ્રાચીન કાળની તેવી સંસ્થા કરતાં ઉત્તમ પ્રકારની એટલાજ કારણે હતી કે એની હસ્તી ચાલુ રહેવા સારૂ ગુલામગીરી આવશ્યક ગણાતી નહોતી. એથી ઉલટું, નાસી આવતા ખેડૂતોને આવકાર આપી અને તેની સ્વતંત્રતાનો બચાવ કરી તેની તે ભોગવવાની યોગ્યતા સ્થાપન કરી નરમ રૂપની પ્રચલિત ગુલામગીરી નાબુદ કરવામાં એ સંસ્થાએ ઘણો મજબૂત ભાગ લીધો હતો. પરંતુ પ્રાચીન રાજ્યની માફક માંહેમાંહેની પક્ષાપક્ષીને પરિણામે તે ભયંકર રીતે હમેશને માટે નબળું પડી ગયું હતું, અને પ્રાચીન

રાજ્યની માફક માનવ વ્યક્તિના હક્ક ઉપર નહિ પણ શહેરી તરીકેની જોખમદારી ઉપર તેની પ્રજાના વિશિષ્ટ હક્ક અવલંબી રહેલા હતા. સનદની રૂએ સંયુક્ત સમાજોને પ્રાપ્ત થએલા હક્કો, રાજા અથવા મોખાસદાર સામેના તેમજ બાકીની સઘળી દુનિયા સામેના રાજ્યના-એક અંગ તરીકે પ્રાપ્ત થએલા તેના પોતાના હક્કો, તેમાંના વેપારી સંઘ તથા હુન્નરકળાને લગતા હક્કો, તથા આવી સંસ્થાના સભ્ય તરીકે સ્ત્રી પુરૂષોને મળેલા હક્કો, એ સઘળાથી તેને તેટલે ભાગે સ્વતંત્રતા મળે છે એમ તે સમજી શકતું નહિ. પણ એ સંસ્થાની ખરી નબળાઇ તેના છૂટા પડી જવાને લીધે હતી એમ વારંવાર વ્યક્ત થતું. વંશવૃદ્ધિની સાથે વધારે અને વધારે બળવાન થતી જતી પતાવટ પદ્ધતિ (Feudal) ઉપર બંધાએલા સમાજની બહાર અથવા તેની અંદર રહી સરખામણીમાં વિશેષ સ્વતંત્રતા ભોગવતી શહેરી સંસ્થા અલગ હસ્તી ભોગવતી. વ્યવહારનાં સાધનો તથા જીવનની કળામાં સુધારો થતાં, ખાસ કરીને ફ્રાન્સ અને ઇંગ્લંડમાં મધ્યસ્થ સત્તાનો અમલ તેના તાબાના મોખાસદારો ઉપર લંબાતો ચાલ્યો. પતાવટ પદ્ધતની અવજ્ઞા તથા તેને અંગે થતા બખેડા દાબી દેવામાં આવ્યા હતા, અને પંદરમી સદીના અંત સુધીમાં અર્વાચીન પ્રજાઓમાં બંધારણનાં મૂળ પાયા તરીકે ગણાતાં મહાન સંયુક્ત રાજ્યો હસ્તીમાં આવ્યાં હતાં. એ રાજ્યોના ઉદયને પરિણામે સામાજિક ઘટનાનો વિસ્તાર વધ્યો, તેમજ કેટલીક બાબતમાં તેમાં સુધારણા પણ થઇ, અને શરૂઆતના તબક્કામાં સ્થાનિક અરાજકતા દાબી દઇ તથા પતાવટ પદ્ધતને લગતા વિશિષ્ટ હક્કો ઝુંટવી લઇ, એ રાજ્યોએ શહેરી રાજકીય સ્વતંત્રતાને પુષ્ટિ આપી. પરંતુ કેન્દ્રસ્થ સત્તાનું વધવું આખરે શહેરી રાજકીય છૂટાપણાને બંધબેસતું ન આવ્યું, તથા તેના ખંડીઆ રાજાઓ વચ્ચેની શરૂઆતની ઝપાઝપીને પરિણામે સામાન્ય જનસમાજે જે પ્રાથમિક રાજકીય હક્કો મેળવ્યા હતા તે પણ જોખમમાં આવી પડ્યા.

આ પ્રમાણે અર્વાચીન સમયમાં દાખલ થતાં સર્વરીતે સત્તાવાદના ધોરણ ઉપર રચાએલા સમાજ, રાજાની સત્તા સર્વોપરી અને અનિયમિત અને આપઅખત્યાર અમલ તરફ ઢળતો, અને રાજાની પછી મોટા જાગીર-

દાર ઉમરાવોથી માંડીને રોજે જનાર મજુર સુદ્ધાંને બંધારણમાં લેતો સામાજિક સમૂહ, એ સઘળું આપણે જોઇએ છીએ. સમાજના બંધારણનાં શરૂઆતનાં રૂપ સાથે સરખાવતાં અહીં એક પગથીઉં આગળ વધાયું હોય એમ લાગે છે. લોકસમૂહરૂપી પીરામિડના તળમાં કંઇ નહિ તો જાતીય સ્વતંત્રતા ભોગવતો પ્રજા વર્ગ છે. ઇંગ્લંડમાંથી ખેતીકારોનું દાસત્વ યથાર્થ અદૃશ્ય થઇ ગયું છે, અને ફ્રાન્સના મોટા ભાગમાંથી પણ ઉડી ગયું છે અથવા તો જમીન ભોગવટાને લગતા કેટલાક અનિષ્ટ પ્રસંગોને લઇને નબળું પડી ગયું છે. એથી ઉલટું, અંગ્રેજ ખેડુત જમીનની માલકી ધરાવતો અટકતો જાય છે, અને પરિણામે ઇંગ્લંડમાં જે સામાજિક પ્રશ્નો ભવિષ્યમાં ઉપસ્થિત થવાના છે તેનો પાયો નંખાય છે.

આ રીતે જોતાં અર્વાચીન રાજ્યની શરૂઆત સત્તાવાદનાં ધોરણ ઉપર થાય છે, અને એ ધોરણ સામેના ધાર્મિક, રાજકીય, આર્થિક, સામાજિક તથા નૈતિક બાબતોના વિરોધથી ઉદારમતવાદના ઇતિહાસની શરૂઆત થાય છે. આ મુજબ ઉદારમતવાદ પ્રથમ વિવેચનના અને તે પણ કેટલીકવાર નાશકારક અને ઉથલપાથલ કરાવનાર વિવેચનના રૂપમાં દેખા દે છે. એનો આવો નિષેધક પ્રકાર સદીઓ સુધી આગળ પડતો જણાય છે. આ વિવેચનનો મુખ્ય આશય નવા વિચારો ઉત્પન્ન કરી નવી સંસ્થા સ્થાપવા, માણસજાતની પ્રગતિની આડે આવતી અડચણો ખસેડવા, અને કરવા ધારેલા નિશ્ચિત ધ્યેય આલેખવા અથવા સંસ્કૃતિની ઇમારતની વ્યવસ્થા નક્કી કરવા કરતાં મોજુદ હોય તેવી સંસ્થાઓ તોડી પાડવાનો હતો. ઉદારમતવાદીઓને માણસજાત જુલમમાં કચડાઇ ગએલી જણાવાથી તેઓ તેને તેમાંથી છોડવવા પ્રેરાય છે. આપ અખત્યાર અમલ હેઠળ પ્રજા ત્રાહે પોકારતી. વળી વિજેતા પ્રજાના હાથમાં અન્ય લોકો જકડાએલા, સામાજિક વિશિષ્ટ હક્કો હુન્નરકળા સંબંધી સાહસની આડે આવતા અથવા કરના બોજા હેઠળ એવાં સાહસ નિર્બળ થઇ જતાં, ઉદારમતવાદને માલમ પડવાથી આ સઘળી બાબતમાં મદદરૂપ થવા તે પ્રયત્ન કરે છે. એ વાદ દરેક વિષય-

માંથી વધારાનો અને બીનજરૂરીઆત બોજો દૂર કરે છે, બંધનો તોડી નાંખે છે, અને અંતરાય સાફ કરી નાંખે છે. વિનાશનું કામ સંપૂર્ણ થતાં પુનઃ રચના માટે જે જોગવાઇ કરવાની જરૂર પડે તે સારૂ શું આ વાદ એટલાજ પ્રમાણમાં મથન કરે છે કે ? ઉદારમતવાદનું મૂળ શું રચનાના કે માત્ર વિનાશના સિદ્ધાંત ઉપર બંધાએલું છે ? એનો આ આશય શું કાયમનો આવો જ છે ? સામાજિક જીવનને આવશ્યક હોય એવો કોઇ ખરો સિદ્ધાંત શું એ વાદથી પ્રદર્શિત થાય છે, કે પશ્ચિમ યુરોપના ખાસ સંજોગોને લઇને ઉપસ્થિત થતા કોઇક ક્ષણિક ચમત્કારરૂપે તે છે, અને એનું કાર્ય એટલું બધું પૂર્ણ થઇ ગયું છે કે તે કોઇ નવીન અને વધારે રચના-શક્તિવાળા સિદ્ધાંત ઉપર કામ આગળ ચલાવવા પોતે ઉપાડેલું કામ છોડી દઇ જીવનપ્રવાહમાંથી વાનપ્રસ્થ થવામાં અથવા હજી અણખેડાએલા રહેલા ભાગોને સંસ્કૃતિને માર્ગે દોરવવા કદાચ સંતોષ માને ? આવા અને એવાજ બીજા સવાલોનું આપણે નિરાકરણ કરવાનું છે. હાલ તરત તો આપણે એટલું જોઇ શકીએ છીએ કે જે સંજોગોમાં એ વાદ હસ્તીમાં આવ્યો હતો તે ધ્યાનમાં લેતાં વિવેચન તથા વિનાશરૂપી કાળ એમાં પ્રાબલ્ય ભોગવે એ સ્વાભાવિક છે, પરંતુ એ ઉપરથી એમ ઠરતું નથી કે એમાં આખરે પુનઃ રચના કરવાની શક્તિનો અભાવ છે. ખરૂં જોતાં, ઉદારમતવાદની મદદથી અથવા તો ચાલતી રૂઢીને ચીવટાઇથી વળગી રહેવાની લોકોની વૃત્તિને લઇને વિનાશની સાથે સાથે પુનઃ રચનાનું કામ ચાલ્યું આવ્યું છે, અને પેઢીધર પેઢી એ કામ વધારે મહત્વનું થતું જાય છે. આપણે આગળ જોઇશું એ પ્રમાણે અર્વાચીન રાજ્યસંસ્થામાં ઉદારમતવાદનાં સિદ્ધાંતના તત્ત્વો ઘણે અંશે આમેઝ થએલાં છે, અને એ તત્ત્વો કયાં છે, અને તે કેટલે સુધી ફળીભૂત થયાં છે એ આપણે જાણીશું ત્યારે ઉદારમતવાદનાં મૂળતત્ત્વો આપણે ઘણી સારી રીતે સમજી શકીશું, તેમજ કાયમને માટે તે કેટલાં ઉપયોગી થશે તે પણ નક્કી કરી શકીશું.

# પ્રકરણ ૨ જું.

---

## ઉદારમતવાદનાં મૂળતત્ત્વો.

---

આ સ્થળે આપણે ઉદારમતવાદને લગતી ચળવળની પ્રગતિના ઇતિહાસનું રેખાદર્શન કરાવવા કરતાં વિશેષ કંઇ કરી શકીશું નહિ. પ્રાચીન સંસ્થાના કયા કયા સિદ્ધાંત ઉપર એણે તરાપ મારી હતી, અને એની વૃદ્ધિને ઉત્તેજીત કરનાર કયા વિચારો મુખ્ય હતા તેજ ફક્ત દર્શાવીશું.

### ૧. સામાજિક સ્વાધીનતા.

તર્કશાસ્ત્રની તેમજ ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં પ્રથમ તરાપ સ્વેચ્છાચારી રાજઅમલ ઉપર આવે છે, અને પ્રથમ જે સ્વાધીનતા મેળવવાની છે તે કાયદાનુસાર તપાસ ચલાવવાના હક્ક બાબતની છે. જે માણસને બીજા સામે કાયદા પ્રમાણે લડવા કંઇપણ હક્ક હોતા નથી, પણ જેનું જીવન સર્વરીતે બીજાની આજ્ઞા ઉપરજ અવલંબી રહે છે અને બીજાની તરંગી વૃત્તિ પ્રમાણે જેની તરફ વર્તન ચલાવવામાં આવે છે તે માણસ બીજા માણસનો ગુલામ છે. એ હક્ક વિનાનો છે, એનામાં હક્કનો અભાવ છે. આ હક્ક રહિત પદ્ધતિ કેટલાંક જંગલી રાજશાસનમાં કેટલીક વખત રાજા પ્રજા સર્વ સંબંધમાં દૃઢતાથી જળવાઇ રહેલી માલમ પડે છે. અહીં પુરૂષ તેમજ સ્ત્રી વર્ગ એક બીજા સામેના રૂઢી પ્રમાણે ઉતરી આવેલા જાત અને મિલકતને લગતા હક્કો ભોગવતાં, પણ તેમને રાજાની મરજીની સામે જવા કશા પણ હક્ક નહોતા. યુરોપના કોઇપણ રાજાએ અથવા મુખ્ય જાગીરદારે આ પ્રકારની સત્તા કદી પણ સર્વમાન્ય હોય એ રીતે ભોગવી નથી, પરંતુ આશયમાં કોઇપણ રીતે સ્વેચ્છાચારમાં ઉતરે નહિ એવી સત્તા યુરોપના શાસનકારોએ જુદે જુદે વખતે અને જુદી જુદી દિશામાં ભોગવી છે, અથવા

પોતે એવી સત્તા ધરાવવાનો દાવો કર્યો છે. દાખલા તરીકે, નિયમિત રીતે ચલાવવામાં આવેલો તપાસને પરિણામે કોઈપણ માણસ સામે નિર્દિષ્ટ કરેલા ગુન્હા સાબીત થતાં ચોક્કસ શિક્ષા ફરમાવતી પદ્ધતસર ન્યાયાધીશની સાથે સાથે સ્વેચ્છાચારી શાસનકારો પોતાની મરજી અને આજ્ઞા ઉપર આધાર રાખતી કાયદેસર અધિકાર બહારની કેટલીક કેદ પકડવાની અટકમાં રાખવામાં અને શિક્ષા કરવાની રીતીનો ઉપયોગ કરતા. આવો પ્રકાર હાલમાં ( એટલે ઝારને ગાદીએથી ઉઠાડી મુકવામાં આવ્યો તે પહેલાં ) રશિઆમાં ' વહીવટી ' નિયમાનુસાર ફરમાવવામાં આવતી શિક્ષા, ફ્રાન્સમાં અગાઉના રાજ્ય અમલમાં બંધ લખોટામાં કહાડવામાં આવતા હુકમો પ્રમાણે થતી કેદ, બંડ સમયે કહેવાતા લશ્કરી કાયદા પ્રમાણે કરવામાં આવતી ફાંસીની સજા, તથા આયરલેંડમાં સત્વર અને અપક્ષપાતિ તપાસ માટે પ્રજાને આપવામાં આવેલી સાધારણ જામીનગીરીનો અમલ મોકુફ કરવાની પદ્ધત, એ સઘળામાં * જોવામાં આવે છે. બ્રિટિશ પાર્લામેન્ટે પ્રજાના છૂટાપણા માટે જે લડત ઉપાડી હતી તે અંગે સ્વેચ્છાચારી શાસનતંત્રનાં આવાં રૂપ સામે સત્તરમા સૈકામાં સખત વિરોધ દર્શાવવામાં આવ્યો હતો, અને પ્રજાની આ પહેલી પંક્તિની સ્વાધીનતા પીટિશન ઓફ રાઇટ અને પાછળથી હેબીઅસ કોરપસ એકટની રૂએ મેળવવામાં આવી હતી. આ પ્રમાણે સ્વાધીનતાને પ્રથમ પગથીએ ચડવા માટે ખરેખર રીતે કાયદા માટેજ માંગણી થએલી એ ઘણું અર્થસૂચક છે. સત્તરમા સૈકામાં આ સંબંધમાં ચાલેલી તકરારના આખા પ્રકરણના સારાંશમાં લોક સાહેબ આ પ્રમાણે લખે છેઃ ' શાસનતંત્રમાં પ્રજા માટે સ્વાધીનતા મેળવવી એ સમાજના દરેક અંગભૂતને લાગુ પડે એવો, અને સમાજમાંથીજ ઉભી થએલી કાયદા ઘડનારી સત્તાએ ઘડેલો જીવનક્રમ નિયમન કરનારો જાથુકનો નિયમ મેળવવો એ છે.'

---

* આવા પ્રકાર હિન્દુસ્તાનના બ્રિટિશ રાજઅમલમાં પણ કહેવાતા કાયદા અનુસાર અથવા ' વહીવટી ' નિયમાનુસાર અમલમાં છે, એ ભાગ્યેજ જણાવવાની જરૂર છે.

તાત્પર્ય કે સર્વ એકસરખા રીતે ભોગવી શકે એવી સ્વાધીનતાની પ્રથમ જરૂરીઆત એ છે કે તે બાબતમાં સર્વને એકસરખી રીતે લાગુ પડે એવા પ્રતિબંધો હોવા જોઇએ. આવા પ્રતિબંધોને અભાવે કેટલાક માણસોને છૂટ મળે પરંતુ બીજાઓને તે મળે નહિ. એક માણસ સર્વ રીતે પોતાની મરજી માફક વર્તી શકે, પણ બીજાઓને તો તે જેટલી પરવાનગી આપવાનું યોગ્ય ધારે તે સિવાય વિશેષ પોતાની મરજી માફક તેઓ વર્તી શકશે નહિ. અન્ય દૃષ્ટિએ એજ સિદ્ધાંત મુકીએ તો, સ્વાધીન શાસનતંત્રનો પહેલો નિયમ એ હોવો જોઈએ કે રાજ્યકર્તાના સ્વેચ્છાચારી ઠરાવોને આધારે નહિ, પણ રાજ્યકર્તા પોતે પણ આધીન હોય તેવા કાયદાના ઠરાવેલા નિયમો પ્રમાણે શાસનતંત્ર ચાલવું જોઇએ. આ ઉપરથી ઘણું અગત્યનું અનુમાન એ નીકળે છે કે સ્વાધીનતા અને કાયદા વચ્ચે કંઇ પણ ખાસ વિરોધ રહેતો નથી. એથી ઉલટું સ્વાધીનતાને કાયદાની જરૂર લાગે છે. અલબત, કાયદો માણસને પ્રતિબંધમાં રાખે છે એથી અમુક વખતે અને અમુક દિશાએ કાયદો એની સ્વાધીનતાની આડે આવે છે, પણ તેજ પ્રમાણે તે બીજાઓને એની તરફ પોતાની મરજી પ્રમાણે વર્તતાં અટકાવે છે. વળી એ કાયદાને લીધે તેની ઉપર સ્વેચ્છાચારી ઉપક્રમ અથવા જબરદસ્તી થવાની બ્હીકમાંથી તે મુક્ત રહે છે અને ખરૂં જોતાં આજ એક એવો ભાવ છે કે જેવડે આખા સમાજ માટે સ્વાધીનતા મેળવી શકાય.

આ દલીલમાં ધારી લેવામાં આવેલા એક મુદ્દાની ઉપેક્ષા કરવી જોઇતી નથી. કાયદા પ્રમાણે ચલાવવામાં આવતા અમલ મારફત આખા સમાજને પોતાની સ્વાધીનતા જળવાઇ રહેવાની ખાતરી મળે છે એમ ધારવામાં આપણે એમ પણ માનીએ છીએ કે, તે અમલ નિષ્પક્ષપાત છે. જો રાજતંત્ર માટે એક કાયદો હોય અને પ્રજા માટે બીજો હોય, અમીર ઉમરાવો માટે એક અને સામાન્ય જનસમાજ માટે બીજો, તવંગર માટે એક અને ગરીબ માટે બીજો, તો તે કાયદા મારફત સઘળાને સ્વાધીનતા મળવાની ખાતરી થતી નથી. આ સંબંધમાં સ્વાધીનતામાં સમાનતાનું પણ સૂચન થાય છે. આ કારણોને લઇનેજ કાયદાનો નિષ્પક્ષપાત અમલ થાય

એવા વહીવટ માટે ઉદારમતવાદ દબાણ કરે છે. એથીજ રાજતંત્ર તથા પ્રજા વચ્ચે સમાનતા જળવાઇ રહેવા માટે ન્યાયાધીશીને સ્વતંત્ર રાખવા માટે માંગણી થાય છે. અને એથીજ ન્યાયાધીશીમાં કામ ચલાવવાની સોંઘી રીત માટે અને સહેલાઇથી પહોંચી શકાય એવી ન્યાયાધીશી માટે માંગણી થાય છે. એથી કોઇપણ વર્ગના વિશિષ્ટ હક્ક * હોય તે બાતલ કરવા માટે આગ્રહ થાય છે, અને એથીજ વખત જતાં કુશળ વકીલો મેળવવાની પૈસાવાળાની શક્તિ નિર્મૂળ કરવા માંગણી થશે.

## ૨. નાણા પ્રકરણની છૂટ.

કાયદાને લગતી છૂટ સાથે ગાઢો સંબંધ ધરાવતો, અને દરરોજના જીવનમાં વિશેષ વિસ્તૃત રીતે લાગુ પડતો સવાલ, નાણાં પ્રકરણની છૂટનો છે. સ્ટુઅર્ટ રાજાઓએ અનિયંત્રિત રીતે કર નાંખવાથી ઇંગ્લંડમાં આ સવાલે ઉગ્રરૂપ લીધું હતું. રાજા જ્યાર્જ ત્રીજાએ એવીજ અચુક રીતે અમેરિકામાં એ સવાલ ઉપસ્થિત કર્યો હતો. ફ્રેંચ ઉત્કાંતિનું પાસેનું કારણ તો અમીર ઉમરાવો તથા પાદરી વર્ગે નાણાં વિષયની જોખમદારીનો ભાગ ઉપાડી લેવાની ના પાડેલી તે હતું. પણ નાણાં પ્રકરણની છૂટમાંથી કાયદાને લગતી ઘટના કરતાં ઘણા મહત્વના બારીક સવાલો ઉભા થાય છે. સર્વને અપક્ષપાતરીતે લાગુ પડે એવા કાયદાની રૂએ કરનું ધોરણ નકકી કરવું, એ બસ નથી. કારણ સાર્વજનિક જરૂરીઆતોને લઇને દર વર્ષે કરોમાં ફેરફાર કરવો પડે છે. અને બીજા કાયદાઓ અનિશ્ચિત સમય સુધી બદલાયા વિના જેમને

---

* સત્તરમા સૈકામાં પણ ઘણા ગુન્હાઓ માટેની શિક્ષા માફ કરવા સારૂ 'પાદરી–ધર્માધિકારીઓને મળતી છૂટ' એ સચોટ દલીલ ગણાતી હતી. તે સમયે વાંચી શકે એવા સઘળાઓ એ છૂટનો લાભ લઇ શકતા અને તે કારણે શિક્ષિત વર્ગ માટે એ એક વિશિષ્ટ હક્ક ગણાતો હતો. વાંચતાં આવડવું જોઇએ એવું બંધાએલું ધોરણ સને ૧૭૦૫ માં રદ થયું, પણ ઉમરાવો અને ધર્માધિકારી વર્ગના કારકુનો અઢારમી સદીમાં પણ એ હલીલનો લાભ લેતા, અને એ હક્કનો અવશેષ ભાગ છેક ઓગણીસમી સદી સુધી તદ્દન રદ કરવામાં આવ્યો ન હોતો.

તેમ સ્થિર રહેછે, પણ કરનું ધોરણ, તેના વિષયને કારણે વારંવાર પ્રચલિત સ્થિતિને બંધબેસતું કરવુંજ પડે છે. યોગ્યરીતે વિચારતાં એ વિષય કાયદા બાંધનાર મંડળ કરતાં વહીવટદાર મંડળને વિશેષ લગતો છે. એથી નાણાં વિષયમાં લોકોની છૂટ એટલે વહીવટદાર મંડળનો પ્રતિબંધ, ફક્ત વ્યવસ્થિત રીતે રચાએલા અને ઠરાવેલા કાયદાઓ મારફત નહિ પણ વિશેષ પ્રયત્નથી એને હમેશની દેખરેખને પરિણામે મુકવામાં આવતો. ટુંકામાં એનો અર્થ જવાબદાર શાસનતંત્ર થાય છે. અને તેથીજ લોકોના પ્રતિનિધિત્વને અભાવે કાયદા ઘડી શકાય નહિ ' એ ફરિયાદના કરતાં ' લોકોના પ્રતિનિધિત્વને અભાવે કર નાંખી શકાય નહિ, એ ફરિયાદ આપણે વારંવાર સાંભળી છે. આ ઉપરથી સત્તરમા સૈકાથી માંડીને નાણાં પ્રકરણી છૂટમાં રાજદ્વારી છૂટ તરીકે ઓળખાતી છૂટનો સમાવેશ થએલો માનવામાં આવતો.

## ૩ વ્યક્તિગત છૂટ.

રાજદ્વારી છૂટાપણા વિષે આગળ ઉપર વિવેચન કરવું વધારે અનુકૂળ પડશે. પણ અહીં આપણે ધ્યાનમાં રાખવાનું છે કે એ લક્ષ્યબિંદુએ પહોંચવાનો બીજો માર્ગ છે અને ખરૂં જોતાં તે માર્ગેજ ત્યાં પહોંચાયું હતું. આપણે ઉપર જોયું છે કે કાયદેસર અમલ એ છૂટાપણાનું પ્રથમ પગથીઉં છે. કોઈ માણસ ઉપર બીજા માણસો તરફથી નિર્બંધ મુકવામાં આવે ત્યારે તે માણસ છૂટો કહેવાય નહિ, પણ જે સિદ્ધાંત તથા નિયમોને તાબે આખો સમાજ હોય તે સિદ્ધાંત તથા નિયમો મારફત તેના ઉપર નિર્બંધ મુકવામાં આવે તો તે છૂટો કહી શકાય, કારણ સમાજ જ છૂટાપણું ભોગવતા માણસનો ખરો શેઠ છે. પરંતુ અહીં આપણે એ વિષયની ફક્ત શરૂઆતની સ્થિતિમાં છીએ. કાયદો હસ્તીમાં હોય, અને સ્ટુઅર્ટ રાજાઓએ કાયદો બાજુએ મુકવા જે પ્રયત્ન કરેલો તેવો કોઈ પ્રયત્ન કરવામાં ન આવે, છતાં ( ૧ ) કાયદા ઘડવાનું અને તે અમલમાં મુકી જારી રાખવાનું સાર્વભૌમની અથવા રાજ્યનો અધિકાર ચલાવતાં થોડાં માણસોની મરજી ઉપર આધાર રાખે. અને ( ૨ ) કાયદાનો વિષય કેટલાકની બાબતમાં, ઘણાની બાબતમાં અથવા તો તે ઘડનારા સિવાય બાકીના સઘળાની બાબતમાં અન્યાયી અને સિતમગાર નિવડે. આમાંની પ્રથમ

બાબત આપણને રાજકીય છૂટાપણાના વિષય ઉપર પાછી લઇ જાય છે, પણ તે ઉપરનું વિવેચન આપણે મુલતવી રાખીએ છીએ. બીજી બાબતમાંથી ઉદારમતવાદના ઇતિહાસનો મોટો ભાગ જે સવાલોએ રોકયો હતો તે સવાલો ખડા થાય છે, અને એ સંબંધમાં લખતાં આપણે સવાલ કરવો પડે છે કે કેવા પ્રકારના કાયદા ખાસ કરીને સિતમગાર જણાયા છે અને કેવી બાબતોમાં ફક્ત કાયદા મારફત નહિ, પણ ખરાબ કાયદા અને જુલ્મગાર વહીવટ રદ કરી છૂટાપણું મેળવવાનું જરૂર જણાયું છે.

પ્રથમ સ્થાને વ્યક્તિગત છૂટાપણાને નામે ઓળખાતા છૂટાપણાનું પ્રકરણ આવે છે. એ પ્રકરણનું લક્ષણ બાંધવાનું કામ સૌથી મુશ્કેલ છે. છતાં ક્રોધ તથા માણસ જાતની ઉંડામાં ઉંડી લાગણીને લઇને ઉપસ્થિત થતા ઝનુનીમાં ઝનુની કલહનો એ અખાડો હતો. એના મૂળમાં વિચારની સ્વતંત્રતા રહેલી છે, એટલે માણસ પોતાના મનમાં જે અભિપ્રાય બાંધે તે પરીક્ષણથી મુક્ત હોવો જોઇએ, કારણ મન એ એવો આંતર કિલ્લો છે કે જો કોઇ પણ ઠેકાણે માણસ પોતાની સર્વોપરી સત્તા ચલાવી શકતો હોય તો તે અહીંજ છે. પણ વિચારની આપલે કરવાના છૂટાપણા વિના વિચાર સ્વતંત્રતા ઘણી થોડીજ કામ આવે છે, કારણ વિચાર મુખ્યત્વે કરીને સમાજની પેદાશ છે; અને તેથી વિચારની સ્વતંત્રતાની સાથે બોલવાનું, લખવાનું, છાપવાનું, અને શાંત રીતે ચર્ચા કરવાનું છૂટાપણું રહેલું છે. આ હક્કો મુશ્કેલી તથા સંશય રહિત નથી. અમુક સ્થિતિએ ભાષા અને કૃત્ય એવાં ભેળાઈ જાય છે કે તે એક બીજાથી ઓળખાઇ આવતાં નથી, અને ભાષાની છૂટનો અર્થ તોફાન મચાવવાનો હક્ક થાય છે. અનુમાન ઉપરથી યોગ્ય સ્વતંત્રતાની મર્યાદા બાંધવાનું કોઈ પણ રીતે સહેલું નથી. તેમ કરતાં આપણે તરતજ એકાદ એવી સ્થિતિએ આવી પહોંચીએ છીએ કે ત્યાં છૂટાપણું અને વ્યવસ્થા વચ્ચે મારામારી ચાલતી હોય, અને આ જાતની મારામારી સાથે આપણે કામ લેવાનું હોય છે. ધર્મને લગતા છૂટાપણાના સંયુક્ત હક્કના સંબંધમાં મારામારી થવાનો ઓછો સંભવ નથી. આ પ્રકારનું છૂટાપણું સંપૂર્ણ છે એવી તકરાર લઇ શકાય એમ નથી. હમણાનું કોઈ પણ

રાજ્ય, જે ઉપાસનામાં મનુષ્ય ભક્ષણુનો, નરમેધનો અથવા ડાકણને બાળવાનો સમાવેશ થતો હોય તેવી ઉપાસના ચલાવી લઇ શકશે નહિ. ખરી રીતે જોતાં, શુદ્ધ ભાવથી પાળવામાં આવેલા જુદા જુદા પ્રકારના મૂળ સિદ્ધાંતમાંથી સ્વાભાવિક રીતે તરી આવતી આ જાતની ક્રિયાનો સુધારાના માર્ગે ઓછી આગળ વધેલી પ્રજા ઉપર અમલ ચલાવવા માટે જોખમદાર થએલા સંસ્કૃતિમાં આગળ વધેલા લોકો નિયમિત રીતે અટકાવ કરે છે. બ્રિટિશ કાયદો હિન્દુસ્તાનમાં એક કરતાં વધારે સ્ત્રી પરણવાના ચાલને અનુમોદન આપે છે, પણ હું ધારૂં છું કે કોઇ પણ મુસલમાન અથવા હિન્દુ ઈંગ્લાંડમાં બે લગ્ન કરી શકે નહિ. વળી આવી જાતની છૂટ મેળવવા માટે કંઇ જહેમત ઉઠાવવામાં આવી નથી.

તો પછી ધર્મની બાબતના છૂટાપણાનો મૂળ અર્થ શું હોઇ શકે? બહારથી જોતાં, વિચાર અને ભાષાની સ્વતંત્રતાનો, અને તે ઉપરાંત બીજાઓને નુકસાન ન કરે અથવા તેને અંગે સુલેહનો ભંગ ન થાય એવી કોઈ પણ જાતની ઉપાસના કરવાના હક્કનો તેમાં સમાવેશ થએલો હું માનું છું. એ બંધનની સાથે બીજાઓની લાગણીનું બીનજરૂરીઆત અપમાન થતું અટકાવવા સારૂ બોલવા ચાલવામાં રાખવાની કંઇક સભ્યતા અને પ્રતિબંધ જોડાએલાં હોય એમ લાગેછે; અને હું ધારૂંછું કે આ અનુમાન સ્વીકારવું જોઇએ, જો કે તેમ કરવામાં કોઇક વખત તાણીતુષીને તેમજ અયોગ્ય રીતે એ પ્રતિબંધો લાગુ પડે એવો સંભવ રહે છે. વળી બહારથી જોતાં આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે ધર્મની બાબતના છૂટાપણા માટેની માગણી તરતજ મનમાનનો ધર્મ પાળવાની છૂટનું ઉલ્લંઘન કરી જાય છે. ધર્મની કોઇ પણ માન્યતા શિક્ષાને પાત્ર ઠરાવવામાં આવતી હોય, એટલે દાખલા તરીકે એવી માન્યતા ધરાવનારને અમુક ઓદ્ધાથી, અથવા કેળવણીનો લાભ લેવાથી બાતલ રાખવામાં આવે ત્યાં સુધી ધર્મનું છૂટાપણું અપૂર્ણ લેખી શકાય. વળી આ તરફ સંપૂર્ણ છૂટાપણામાં સંપૂર્ણ સમાનતાનો ધ્વનિ થાય છે. આંતર દૃષ્ટિએ જોતાં ધર્મના છૂટાપણાની ભાવના એવા વિચાર ઉપર રચાએલી હોય છે કે કોઇ પણ માણસનો ધર્મ

તેના હૃદયના વિચાર અને લાગણીઓ સાથે બંધબેસતો હોય. તેના પોતાના જીવન, વર્ણ, સગાંસંબંધીઓ, દુનીઆ, તથા પોતાના મૂળ અને પ્રારબ્ધ તરફના એના જાતીય વલણનું આ સૌથી આબેહુબ દૃશ્ય છે. કોઇ પણ સત્ય ધર્મ એવો નથી કે જે આ પ્રમાણે વ્યક્તિત્વમાં તરબોળ થએલો નહિ હોય; અને જેમ ધર્મ આધ્યાત્મિક કારણ માટે વધારે અને વધારે આવશ્યક ગણવામાં આવે તેમ કોઇ પણ માણસ બીજા ઉપર ધર્મ માટે દબાણ કરે એ વિરોધ વિશેષ કડક થાય છે. યોગ્ય રીતે જોતાં એવો પ્રયત્ન નિર્દય નહિ પણ અશક્ય છે. છતાં વગર વિચારે બાહ્ય સાધનો વડે જે લોકો બીજાઓને ધર્મભ્રષ્ટ કરવા યત્ન કરે છે તેઓ સત્ય ધર્મ વિરૂદ્ધ સખતમાં સખત ગુન્હો કરે છે. જેને માટે તેઓ અગાધ લાગણી ધરાવે છે તેના લક્ષણથી અજાત હોઈ તેઓ પોતાના આત્માને ઠગે છે.

અહીં પણ આપણને મુસ્કેલીઓ નડે છે. ધર્મ વ્યક્તિગત છે, તેમ છતાં શું તે સર્વાંશે સામાજિક નથી? સામાજિક સંસ્થાને તેની માન્યતા કરતાં વિશેષ આવશ્યક શું છે? જો આપણે કોઈ માણસને નકામી વસ્તુ ચોરવા માટે કેદખાને મોકલીએ તો જેને આપણા હૃદયની માન્યતા પ્રમાણે, અને આપણી આબરૂ ઈજ્જતથી મનુષ્યજાતના હૃદયને ભ્રષ્ટ કરતા, અને કદાચ હમેશાની અધોગતિ તરફ આપણે લઇ જતા માનીએ છીએ તેમને આપણે શું કરવું? વળી, જેમના ઉપદેશ પ્રમાણે વર્તતાં પૂર્વકાળની શારીરિક વેદના ભોગવવાનો વખત આવે તો તેવાં માણસો પ્રત્યે છૂટાપણાને નામે આપણે શું કરીએ? આ સંબંધમાં હદ નક્કી કરવામાં મુસ્કેલી આવે છે, એટલે બારીકાઇથી ચોકસાઇ કરવાની જરૂર છે. અહીં આપણે એટલુંજ જણાવીશું કે સર્વ રીતે જોતાં આપણા આચાર માર્ગે આનું નિરાકરણ કરી આપ્યું છે. એ નિરાકરણ પ્રમાણે અત્યારસુધી સારી રીતે અમલ થતો જણાયો છે અને એના મૂળમાં સિદ્ધાંત રહેલો છે. કોઇ પણ માણસ ટોર્કવેમેડાના સિદ્ધાંત અથવા મહમદ પેગંબર સાહેબના ધર્મનો ઉપદેશ ખુલ્લી રીતે કરી શકે છે, પરંતુ બીજાઓના હક્કની આડે આવે અથવા જેથી સુલેહનો ભંગ થાય એમાં પોતાની માન્યતા પ્રમાણે તેમના ધાર્મિક

ફરમાન પ્રમાણે અમલ કરવાની તેમને છૂટ નથી. નિદર્શન જ્યાં સુધી જાતીય ભક્તિનું હોય ત્યાંસુધી તે નિદર્શન તથા ભક્તિની સંપૂર્ણ છૂટ છે, પરંતુ એથી છૂટાપણાનું અથવા વિશેષ સામાન્ય રીતે બોલતાં, બીજાઓના હક્કનું ઉલ્લંઘન થાય તો તેવે પ્રસંગે કોઇ પણ ધર્મનાં ફરમાનોને અમર્યાદિત છૂટ મળતી નથી.

## ૪ સામાજિક છૂટાપણું.

જીવનના આધ્યાત્મિક ભાગ ઉપરથી આપણે ભૌતિક ભાગ તરફ વળીએ. અહીં પ્રથમ તો આપણે એટલું લક્ષમાં રાખવાનું છે જે આ ભાગમાં સમાજના ધર્માધિકારી બંધારણને અંગે માણસ ઉપર પડતા, અને અમુક પદવી અથવા વર્ગના લોકો સારૂ કેટલાક ઓદ્ધાઓ, વેપારના કેટલાક પ્રકાર અને કદાચ કેળવણી લેવાનો હક્ક અથવા તો સાધારણ રીતે કમમાં કમ તે લેવાની તક ઇલાએદા રાખનાર પ્રતિબંધો વિશે ઉદારમતવાદને ઊહાપોહ કરવાનો હતો. આ બંધારણ એના વિશેષ અંતિમરૂપમાં જ્ઞાતિ બંધારણ થાય છે, અને તેના પ્રતિબંધો ધાર્મિક અથવા કાયદાને લગતા તેવાજ સામાજિક હોય છે. યુરોપમાં એનાં એક કરતાં વધારે રૂપાંતરો થયાં છે. એમાંના પ્રથમરૂપે અઢારમી સદીના ફ્રેન્ચ સુધારકોના વિચારમાં અગ્રસ્થાન રોકતા કેટલાક વેપારધંધા ચલાવવા માટે એકલા સંઘનેજ આપવામાં આવતા હક્ક છે. બીજા રૂપમાં જાહેર નિમણુકો તથા પાદરી વગેરે નીમવાના વિશિષ્ટ હક્ક, જેઓ એ માટે જન્મસિદ્ધ હક્ક ધરાવતા હોય તેમને માટેજ ખાસ ઇલાયદા રાખવાના છે, અને જેઓ આગળ આવી શકે અને આવે એમ હોય તેઓ તરફ પ્રતિકૂળ વલણ ઉત્પન્ન કરનારો વિશેષે કરીને ધાર્મિક રીતે પ્રસરેલા ખાસ વર્ગના માણસો તરફનો ભાવ છે. એ ભાવને વાસ્તવિક રીતે ખાસ મળતી આવે એવી તવંગરીના લાભથી વિમુખ રહેલા પણ જોરાવર મગજશક્તિ ધરાવનારા માણસો ઉપર કેળવણીના સંબંધમાં પડતી મુશ્કેલીઓ છે. જે બાબતો સઘળાને સ્પષ્ટ રીતે માલુમ પડી આવે એવી છે તે ઉપર લંબાણ વિવેચનની જરૂર નથી, પરંતુ બે બાબતો ખાસ જણાવવાની છે. (૧) છૂટાપણાની લડત આગળ ચાલતાં

તે પણ સમાન હક્ક મેળવવા માટેની લડતનું રૂપ લે છે. કોઇ પણ ધંધો પસંદ કરી તે ચલાવવાની છૂટનો સર્વથા અસરકારક રીતે લાભ લેવાદેવામાં આવે તો એ છૂટ, તે ધંધો ચલાવવા માટે સઘળાઓને મળવી જોઇતી સરખી તક લેખી શકાય. મફત કેળવણીની પ્રજાકીય સંસ્થાના સવાલને ટેકો આપવા તરફ જે જુદાં જુદાં કારણો ઉદારમતવાદને ખેંચે છે, અને એજ માર્ગે હજીપણ તેને ખેંચી જશે, તેમાં ખરૂં જોતાં આ પણ એક કારણ છે. (૨) વળી આપણે વ્યકિતના હક્કની જાળવણી માટે આગ્રહ કરીએ, તો પણ વેપારી મંડળ જેવી સંઘ અથવા સંઘને અર્ધમળતી આવતી સંસ્થાના સામા ઉપયોગીપણાની આપણે અવગણના કરી શકીએ નહિ. અનુભવ ઉપરથી હુન્નર ઉદ્યોગને લગતી બાબતોમાં સર્વને એક સરખી રીતે લાગુ પડે એવા એક જથ્થે ઘડેલા નિયમોની કંઇક જરૂર ગણાય છે, અને એ નિયમોને વ્યકિતના છૂટાપણા સાથે બંધબેસતા કરવામાં સિદ્ધાંતને લઇને ગંભીર પ્રકારની મુશ્કેલીઓ ઉભી થાય છે. હવે પછીના ભાગમાં આપણે એ ઉપર વિવેચન કરીશું. પણ એક બાબત આ સ્થળેજ પ્રાસંગિક હોવાથી તે વિષે અહીજ ઉલ્લેખ કરવો યોગ્ય છે. ઉદારમતવાદના સિદ્ધાંત પ્રમાણે સ્પષ્ટ રીતે મંડળના સભ્ય થવા માટેની લાયકાત પેઢીધર પેઢી આવેલા કંઇ ગુણો ઉપર આધાર રાખતી હોવી ન જોઇએ, તેમજ તેમાં દાખલ થવા માટે કંઈ કૃત્રિમ મુશ્કેલીઓ હોવી ન જોઇએ. અહીં કૃત્રિમ શબ્દ જે તે ધંધાના સ્વરૂપને લીધે ઉભી થયેલી ન હોય એવી, પણ અન્ય સખસોને બાતલ રાખવા માટેજ યોજેલી હોય એવી મુસ્કેલીઓ માટે વાપર્યો છે. પ્રતિબંધો મુકવાની આવી સઘળી રીત વિરૂદ્ધ ઉદારમતવાદના સિદ્ધાંત સ્પષ્ટ છે.

અહીં વિશેષમાં માત્ર એટલુંજ ઉમેરવાનું છે કે સ્ત્રી પુરૂષ વચ્ચેના ભેદને અંગે મુકવામાં આવેલ પ્રતિબંધો દરેક બાબતમાં અમુક વર્ગ સામે મુકેલા પ્રતિબંધોને મળતા છે. નિઃસંદેહ કેટલાક એવા ધંધા છે કે જે માટે સ્ત્રી વર્ગ લાયક હોતો નથી, પણ એમ હોય તો, એમને બાતલ રાખવા સારૂ લાયકાતની કસોટી બસ છે. સ્ત્રી માટેના ખુલ્લા માર્ગનો સિદ્ધાંત 'બુદ્ધિ માટેના ખુલ્લા માર્ગ'ના સિદ્ધાંતનો એક બહુજ મહત્વનો

પ્રયોગ છે, અને એ બન્ને માર્ગ તેમને માટે ખુલ્લા મુકવા એ ઉદારમતવાદનું તાત્પર્ય છે.

## ૫. આર્થિક છૂટાપણું.

હુન્નર ઉદ્યોગ ચલાવવા સારૂ અમુક માણસોનેજ આપેલા ખાસ હક્ક ઉપરાંત જુદી જુદી જાતના પ્રતિબંધક કાયદા મારફત વહાણ ફેરવવા બાબતને લગતા કાયદા મારફત તથા જકાત મારફત અર્વાચીન સમયના આરંભમાં હુન્નર ઉદ્યોગને રોકવામાં આવતા હતા. ખાસ કરીને જકાત છૂટથી સાહસ ખેડવાની વૃત્તિને નડતર રૂપે હતી એટલુંજ નહિ પણ ભિન્ન ભિન્ન ધંધા વચ્ચે અસમાનતા ઉભી કરવાનું સાધન હતું. એની મુખ્ય અસર તો એ છે કે સામાન્ય ગ્રાહકને ગેરલાભ થાય એવી રીતે કેટલાક હુન્નર ઉદ્યોગ માટે નાણાંની નિમણુક કરી આપવાથી, અમુક સ્થળે સૌથી વધારે નફો થાય એવા ધંધામાં રોકી શકાય એવી મુડી અને મજુરી ઓછો નફો આપે એવા ધંધા તરફ ખેંચાઇ જાય છે. આ બાબતમાં પણ ઉદારમતવાદ આવી રીતે ઉભી થયેલી અડચણ તથા અસમાનતા ઉપર એકી વખતે હુમલો કરે છે. ઘણા દેશોમાં આ હુમલાને પરિણામે સ્થાનિક જકાતનાં ધોરણો છિન્નભિન્ન થઇ ગયાં છે, અને પ્રમાણમાં મોટો અપ્રતિબદ્ધ વેપાર ચાલુ થયો છે. માત્ર ઇંગ્લંડમાંજ અને તે પણ કારખાનાંમાં માલ બનાવવાની બાબતમાં અન્ય દેશો કરતાં પ્રથમ અંગ્રેજોએ મેળવેલી સરસાઇને લીધે ઉદારમતવાદે પરદેશથી આયાત થતા માલ ઉપર કર નાંખી દેશની કારીગરીને ઉત્તેજન આપવાની પદ્ધતને સંપૂર્ણ રીતે દાબી દેવામાં ફતેહ મેળવી છે. ખાદ્ય ખોરાકી તથા હુન્નર ઉદ્યોગને જરૂરના કાચા માલ માટે ઇંગ્લંડને અન્ય દેશો ઉપર આધાર રાખવાનો ન હોત તો અહીં પણ એ પદ્ધતના અનુયાયીઓ નિઃસંદેહ થોડો વખત પણ ફાવી જાત. ઉદારમતવાદના વિચારોને મળેલી સૌથી ચમત્કારિક ફતેહ સૌથી અનિશ્ચિત હતી. એમ છતાં ઉદારમતવાદ એ લડાઇ ફરી ફરી લડવા માટે હમેશ તૈયાર રહેતો. એને અંગે એ વાદના અનુયાયીઓમાં કંઇ પણ વિરોધી અથવા પીઠ પાછળની ચળવળ ઉભી થવા પામી નથી.

હુન્નર ઉદ્યોગ ઉપર નિયમસર મુકેલા પ્રતિબંધોની બાબતમાં આ જુદોજ પ્રકાર છે. જુના નિયમો ચાલુ પરિસ્થિતિને બીલકુલ યોગ્ય ન હોવા તે અઢારમા સૈકામાં અમલમાં આવતા અટકી પડયા, અથવા ઔદ્યોગિ ઉત્ક્રાંતિની શરૂઆતનાં વર્ષમાં તે રીતસર રદ કરવામાં આવ્યા. થોડો વખ તો એમજ લાગ્યું કે પ્રગતિની નિશાની તરીકે હુન્નર ઉદ્યોગની બાબત સાહસ સર્વાંશે અબાધિત રીતે ખેડવામાં આવશે કે શું, અને એ સમય પડધા હજી પણ વાગતા સંભળાય છે. પણ જુના પ્રતિબંધો રીતસર ખેં લેવામાં આવ્યા નહોતા તે પહેલાં નિયમ ઘડવાની પદ્ધત શરૂ થઇ હત કારખાનાં સંબંધી નવી પદ્ધતિથી ઉપસ્થિત થએલી પરિસ્થિતિને પરિણા પ્રજાની સદસદ્વિવેક શકિત ખળભળી ઉઠી હતી, અને છેક સં ૧૮૦૨માં કાયદાની એક લંબાણ હારામાળા શરૂ થઇ તેનો પ્રથમ મણ મુકાયો, અને પરિણામે ઔદ્યોગિક બાબતોને લગતા નિયમોનું એક જૂ તૈયાર થયું. દર વરસ બંધાતા જતા એ નિયમ મારફત મજુરના તે શેઠ સાથેના સંબંધની વિશેષ બારીક વિગત નક્કી થતી ગઇ. ઉદારમતવા તરફ સહાનુભૂતિ ધરાવનારા ઘણા પુરૂષો આ ચળવળની શરૂઆતના તબક તરફ શક અને અવિશ્વાસથી જોતા. નિ:સંશય એ નિયમોનો આશય નબળ પક્ષનું રક્ષણ કરવાનો હતો, પરંતુ એ કામ માટે જે રીત ગ્રહણ કરવામ આવી હતી તે રીત બંધારણ કરવા માટેના હક્કની આડે આવતી હતી ઉમ્મરે પહોંચેલી અને અક્કલ હોંશિયારી ધરાવતી વ્યકિતના છૂટાપણા સાં પોતાનું હિત સૌથી સારી રીતે સચવાય એવાં બંધારણ કરવાનો હક્ક અં પોતે પોતાનાં જીવનનો માર્ગ નિર્દિષ્ટ કરવાના હક્ક તથા ફરજ બન્ને જોડા એલાં હતાં. બંધારણ કરવામાં છૂટાપણું અને જાતીય જોખમદારી ઉદારમ વાદની ચળવળને અતિપ્રિય હોવાથી કાયદા અન્વયે હુન્નર ઉદ્યોગનું નિયમ કરવા માટે ઘણા ઉદારમતવાદીઓ શક ધરાવતા હતા. એમ છતાં, વખ જતાં ઉદારમતવાદ માટે ઘણીજ તીક્ષ્ણ લાગણી ધરાવનારા માણસો ઔદ્યો ગિક બાબતમાં રાજ્ય તરફના કાણુની આવશ્યકતા, તથા બાળકોની કેળ વણી તથા પોષણ માટે જોગવાઇ કરવા, હુન્નર ઉદ્યોગમાં પડેલી વરતી મા

રહેઠાણ પુરાં પાડવા, માંદાં તથા વૃદ્ધની સંભાળ રાખવા તથા નિયમસર રોજી મળ્યા કરે એવા ઉપાયો યોજવા માટેની જોખમદારી કબૂલ કરવા લાગ્યાં એટલુંજ નહિ પણ તે વધારવા સારૂ આતુર થતાં ગયાં. આ સંબંધમાં ઉદારમતવાદ ચોક્કસ રીતે પાછળ હઠેલો જણાય છે, અને તેથી એમ કરવું એ આ સિદ્ધાંતમાં ફેરફાર કરવા કે તેનું ઉલ્લંઘન કરવા જેવું છે, કેમકે એ સવાલ બારીકાઈથી તપાસવો પડશે.

બંધારણ કરવાની છૂટની સાથે સંઘમાં જોડાવાનો હક્ક ગાઢો સંબંધ ધરાવે છે. માણસો અરસપરસના હિત માટે એક બીજા સાથે કોઇ પણ જાતનું બંધારણ કરી શકે તો જ્યાં સુધી તેઓ કોઈ ત્રીજી વ્યક્તિને નુકસાન કરે નહિ ત્યાં સુધી એક સરખી સરતે સામાન્ય હિતના કંઇ પણ કારણ સારૂ હમેશને માટે સાથે મળી કામ કરવા દેખીતી રીતે તેઓ જોડાય, એટલે તેઓ પોતે પોતાના સંઘ બાંધે તો હરકત નથી. પણ મૂળમાં સંઘની સત્તા તેના પૃથક પૃથક સભ્યની સત્તા કરતાં ઘણી જુદી પડે છે, અને કાયદા સંબંધી મિથ્યા પાંડિત્યને જોરેજ માત્ર વ્યક્તિના પરસ્પર ઉપરથી તારવી કહાડેલા તથા તેને અનુકૂળ આવતા સિદ્ધાંત પ્રમાણે સંઘનો વ્યવહાર નિયમન કરવા યત્ન થઇ શકે. કોઈક સંઘ એવો સત્તાવાન થાય કે રાજ્યમાં તે એક નાના સંસ્થાન સમાન થઈ પડે, અને કોઇપણ રીતે અસમાન ન હોય એવી સરતોને જોરે સરકાર સાથે બાથ ભીડે. આ ભય કાલ્પનિક નથી. એ રાજ્યક્રાંતિ કરવાના હેતુવાળાં મંડળોના, કેટલીક ધાર્મિક સંસ્થાઓના તથા અમેરિકાના કેટલાક વેપારી સંઘના ઇતિહાસ ઉપરથી બતાવી શકાય. એથી ઉતરતે દરજ્જે કોઇ સંઘ બીજાઓ સાથે તેમજ તેના સભ્યો સાથે પણ ત્રાસદાયક રીતે વર્તે તેવે પ્રસંગે ઉદારમતવાદનું કર્તવ્ય વિશેષ તો કાયદાના પ્રતિબંધ સામે સંઘના હક્કનો બચાવ કરવા કરતાં સંઘની સત્તા સામે વ્યકિતનું રક્ષણ કરવાનું છે. આ રીતે ખરૂં જોતાં છૂટાપણાના સિદ્ધાંતનો બે રીતે ઉપયોગ થાય છે, અને તેનો આ બેવડો પ્રયોગ ઇતિહાસમાં પરાવર્તન પામે છે. એમ છતાં સને ૧૮૨૪થી ૧૯૦૬ સુધી લંબાયલા અને હજી પણ પુરા નહિ થએલા વેપારી

સંઘના છૂટાપણા માટેના પ્રયત્ન મુખ્ય ભાગે સ્વતંત્રતા માટેની ચળવળને અંગે હતા, કેમકે કામદારનો તેના શેઠ સાથેનો સંબંધ સમાનતાને કંઇક મળતી આવતી સરતો બાંધવા માટે સંપ જરૂરનો હતો અને કામદારોના શેઠોનો નિર્વિવાદ સંપ ખરૂં જોતાં કાયદા પ્રમાણે કોઇ પણ વખતે અટકાવી શકાય એમ નહોતું. આ પણ સમાનતાને માર્ગે છૂટાપણાની ચળવળ હતી; એથી ઉલટું, વેપારી સંઘની જુલમ કરવાની શકિત તરફ કદી પણ દુર્લક્ષ્ય થઇ શકે નહિ, કેમકે એના કરતાં અતિશય વધારે પ્રબળ હોય એવા મુડીવાળાના સંઘ તરફ પણ યોગ્ય રીતે અણુવિશ્વાસ ઉત્પન્ન થયો છે. આમાં સિદ્ધાંતને અંગે કંઇ પૂર્વાપર વિરોધ આવતો નથી, પણ પરિસ્થિતિના ખરા તફાવતની યોગ્ય તુલના થાય છે. એકંદર જોતાં એમ કહી શકાય કે ઉદારમતવાદનું કર્તવ્ય અબાધિત સંઘ બાંધવાના સામાન્ય હક્કનું રક્ષણ કરવા કરતાં દરેક પ્રસંગમાં એવા ખુલ્લા શબ્દોમાં હક્ક નિર્દિષ્ટ કરવાનું છે કે જેની રૂએ ખરૂં છૂટાપણું અને સમાનતા વધતામાં વધતી હદ સુધી મેળવી શકાય.

## ૬ કૌટુમ્બિક છૂટાપણું.

રાજ્યની અંદરના સઘળી જાતના સંઘમાં કુટુંબ રૂપી નાનો સરખો સમાજ સર્વત્ર મળી આવે છે અને તે સૌથી પ્રબળ અનિશ્રિત ચૈતન્યવાળો છે. સત્તાવાદી રાજ્ય સત્તાવાદી કુટુંબમાં પરાવર્તન પામેલું હતું. અહીં પતિ ઘણી બહોળી હદે પોતાની પત્ની તથા બાળકોનાં શરીર તથા મિલકતનો સંપૂર્ણ માલિક હતો. આ વિષયમાં છૂટાપણાની પ્રવૃત્તિ હેઠળની બાબતોમાં ચાલતી:—( ૧ ) પત્ની પોતાની મિલકત પોતે ધારણ કરી શકે, પોતાને નામે વાદી તથા પ્રતિવાદી થઇ શકે, વેપારધંધો પોતાને હિસાબે અને જોખમે ચલાવી શકે, અને પોતાના પતિ સામે પોતાની જાતનું રક્ષણ કરી શકે એમ સર્વરીતે તેને જોખમદાર વ્યક્તિ બનાવવી:— ( ૨ ) કાયદા પ્રમાણે બને ત્યાંસુધી લગ્નને ચોખ્ખા કરારના ધોરણ ઉપર મુકવું, અને પક્ષકારો જે ધર્મ પાળતા હોય તેના સૂત્ર પ્રમાણે તેને લગતી ક્રિયા તથા વિધિ કરવા દેવી; ( ૩ ) કંઇક ભાગે માબાપ ઉપર ચોક્કસ જોખમદારી નાંખી તથા બેદરકારી માટે તેમને શિક્ષા કરી, અને કંઇક ભાગે

કેળવણી આપવાની તથા આરોગ્યશાસ્ત્રના નિયમ પાળવાની વિસ્તૃત પદ્ધતિ તૈયાર કરી, બાળકોની શારીરિક, માનસિક અને નૈતિક સંભાળ માટે ગોઠવણ કરવી. આમાંની પહેલી બે પ્રવૃત્તિ છૂટાપણું અને સમાનતા એકબીજા ઉપર કેટલાં અવલંબી રહે છે તેના જોઇએ તેવા તાદૃશ્ય દાખલા છે. ત્રીજી ઉદારમતવાદની પ્રવૃત્તિ કરતાં સમાજવાદની પ્રવૃત્તિ હોય એમ ઘણીવાર માનવામાં આવે છે, અને ખરૂં જોતાં, કેળવણી ઉપરની રાજ્યની સત્તા ઉપરથી સિદ્ધાંતને લગતા કેટલાક બારીક સવાલો એવા ઉભા થાય છે કે તેનું હજી સુધી પૂર્ણ નિરાકરણ થયું નથી. સામાન્ય રીતે કેળવણી માટે ગોઠવણ કરવી એવી ફરજ લેખાતી હોય કે જે અદા કરવા રાજ્યને આગ્રહ ધરવાનો હક્ક હોય તો તેની દિશા પસંદ કરવાનો સામો હક્ક એવો છે કે તેની અવગણના કરવી નુકસાનકારક છે. આવા હક્ક વચ્ચેના વિરોધનો કેવી રીતે તોડ કહાડવો તે ઉપપત્તિની દૃષ્ટિએ કે વ્યવહારિક બુદ્ધિએ હજી જોઇએ તેવી રીતે નક્કી થયું નથી. એમ છતાં એટલું તો ચીવટાઇથી સિદ્ધ કરી શકાશે કે રાજ્ય વૃદ્ધમાતપિતાને ઠેકાણે હોવાની સામાન્ય ભાવના ખરેખરી રીતે ઉદારમતવાદને લગતી તેમજ સમાજવાદને લગતી છે. એજ ભાવના ઉપર બાળકના હક્ક, માબાપની બેદરકારી વિરૂદ્ધ તેનું રક્ષણ, ભવિષ્યના નાગરિક તરીકે કંઇપણ વ્યવસાય માટે બીજાના જેટલીજ તક, તથા સામાજિક ગોઠવણમાં ઉમ્મરે પહોંચેલા શખ્સ તરીકે પોતાની જગા લેવા માટેની તાલીમ રચાએલાં છે. અહીં પણ છૂટાપણા સાથે સત્તા અને પ્રતિબંધ જોડાએલાં છે.

## ૭ સ્થાનિક, કોમને લગતું તથા રાષ્ટ્રીય છૂટાપણું.

સામાજિક બંધારણના છેક નાનામાં નાના રૂપ ઉપરથી આપણે તેના મોટામાં મોટા રૂપ ઉપર આવીએ છીએ. છૂટાપણા માટેની પ્રવૃત્તિમાં મોટે ભાગે આખા રાષ્ટ્રની પરદેશીય સત્તા વિરૂદ્ધની લડત, નેપોલીઅન સામે યુરોપે ઉઠાવેલું બંડ, ઇટાલીએ છૂટાપણા સારૂ ચલાવેલી લડત, તુર્કસ્તાનમાંની ખ્રિસ્તિ પ્રજાની અવદશા, હબસીને ગુલામગીરીનાં બંધનમાંથી મુક્ત કરવા માટેની મહેનત, આયર્લાંડ તથા હિન્દુસ્તાનમાંની રાષ્ટ્રીય પ્રવૃત્તિ

એ સઘળાં આવી જાય છે. આમાંની ઘણી લડતમાં છૂટાપણાનો વિષય ઘણાજ સાદારૂપમાં દેખાય છે. એ લડત ઘણુંખરૂં તો નબળા પક્ષ માટે સૌથી સાદામાં સાદા પ્રારંભિક હક્ક મેળવવા માટેના સવાલ ઉપર ચાલે છે; અને જેઓ એ માટેની માગણીથી પલળતા નથી તેઓમાં તર્કશાસ્ત્ર તથા નીતિશાસ્ત્રના જ્ઞાનનો અભાવ હોવા કરતાં તેમની કલ્પનાશક્તિ ઘણી મંદ હોવી જોઇએ. પરંતુ રાષ્ટ્રીય પ્રવૃત્તિના પડછાયામાં ઘણા મુશ્કેલ પ્રશ્નો ખડા થાય છે. રાજ્યથી ભિન્ન ઓળખાઇ આવે એવું રાષ્ટ્ર શું છે? તેને અંગે કેવા પ્રકારનું ઐક્ય આવશ્યક છે, અને તેના હક્ક શા છે? જો આયર્લાંડ એક રાષ્ટ્ર હોય તો અલસ્ટર પણ તેવીજ સંસ્થા છે કે? અને જો અલસ્ટર બ્રિટિશ અને પ્રોટેસ્ટન્ટ પ્રજા હોય તો અલસ્ટરની બાકી રહેલી અડધી કેથોલિક પ્રજાનું શું? કેટલાક પ્રસંગમાં એનું વ્યાવહારિક નિરાકરણ ઇતિહાસમાંથી મળી આવે છે. દાખલા તરીકે ઇતિહાસ એટલું સિદ્ધ કરી આપે છે કે જોખમદાર રાજતંત્ર ભોગવતી ફ્રેન્ચ અને બ્રિટિશ પ્રજા અસંખ્ય ઐતિહાસિક તકરારો છતાં તથા ધર્મની માન્યતા, ભાષા અને સામાજિક બંધારણના સઘળા ભેદ છતાં કેનેડાની પ્રજા સાથે સંપૂર્ણ રીતે ભેળાઇ ગઈ છે. જર્મની એક રાષ્ટ્ર હોવાનું ઇતિહાસથી નિશ્ચયપૂર્વક સાબિત થયું છે, અને ઇટાલી માત્ર ભૌગોલિક પ્રદેશ હોવાનું મેટરનિકનું તિરસ્કારયુક્ત વચન હસી કહાડવામાં આવ્યું છે. પણ ઇતિહાસ કેવું વલણ લે તે વિશેની અગાઉથી અટકળ બાંધી આત્મનિર્ણયના હક્ક માટે દાવો કરતા લોકોને કેવા હક્ક આપવા એ નક્કી કરવાનું કંઇ ઓછું સહેલું નથી. એમાં તો શક નથી કે ઉદારમતવાદનું સાધારણ વલણ એવું છે કે દરેક પ્રજા રાજકીય સ્વતંત્રતા ભોગવે છતાં જુદા જુદા વિભાગોના તથા એકબીજામાં ગુંચવાઇ ગએલા ભિન્ન ભિન્ન સમુદાયના પ્રશ્ન તેની આગળ ખડા થતા હોવાથી, રાજકીય સ્વતંત્રતાનું ધોરણ નક્કી કરવા માટે તેને ઇતિહાસના વિશિષ્ટ શિક્ષણ ઉપર તથા રાજનીતિની વ્યાવહારિક બુદ્ધિ ઉપર આધાર રાખવો પડે છે. એમ છતાં સામાન્ય રીતે લાગુ પડે એવી અનુભવ સિદ્ધ એક કસોટી છે. મોટી અને બળવાન પ્રજા

સાથે જોડાઇ ગએલી નબળી પ્રજા ઉપર બન્ને પ્રજાને એકસરખી રીતે લાગુ પડે એવા અને છૂટાપણાના સઘળા સામાન્ય સિદ્ધાંત બર લાવે એવા સાધારણ કાયદા અન્વયે અમલ ચલાવી શકાય તો એવી ગોઠવણ બન્ને પક્ષકારો માટે સૌથી સારી ધારી શકાય. પણ જ્યાં આ પદ્ધત નિષ્ફળ જાય, જ્યાં સરકારને હમેશાં અસાધારણ તથા અપવાદરૂપ કાયદા ઘડવાની અથવા પોતાની સંસ્થા મારફત પ્રજાને જે છૂટ મળતી હોય તે ખેંચી લેવાની ફરજ પડે તો તે બાબત ઘણી જરૂરી થઇ પડે છે. આ પરિસ્થિતિમાં સૌથી વિશેષે કરીને ઉદારમતથી પ્રેરાએલા પ્રજાસત્તાક અમલમાં રાજ્યનું એવું ધોરણ ચાલે છે કે તેનાથી આખરે પોતાનાજ સિદ્ધાંતને નુકસાન થાય છે. હર્બર્ટ સ્પેન્સર સાહેબ ટીકા કરે છે કે, આસીરીઆ ઉપર જીત મેળવનારને કોતરકામમાં પોતાના કેદીને જે દોરડે બાંધી દોરવતો દેખાડવામાં આવ્યો છે તે દોરડાથી પોતેજ બંધાઇ ગએલો છે. એ સત્તા ભોગવે છે ત્યાંસુધી તે પોતાનું છૂટાપણું ગુમાવે છે.

કોમને લગતા કંઇક એને મળતાજ સવાલો ઉપસ્થિત થાય છે. ઘણા લોકો એ કોમને ખોટી રીતે રાષ્ટ્ર સાથે ભેળી દે છે. પ્રારંભિક હક્કના સંબંધમાં ઉદારમતવાદના વલણ વિશે કંઇપણ પ્રશ્ન રહેતો નથી. પરંતુ એ હક્કો માટે બાંહેધરી આપે એવી રાજદ્વારી સત્તા ચર્ચાની ક્ષિતિજ ઉપર આવે છે ત્યારે હકીકતને લગતા મુદ્દા ઉભા થાય છે. શું હબસી અથવા કાફિર પોતાની બુદ્ધિથી અને નીતિનિયમાનુસાર સ્વાયત્ત શાસનતંત્ર ચલાવવા અથવા સ્વાયત્ત શાસનતંત્રવાળા અમલમાં ભાગ લેવા શક્તિમાન છે? કેપ કોલોનીના અનુભવ ઉપરથી આ સવાલનો જવાબ હકારમાં આપી શકાય છે. મારી માન્યતા પ્રમાણે, હબસી માટેના અમેરિકાના અનુભવ ઉપરથી કંઇક શંકાસ્પદ જવાબ આવે છે. શ્વેતવર્ણી પ્રજા ભોગવતી હોય તે હક્કો બહારથી સુંદર દેખાય એવી રીતે શ્યામવર્ણી પ્રજાને આપવા એ શ્યામવર્ણી પ્રજાને પાયમાલ કરવાનો સૌથી સુગમ માર્ગ છે. દરેક વ્યક્તિએ મિલકત ધારણ કરવા બાબતના, જમીનનો વિનિયોગ કરવા માટે કુલ અખત્યાર હોવા બાબતના, તથા દારૂ ખરીદવાની છૂટ હોવા બાબતના

વિચારો કોમમાં દાખલ કરી તેના ચાલતા આવેલા આચાર વિચારનો નાશ કરવો, એ માલકીના હક્ક ઉપર તરાપ મારનાર સારૂ સૌથી સહેલો રસ્તો છે. નબળી પ્રજાઓ સાથેના સઘળા વ્યવહારમાં સશક્ત પ્રજા ભપકાદાર શબ્દોના અપ્રમાણિક ઉપયોગથી દૂષિત થએલા વાતાવરણમાં ફરે છે. જો માણસો સમાનતા માટે બોલતાં હોય તો, તેઓ ન્યાયના જુદા જુદા રૂપે જુલમ કરવા ઉલ્લેખ કરે છે એમ સમજવું. જો રક્ષણ માટે તેઓ કહેતાં હોય તો ખવાડીપીવાડી હ્રષ્ટપુષ્ટ બનાવેલા હંસનું જે રીતે રક્ષણ કરવામાં આવે છે તેવા રક્ષણને ઉદ્દેશે બોલતાં દેખાય છે. સિદ્ધાંતો તથા અનુમાનોનો ઉપયોગ થઇ શકે ત્યાંસુધી આવા વાતાવરણમાં આપણે માટે સૌથી સલામત માર્ગ તો એ છે કે દરેક વિષયનાં મૂળતત્વો ઉપર લક્ષ રાખવું, અને દુનીઆના કોઇ પણ ભાગમાં શારીરિક બળાત્કાર, ચાબખાના માર, માલકીના હક્ક ઉપર મરાતી તરાપ તથા દારૂ એ સઘળાથી "રંગીન પ્રજા" નું રક્ષણ કરવા માટે ફતેહમંદ નીવડે તેવી સઘળી રીતને અનુમોદન આપવું, અને એ સઘળા કરતાં પણ બની શકે ત્યાંસુધી ખુદ શ્વેતવર્ણી પ્રજા સામે તેનું રક્ષણ કરવું. જ્યાંસુધી શ્વેતવર્ણી પ્રજા પોતાના જીવનનું નિયમન કરી તે ઉપર કાબુ રાખતાં પરિપૂર્ણ રીતે શીખે નહિ ત્યાં સુધી રંગીન પ્રજા માટે સૌથી સારો માર્ગ તે ગ્રહણ કરી શકે તે એ છે કે, તેણે તેના સંબંધમાં કંઇપણ કરવું નહિ. આ સંબંધમાં ઉદારમતવાદ વશેષ અર્થસિદ્ધ રીતે કાર્ય કરી શકે એવો સમય હજી આવવાનો છે.

## ૮ દેશ દેશના પરસ્પર વ્યવહાર પરસ્પર સંબંધી છૂટાપણું.

જંગલી લોકોના વ્યવહારમાં દખલ ન કરવી, એ તે લોકો માટે સૌથી યોગ્ય હોય તો ઘણા ઉદારમતવાદીઓ સામાન્ય રીતે એમ ધારે છે કે દેશ દેશના પરસ્પર વ્યવહારને લગતાં કામકાજમાં એ પ્રમાણે વર્તવું, એ અતિશય ડહાપણભરેલું છે. એ વિચારની તુલના આપણે આગળ કરીશું. અહીં આપણે એટલુંજ જણાવીશું કે: (૧) બળાત્કારના જે ઉપયોગ ઉપર જુલમનો પાયો રચાયો છે તેની સામા પડવું એ ઉદારમતવાદનું મુખ્ય લક્ષણ છે. (૨) યુદ્ધ સામગ્રી મારફત થતા જુલમ સામે વિરોધ કરવો એ વ્યાવહારિક

દૃષ્ટિએ તેની ઘણી આવશ્યક ફરજોમાંની એક છે. રશિઆમાં બન્યું છે તેમ સૈનિક બળાત્કારનો ઉપયોગ પ્રત્યક્ષ રીતે છૂટાપણા સામે કરવામાં આવે એટલુંજ નહિ પણ યુરોપના પશ્ચિમ ભાગમાં થયું છે તેમ સૈનિક ચૈતન્ય અસંખ્ય ધાર્મિક માર્ગે છૂટાપણાની ભાવનાવાળી સંસ્થાઓનો ગુપ્ત રીતે નાશ કરે છે, અને સંસ્કૃતિની વૃદ્ધિ માટે નાણાં મેળવવાનાં જે પ્રજાકીય સાધનો હોય તે સઘળાંને શોષી લે છે. (૩) જેમ જેમ દુનીઆને છૂટાપણું મળતું જાય છે, તેમ તેમ બળાત્કારનો ઉપયોગ અર્થ વિનાનો થતો જાય છે. અન્ય પ્રજા ઉપર હાથ કરવાને પરિણામે એક અથવા બીજા રૂપમાં રાષ્ટ્રીય તાબેદારી ન આવે તો એવો હાથ કરવાનું કંઈ પ્રયોજન રહેતું નથી.

## ૯ રાજદ્વારી છૂટાપણું અને પ્રજાકીય સામ્રાજ્ય.

હકને લગતા આ સઘળા સવાલોમાં મુખ્ય સવાલ તો એ છે કે એ સર્વ હકક કેવી રીતે મેળવવા અને જાળવી રાખવા. સામાન્ય જવાબ તો એવો છે કે આખા સમાજ પ્રત્યેની વહીવટદાર મંડળ તથા કાયદા બાંધનાર મંડળની જોખમદારી અમલમાં મુકાવી એ હકકો મેળવવા. એ ઉપરથી છૂટાપણાના સામાન્ય સિદ્ધાંત તથા સર્વ ભોગવી શકે એવો મતાધિકાર તથા રાજ્યતંત્રમાં લોકોની સર્વોપરી સત્તા મેળવવાના વિચાર વચ્ચેના સંબંધની એકાદ રેખા નિર્દિષ્ટ થાય છે. એમ છતાં એ જવાબ આ બાબતનાં સર્વ રૂપાંતરને અનુકૂળ આવતો નથી. સમગ્ર લોકો પોતાના હક્ક માટે બેદરકાર હોય અને તે પ્રમાણે વહીવટ કરવા અશક્ત હોય; બીજાઓને જીતી લેવા, ધનવાનોની દોલત પચાવી પાડવા અથવા કોઇ પણ પ્રકારે લોકો ઉપર એક સરખી રીતે જુલમ કરવા અથવા એવી કાંઈ મૂર્ખાઇ કરવા તેઓ લલચાય. સામાન્ય છૂટાપણા તથા સામાજિક પ્રગતિની દૃષ્ટિએ વધારે વિસ્તીર્ણ મતાધિકાર કરતાં પરિમિત મતાધિકારથી વધારે સારાં પરિણામ નીપજે, એ તદ્દન બનવા જોગ છે. સમર્થન થઇ શકે એવો વિચાર ઇંગ્લંડમાં પણ બંધાઇ ગયો છે કે સને ૧૮૮૪માં મતાધિકારની હદ લંબાવવાથી કેટલાંક વર્ષ સુધી છૂટાપણાની જુદી જુદી દિશામાં થતી પ્રગતિ અટકી પડી હતી. પ્રજાકીય સામ્રાજ્યના સિદ્ધાંત કયા નિયમો ઉપર રચાયા છે, અને

**ક્યાં સુધી એ નિયમો એક સરખી રીતે લાગુ પડે ? શું એ સિદ્ધાંત છૂટા-પણા તથા સમાનતાના સામાન્ય સિદ્ધાંતમાંનો એક છે, કે તેમાં અન્ય વિચા-રોનો પણ સમાવેશ થાય છે ? કંઇક આવા સવાલોનું નિરાકરણ આપણે કરવાનું છે.**

ઉદારમતવાદની પ્રવૃત્તિમાં મુખ્ય સ્વરૂપની ઉપર ટપકેની સમાલોચના હવે આપણે કરી ગયા છીએ અને પ્રથમ તો આપણે એટલું તાત્પર્ય કહા-ડ્યું છે કે, એ પ્રવૃત્તિ એકંદર જીવનના જેટલીજ વિસ્તૃત છે. વ્યક્તિ, કુટુંબ તથા રાજ્ય સાથે એનો સંબંધ છે. હુન્નર, ઉદ્યોગ, કાયદા, ધર્મ અને નીતિ સાથે એ સંસર્ગમાં આવે છે. જો લંબાણ કરી શકત તો એ પ્રવૃ-ત્તિની સાહિત્ય તથા હુન્નરકળા ઉપર થએલી અસરનાં દૃષ્ટાંત આપવાનું, આચાર વિચાર, દંભ તથા આશ્રય સાથે એણે ચલાવેલા યુદ્ધનું તથા છૂટથી પોતાના વિચાર જણાવવા માટે, સત્યતા માટે તથા ચિત્રકારે પોતાની મનો-બુદ્ધિથી ઉપજાવી કહાડેલા આત્માના ખરા સ્વરૂપ માટેના પ્રયત્નનું વર્ણન કરવું મુસ્કેલ થાત નહિ. અર્વાચીન દુનીઆના જીવન બંધારણમાં ઉદારમત-વાદ સર્વવ્યાપક તત્વ છે. બીજું, એ કાર્યસાધક ઐતિહાસિક શક્તિ છે. જો એનું કામ કોઇ પણ ઠેકાણે પુરૂં થયું ન હોય તો લગભગ દરેક ઠેકાણે તે આગળ વધતું જતું હશે. રશિઆ સિવાયના યુરોપખંડના બાકીના ભાગમાં, બ્રિટિશ વસાહતોમાં, ઉત્તર અને દક્ષિણ અમેરિકામાં હસ્તી ભોગવ-વાનું આપણે જોઇએ છીએ તેવું તથા રશિઆના મહારાજ્યમાં તેમજ એશિઆના આખા વિસ્તીર્ણ ખંડમાં હસ્તીમાં આવતું આપણે હમણાં જોવા માંડ્યું છે તેવું આધુનિક રાજતંત્ર ઉદારમતવાદના સિદ્ધાંતનાં શોષ-ણથી વધતે ઓછે અંશે ફેરવાએલો અસલ સત્તાવાદ સમાજ છે. ત્રીજું, ખુદ એ સિદ્ધાંતો તપાસીએ તો માલમ પડશે કે આપણે ઉદારમતવાદના દરેક વિભાગમાં તેના નામ પ્રમાણે યથાર્થ રીતે નિર્દિષ્ટ થતી પ્રવૃત્તિ તરીકે માન્ય રાખ્યો છે; એટલે કે, છૂટાપણા માટે અંતરાય દૂર કરવા માટેની તથા જીવન માટે ઉપયોગી થાય એવા વ્યવસાયનો વ્હો છૂટથી સ્વેચ્છાનુ-રૂપ ચાલ્યો જાય તે સારૂ, નવા માર્ગો ખુલ્લા કરવા માટેની પ્રવૃત્તિ છે. ચોથું

આપણે જોયું છે કે, અસંખ્ય બાબતોમાં એક દૃષ્ટિબિંદુએ જે છૂટાપણા માટેની પ્રવૃત્તિ લેખાય તે બીજી રીતે સમાનતા તરફ દોરી લઇ જતી પ્રવૃત્તિ હોય છે. અને અહીં સુધી આ બન્ને સિદ્ધાંતો હમેશાં એક બીજા સાથે જોડાએલા હોવા બાબતની ખાતરી થાય છે. છેલ્લે એથી ઉલટું, ઘણી બાબતો આપણે એવી જોઇ છે કે તેમાં છૂટાપણાની વિશેષ યથાર્થ વ્યાખ્યા તથા સમાનતાનો ચોક્કસ અર્થ અસ્પષ્ટ રહે છે. એ બાબતો ઉપર વિવેચન કરવું એ હવે આપણું કામ છે. એમ છતાં આપણે ઉદારમતવાદ ઉપર તેના મુખ્યત્વે કરીને શરૂઆતના તથા વિશેષ નિષેધાર્થક રૂપના સંબંધમાં વિવેચન કર્યું છે. આપણે એ વાદને પ્રાચીન સમાજમાં એક શકિત માફક કામ કરતો અને તેના બંધારણને લઇને માણસની પ્રવૃત્તિ ઉપર પડેલા પ્રતિબંધો ઢીલા કરી તેમાં ફેરફાર કરતો જોયો છે. ઉદારમતવાદના સિદ્ધાંત ઉપર કેવી અર્થસિદ્ધ સામાજિક યોજના રચી શકાય, એ આપણે હજી તપાસવાનું છે, અને છૂટાપણા તથા સમાનતાના સિદ્ધાંતનો પુરેપુરો અર્થ બહાર આવી શકે, અને તે લાગુ પાડવાની રીત જો યોજી શકાય તો ફકત આ સંબંધમાંજ તેમ થઈ શકે એમ છે. પ્રજાકીય સામ્રાજ્યના વિષય ઉપરથી પણ આવીજ કંઇક જરૂરીઆત જણાઇ આવતી હતી. એ પ્રમાણે આપણા બાકી રહેલા કામની દિશા સ્પષ્ટ રીતે નિર્દિષ્ટ થાય છે. આપણે ઉદારમતવાદના મૂળ સિદ્ધાંતો પકડી કહાડવા છે, અને તેના પાયા ઉપર કેવું ચણતર બાંધી શકાય તે વિચારવાનું છે. સ્પષ્ટ જણાઇ આવે એવાં ચોક્કસ રૂપાંતર થાપતાં ઉદારમતવાદ ઐતિહાસિક દૃષ્ટિએ કેવી પ્રવૃત્તિમાં થઇ પસાર થયો તેની રેખા દોરી, આપણે આ સવાલનો વિચાર કરીશું. ઉપર જણાવેલા પ્રશ્નોનું નિરાકરણ કરવા એક પછી એક થએલા તત્વજ્ઞાનીઓએ કેવી રીતે મથન કર્યું, અને થોડો ખુલાસો થતાં કેવી રીતે વધારે અને વધારે ઉંડા ઉતરવા માર્ગ સુઝ્યો તે આપણે જોઇશું. વિચારની કૃતિની ખરી દિશાએ ચાલ્યા જતાં આપણે ઉદારમતવાદના મધ્ય અને કેન્દ્રસ્થાને પહોંચીશું, અને સમાજના કાર્ય સાધક સિદ્ધાંત તરીકે ઉદારમત સંપ્રદાયના આવશ્યક વિભાગો વિશેનો કંઇક વિચાર ગોઠવવાનો યત્ન કરીશું.

પછી આ વિચારનો પ્રયોગ આપણે આપણા સમયના વિશેષ મહત્વના રાજ્યદ્વારી તથા આર્થિક સવાલો ઉપર ચલાવીશું; અને એ ઉપરથી આધુનિક દુનીઆમાં જીવતી જાગતી શક્તિ તરીકે ઉદારમતવાદ કેવું સ્થાન લે છે તેની, તથા તેના આદર્શને યથાર્થ રૂપમાં કેટલે દરજ્જે ઉતારી શકાશે તેની કંઇક તુલના આખરે કરી શકીશું.

# પ્રકરણ ૩ જું.

## સિદ્ધાંતના ફેરફાર.

માત્ર વિચારથીજ મહત્વના ફેરફારો થઇ શકતા નથી; તેમ એ ફેરફારો વિચાર વિના અમલમાં પણ મુકી શકાતા નથી. રીત રિવાજ રૂપી હિમ ભાંગવું હોય અથવા સત્તા રૂપી સાંકળ તોડવી હોય તો માણસનો જુસ્સો ઉશ્કેરાવો જોઇએ; પણ જુસ્સો પોતે આંધળો છે અને તેની દુનીઆ સઘળી અવ્યવસ્થિત છે. પોતાનાં કામની કંઇ પણ અસર ઉપજાવવી હોય તો માણસોએ એકત્ર થઇને કામ કરવું જોઇએ, અને તેમ કરવા માટે સઘળાનો હેતુ સામાન્ય હોવો જોઇએ, અને તે અમલમાં મુકવા સારૂ સઘળાની એકસરખી સમજુત થવી જોઇએ. કોઇ પણ વિશેષ મહત્વના ફેરફારનો સવાલ આવે ત્યારે તેઓએ માત્ર પોતાને તત્કાળ મળતા લાભ માટે સ્પષ્ટતાથી વિચાર કરી બેસી રહેવું નહિ, પરંતુ બીજાઓને પોતાના વિચારમાં વટાળવા પોતાની તરફ સહાનુભૂતિ દર્શાવવા તેમને ઉત્તેજન આપવું અને જેઓની ખાતરી ન થતી હોય તેવાઓને જીતી લેવા. એકંદર રીતે તેઓએ બતાવી આપવું જોઇએ કે તેઓનો હેતુ બર આવે એવો છે. હસ્તીમાં હોય એવી સંસ્થાઓને અથવા ગમે તેમ પણ સામાજિક જીવનના ચાલુ વ્યવહારમાં આવી શકે એવા કોઇ ધોરણને અનુરૂપ છે? ખરેખર સમાજમાંના તેમના દરજ્જાને લઇને તેઓને પોતાના વિચારો શ્રમ લઇને ખુલ્લા કરી બહાર પાડવાની ફરજ પડે છે, અને આખરે કંઇક પ્રકારના સામાજિક તત્વજ્ઞાન તરફ તેઓ ઘસડાય છે. માણસની લાગણીની વ્યાવહારિક

આવશ્યકતામાંથી આ પ્રમાણે જે તત્વજ્ઞાન સ્ફુરી નીકળે છે, તેજ તત્વજ્ઞાનમાં તેના અનુયાયીઓને આગળ ધકેલવાની શક્તિ રહેલી હોય છે. મનુષ્ય જાતિના તરસ્યા આત્માની ગણના કર્યા સિવાય કેવળ ભાવના ઉપર રચાએલાં તત્વજ્ઞાન માત્ર નિરૂપયોગી તથા શાસ્ત્રીય રહે છે.

એ ખરૂં છે કે, ઇંગ્લંડમાં, પુરૂષો સિદ્ધાંતના પ્રદેશમાં વહેમી તથા અણઘડ હોવાથી, ઉદારમતવાદની પ્રવૃત્તિએ ઘણીવાર સામાન્ય સિદ્ધાંતની ચર્ચા બાજુએ મુકવા પ્રયત્ન કર્યો છે. એ પ્રવૃત્તિના શરૂઆતના સમયમાં તથા એના વધારે મધ્યમ રૂપમાં તેના અનુયાયીઓ રાજ્યબંધારણના નિમિત્ત હેઠળ પોતાનો હેતુ બર લાવવા તજવીજ કરતા. સ્ટુઅર્ટ વંશના રાજાઓના હક્ક વિરૂદ્ધ એક ઐતિહાસિક દાખલો તેમજ દાર્શનિક પ્રમાણ પણ હતાં. પાર્લામેન્ટના આરંભમાં તેના આગેવાનો સિદ્ધાંત કરતાં આગળનાં ઉદાહરણો ઉપર વધારે આધાર રાખતા. ઉદારમતવાદનું ચાલુ બંધારણ પરિપૂર્ણ કરવા માટે જોઇતા એક તત્વ તરીકે વ્હિગ પક્ષના સંપ્રદાયમાં આ પદ્ધતનો સ્વીકાર કરવામાં આવ્યો હતો, અને તેજ પ્રમાણે અદ્યાપિ તેમ ગણવામાં આવે છે. ખરૂં કહીએ તો તે ઉદારમતવાદમાં રૂઢ માર્ગવાદી કોન્ઝરવેટિવ) સંપ્રદાયના તત્વ તરીકે રહે છે, અને તે ચાલતા આવેલા હક્ક ઉપર થતા દબાણને અટકાવવા તથા તે હક્કના વિકાસનો વ્હો અસ્ખલિત ચાલ્યો જતો કરવા ઉપયોગી હોવા છતાં નવેસરથી બંધારણ રચવા સારૂ અપૂર્ણ જણાય એવું તત્વ છે. બદલાઇ ગએલા સંજોગોમાં અસલ વ્યવસ્થા ચાલુ રાખવી, એ ખરૂં જોતાં ઉત્ક્રાંતિને આમંત્રણ કરવા જેવું છે. સત્તરમા સૈકામાં સ્થિતિ એમજ હતી. પીલ અને તેના પક્ષકારો પોતાના મુદ્દાની પુષ્ટિમાં રાજ્ય બંધારણના ઇતિહાસમાંથી દાખલા દલીલો આપી શકતા, પણ તેમ કરવા માટે તેમને સ્ટુઅર્ટ તેમજ ટયુડર વંશના સમની પણ પેલીમેર જવું પડતું હતું; અને ચૌદમી તથા પંદરમી સદીના સિદ્ધાંતોનો પ્રયોગ સને ૧૬૪૦ માં કરવો, એ ખરી રીતે કહેતાં ઉત્ક્રાંતિનો આરંભ કરવા બરાબર હતું. ચાલુ જમાનામાં, ઉમરાવોની સભા વિરૂદ્ધ

લોકસભાના હક્કો ટકાવવા એ દેખીતી રીતે બંધારણને લગતા અસલના હક્કોને વળગી રહેવા જેવું છે, પરંતુ જે નવા સંજોગોને લઇને લોકસભા આખી પ્રજાના પ્રતિનિધિ રૂપે થઈ પડી છે, તે સંજોગોમાં એમ કરવું એ ખરી રીતે પ્રજાસત્તાક રાજ્યને પહેલીજ વાર દૃઢ પાયા ઉપર રચવા જેવું છે, એટલે બીજા શબ્દોમાં બોલીએ તો, એ માર્ગે ઉત્ક્રાંતિ અમલમાં આણવા જેવું છે.

જેઓ ઉત્ક્રાંતિ કરવા મથતા હોય તેમણે જગતને પોતે કયી દિશા તરફ ધસડી જાય છે, તે જોવું જોઇએ. તેઓને એકાદ સામાજિક સિદ્ધાંતની જરૂર જણાય છે. ખરૂં જોતાં એવી પ્રવૃત્તિના બહુ આગળ વધેલા વિચારના ઉપાસકો એવો કોઇક સિદ્ધાંત હમેશાં પોતાના ઉપયોગમાં લે છે અને આપણે આગળ જણાવી ગયા છીએ તે પ્રમાણે તેઓને જે વ્યાવહારિક આવશ્યકતા જણાય તે ઉપરથી સિદ્ધાંત નક્કી થાય છે, અને એવા સિદ્ધાંતને આધારે માત્ર ક્ષણિક અગત્યતા ધરાવતા વિચારો સર્વકાળ સત્ય ઠરે એવાં કથનની પંક્તિ ઉપર મુકાય છે. એ કારણે આવો સિદ્ધાંત ઓછી અગત્યનો ગણી તુચ્છકારી કહાડવાનાં નથી. એક વખત સિદ્ધાંત બંધાતાં તે પાળનારાઓના મન ઉપર તેની અસર થયા કરે છે, અને તેથી તેમના પ્રયત્નોને ગતિ મળી એકરાગ થાય છે. વખત આવતાં એ સિદ્ધાંતજ ખરી ઐતિહાસિક શક્તિ થઈ પડે છે, અને તે કેટલે દરજ્જે બંધબેસતો અને પૂર્ણ છે, તે માત્ર શાસ્ત્રીય વિવેચનનો વિષય ન રહેતાં વ્યાવહારિક અગત્યતા ધરાવે છે. એમ છતાં રાજદ્વારી બનાવોનાં વાંકાંચુકાં વલણ તથા ગુંચવણ ભરેલી પક્ષાપક્ષીની તકરાર તપાસવા કરતાં તત્વજ્ઞાનીઓ તથા રાજનીતિજ્ઞોએ જે દૃષ્ટિબિંદુ બાંધ્યાં હોય તેની તુલના કરવાથી કોઇ પણ પ્રવૃતિની પ્રગતિનો માર્ગ વધારે સ્પષ્ટતાથી સમજાય છે. દૃષ્ટિબિંદુથી સ્વાભાવિક રીતે કાલ્પનિક કે વ્યાવહારિક પ્રશ્નો ઉકેલવાની આખી રીત ઉપર અસર થાય છે, અને એ બિંદુ ઇતિહાસકારને કેન્દ્ર તરીકે કામ લાગે છે. તે એની આસપાસ એકબીજાથી જુદા પડતા અથવા એકબીજા સાથે અથડામણમાં આવતા વિચારો તથા રાજ પદ્ધતિને એવી રીતે એકઠાં કરી શકે છે કે, અંદ-

રખાનેથી તેઓ એક બીજાને કેટલાં મળતાં છે તે જણાઈ આવે. એ હકી-કતમાં આપણે ઉદારમતવાદની પ્રવૃત્તિનાં મુખ્ય દૃષ્ટિબિંદુ નક્કી કરવા તથા છૂટાપણાનો જુસ્સો જે રૂપે બહાર પડ્યો હોય તેના મુખ્ય પ્રકાર તારવી કહાડવા પ્રયત્ન કરીએ.

આમાંના પ્રથમ રૂપને આપણે કુદરતી વ્યવસ્થાનો સિદ્ધાંત કહીશું.

શરૂઆતમાં ઉદારમતવાદને ધર્મ તથા રાજ્યતંત્રની બાબતમાં સત્તા-વાદી અમલ સાથે કામ લેવાનું હતું. તેને જાતીય, સામાજિક તેમજ આર્થિક છૂટાપણાનાં તત્વોનું સમર્થન કરવાનું હતું અને એમ કરવામાં તેણે મુખ્ય આધાર માણસ જાતના હક ઉપર અને જેટલે અંશે તેને નવું રચવાની જરૂર પડતી તેટલે અંશે કુદરતી વ્યવસ્થાની ધારી લીધેલી એકતા ઉપર બાંધ્યો હતો. રાજતંત્ર પોતાને અલૌકિક પ્રમાણ તથા ઈશ્વરી ફર-માન મળેલાં હોવાનો દાવો કરતું. એના જવાબમાં ઉદારમતવાદના સિદ્ધાંત જાહેર કરતાં કે માણસના હક નૈસર્ગિક કાયદા ઉપર અને રાજતંત્રના હક માનુષી સંસ્થા ઉપર રચાએલા હતા. આ વિચારે જોતાં વ્યક્તિ એ સૌથી જુનામાં જુની સંસ્થા હતી, અને આદિ કાળનો સમાજ કૌટુમ્બિક હેતપ્રી-તને જોરે તથા અરસપરસ મદદ કરવાની મતલબે સ્વાભાવિક રીતે એકઠાં થએલાં મનુષ્ય પ્રાણીઓનો બનેલો હતો. રાજદ્વારી સમાજ એ કંઇક વિશેષ કૃત્રિમ ગોઠવણ હતી અને તે વધારે સુલભ વ્યવસ્થા તથા સામાન્ય સહિ-સલામતી ટકાવી રાખવાનાં ખાસ કારણ માટે ઉભું કરેલું મંડળ હતું. લૉક સાહેબે સાબીત કરી બતાવ્યું છે તે પ્રમાણે કદાચ એ સમાજ રાજા અને પ્રજા વચ્ચેના એવા કરાર ઉપર રચાએલો હતો કે જો એ કરારની સર-તોનો બેમાંથી કોઇ પણ પક્ષ ભંગ કરે તો કરાર છૂટી ગએલો ગણાતો. અથવા રૂસોના વિચાર પ્રમાણે મુખ્યત્વે કરીને એ લોકોનો એકબીજા સાથે કરેલો કરાર હતો. એ ગોઠવણ એવી હતી કે તેની મારફત ભિન્ન ભિન્ન વ્યક્તિની ઉલટાસુલટી મરજીમાંથી એક સામાન્ય અથવા સાધારણ નિશ્ચય નક્કી કરી શકાય. એ નિશ્ચય અમલમાં મુકવાનાં સાધન તરીકે રાજતંત્ર સ્થાપી શકાય, પણ વિષયની ભાવનાને લઇને, એ રાજતંત્રને પ્રજા તરફથી

સત્તા મળેલી હોવાથી તે પ્રજાનેજ જોખમદાર થાય. પ્રજા સર્વાધિકારી હતી, અને રાજતંત્ર તેના પ્રતિનિધિ રૂપે હતું.

જુદી જુદી દૃષ્ટિએ જોતાં આ સિદ્ધાંતોમાં ગમે તેટલો ફરક જણાય તોપણ લૉકથી રૂસો અને પેઇન સુધીના જે જે તત્વજ્ઞાનીઓએ આ વિચારણા ઉપર પોતાનાં અનુમાનો બાંધ્યાં હતાં તેઓ સઘળા એમ ધારવામાં એકમત થયા હતા કે રાજદ્વારી સમાજ એ વિશિષ્ટ કારણો માટે રાજી ખુશીથી માણસોએ પોતા ઉપર મુકેલા પ્રતિબંધરૂપ હતો. રાજદ્વારી સંસ્થાઓ તાબેદારી અને અસમાનતાનાં મૂળરૂપે હતી, અને એમની આગળ પાછળ સ્વતંત્ર અને સમાન હક્ક ભોગવતા પુરૂષોની ઠઠ બાઝેલી રહેતી હતી. પરંતુ અલગ પડી ગયેલી વ્યક્તિ કંઇ પણ કરવા અશક્ત હતી. તેને કેટલાક હક્ક પ્રાપ્ત થતા હતા, પણ અન્ય વ્યક્તિઓના તેના જેવાજ હક્ક મારફત માત્ર તેના ઉપર નિર્બંધ મુકાએલા હતા. કંઇક સંજોગોને જોરે એ વ્યક્તિનો હાથ ઉપર આવે તોજ તે એવા હક્કનો અમલ કરી શકતી બાકી નહિ. એથી કરીને પોતાના હક્કો અન્ય વ્યક્તિઓ અને તેમના હક્કો પોતે સ્વીકારે એ હેતુથી બીજાઓ સાથે કંઇ ગોઠવણ કરી એકસંપ કરવા એને સૌથી યોગ્ય લાગ્યું: અને આ કારણ માટે સમાજમાં પોતાના હક્કની જાળવણી સારૂ તથા બહારથી આવતા હુમલા સામે સમાજનું રક્ષણ કરવા સારૂ તેણે રાજતંત્રની સંસ્થા રચી. આ ઉપરથી એટલું નક્કી થતું હતું કે રાજતંત્રનું કર્તવ્ય પરિમિત અને ચોક્કસ દર્શાવી શકાય એવું હતું. એ તંત્રને સમાજની પરિસ્થિતિને લઇને જેટલી હદ સુધી યથાર્થ રીતે માણસના નૈસર્ગિક હક્કનું રક્ષણ થાય ત્યાં સુધી તેમ કરવાનું હતું, એ સિવાય તેને બીજું કંઇ કરવાનું હતું નહિ. એથી આગળ વધી રાજ્યની અમુક કામ કરાવવાની સત્તાનો અમલ કરવો, એ જે સમજુતી ઉપર રાજતંત્ર રચાયું હોય તેનો ભંગ કરવા બરાબર હતું. રાજતંત્રની ગોઠવણમાં દાખલ થવામાં સામાન્ય વ્યવસ્થાને તાબે થવાની સ્થિતિને લીધે જેટલી હદે જરૂર પડે તેટલી હદ સુધીજ વ્યક્તિ પોતાના હક્ક છોડી દેતી હતી, અને તેથી વધારે નહિ. તે પોતાના નૈસર્ગિક હક્ક છોડી દેતી અને બદલામાં સામાજિક હક્કનો

સ્વીકાર કરતી. કદાચ એ સામાજિક હક્કો કંઇક દરજ્જે અપૂર્ણ હતા, પણ સમાજની એકંદર સત્તાની બાંહેધરી ઉપર આધાર રાખતા હોવાથી તે વધારે કાર્યસાધક હતા. આ હકીકતમાં જો તમારે સમાજમાંના માણસના સામાજિક હક્ક શા છે તે શોધી કહાડવું હોય તો પ્રથમ એ તપાસ કરવી જોઇએ કે તેના[1] નૈસર્ગિક હક્ક કયા છે અને માણસોના પરસ્પર વિરોધી હક્કને બંધબેસતા કરવાનાં અનિવાર્ય કારણે તેમાં કેટલે દરજ્જે ફેરફાર કરવો પડે છે. આવી રીતે હક્કને જરૂરજોગા બંધબેસતા કરવા ઉપરાંત તેમાં જે કંઇ દખલ થાય તે જુલમ કહેવાય. સામાજિક હક્કો બને ત્યાં સુધી નૈસર્ગિક હક્કને મળતા આવવા જોઇએ, અથવા તો પેઇન કહે છે તે પ્રમાણે કોઇ પણ સામાજિક હક્ક માત્ર નૈસર્ગિક હક્કના બદલામાં મળેલો હક્ક છે.

રાજ્ય અને વ્યક્તિના સંબંધ વિષેની આ માન્યતા જે સિદ્ધાંત ઉપર રચાએલી હતી તે સિદ્ધાંત કરતાં એ માન્યતા ઘણા લાંબા વખત સુધી ટકી રહી હતી. મેન્ચેસ્ટરના મતાનુયાયીઓનો આખો ઉપદેશ એજ માન્યતા ઉપર ખડો થયો હતો. આપણે આગળ જોઇશું તે પ્રમાણે ઘણાઓને ઘણું સુખ મળે એ રીતે વ્યવહાર ચાલવો જોઇએ. એવો મત ધરાવનારા ઘણા જણાએ આ માન્યતાની ભાવના ગ્રહણ કરી હતી. આખી ઓગણીસમી સદીમાં ઘટતા જતા પ્રમાણમાં તે અમલમાં રહી હતી, અને મો. ફેગેટ જેવા સમકાલીન ઉદારમતવાદીઓ આ માન્યતાને ચીવટાઇથી વળગી રહ્યા હતા. આ ઉદારમતવાદીઓ એ માન્યતાના કાલ્પનિક સિદ્ધાંતો છડેચોક રદ કરે છે અને સામાજિક

૧ આની સાથે સને ૧૭૮૭ માં ફ્રેન્ચ રાષ્ટ્રીય મંડળે માણસના હક્કના કરેલાં નિવેદનની પ્રારંભિક કલમ સરખાવો. " માણસના નૈસર્ગિક બીજાને અપાય નહિ એવા તથા પવિત્ર હક્ક " મંડળ એટલા માટે સ્પષ્ટ દર્શાવે છે કે જેથી અન્ય બાબતો ઉપરાંત, " કાયદા ઘડનારી સત્તાનો તેમજ વહીવટી સત્તાનાં કૃત્યો દરેક પળે દરેક રાજ્યકારી સંસ્થાના મૂળ હેતુ સાથે સરખાવી શકાય એવાં હોવાથી તે કારણે તે વધારે માનની દષ્ટિથી સ્વીકારાય. "

ઉપયોગિતા ઉપર પોતાની માન્યતા રચે છે. ખરૂં જોતાં એની શકિત તર્કશાસ્ત્રના નિયમ ઉપર બંધાએલા એને લાગતા સિદ્ધાંતમાં રહી નથી, પણ આધુનિક સમાજની ચોક્કસ જરૂરીઆતોને પહોંચી વળે એવાં રાજ્યના કાર્યને એનાથી જે સંઘટના તથા સ્થિરતા મળે છે તેમાં રહી છે. જ્યાં સુધી એ જરૂરીઆતો સર્વોત્તમ હતી, ત્યાં સુધી સિદ્ધાંતની ચાલુ કિંમત હતી. જેમ જેમ એ જરૂરીઆતો પુરી પડતી ગઇ અને બીજી ઉભી થતી ગઇ, તેમ તેમ વધારે વિસ્તૃત અને સંગીન સિદ્ધાંતની આવશ્યકતા જણાતી ગઈ.

પરંતુ આપણે અવગણના ન કરી શકીએ એવો નૈસર્ગિક સિદ્ધાંતનો સામો પક્ષ છે. આ સિદ્ધાંત પ્રમાણે રાજતંત્ર કાવતરાં તોડી શકે અને તેના હાથમાં જુલમ તથા શિથિલતાના મૂળ રૂપે ગણાતી સત્તા હોય તો પછી પ્રગતિ અને સંસ્કૃતિનાં ઉત્પતિ સ્થાન ક્યાં છે ? સ્પષ્ટ રીતે વ્યક્તિના વ્યાપારમાં જેમ જેમ વ્યકિતને પોતાની બુદ્ધિ ખીલવવા સારૂ અવકાશ મળે છે તેમ તેમ આખો સમાજ ત્વરાથી આગળ વધશે. આમાં ઘણાં અગત્યનાં સત્ય કથનનાં તત્વો રહેલાં છે, પણ તે ઉપરથી તાત્પર્ય શું નીકળે છે ? જો વ્યકિત સ્વતંત્ર હોય, તો પોતપોતાના ઉદ્દેશ પાર પાડવા માટે મથન કરતી કોઇ પણ બે વ્યકિતઓ સામસામી અથડાઇ જવાનો સંભવ છે. ખરૂં જોતાં આવી અથડામણ થવાનો સંભવ એજ આપણા સિદ્ધાંત પ્રમાણે સમાજનું મૂળ અને પાયો હોવાનું મનાયું છે. માણસની સ્વતંત્રતા કાર્યસાધક રહે તેટલા સારૂ તેઓને પોતપોતાના ઉપર કંઇક હદ સુધી અરસપરસ પ્રતિબંધો મુકવા એકમત થવું પડયું હતું. પણ અરાડમા સૈકા દરમ્યાન, અને ખાસ કરીને આર્થિક પ્રકરણમાં એવો અભિપ્રાય બંધાવા લાગ્યો હતો કે, જુદાં જુદાં માણસોની મરજી વચ્ચેનો વિરોધ, ગેરસમજ અને અજ્ઞાનતા ઉપર રચાયો હતો અને તેને લઇને થતા અનર્થો રાજતંત્ર તરફના જુલમી કૃત્યોને લીધે ઉગ્રરૂપ ધારણ કરતા હતા. આના મૂળમાં એક પ્રકારની સ્વાભાવિક હિત સંબંધની એકતા છે. બહારનો બંદોબસ્ત જાળવો, બળાત્કાર દાબી દો, માણસો પોતાની મિલકત સહીસલામત ધારણ કરે એવી ખાતરી તેમને આપો, અને કરાર બજાવી લાવવાની ફરજ પાડો, એટલે બાકીનું એની

મેળે થયા કરશે. દરેક માણુસ સ્વહિતથી દોરવાશે, પણ તેજ એને સૌથી વધારેમાં વધારે ફળ પ્રાપ્તિ કેમ ન થાય તે માર્ગે લઇ જશે. જો સઘળા કૃત્રિમ પ્રતિબંધો ખેંચી લેવામાં આવે તો એની શક્તિને સૌથી વિશેષ અનુકૂળ પડે એવો ધંધો એ શોધી કહાડશે. એજ ધંધામાં એ સૌથી વધારે ફળપ્રાપ્તિ કરી શકશે, અને તેથી સામાજિક સંબંધમાં તે ઘણોજ ઉપયોગી થશે. તેને પોતાનો માલ ખરીદવાને ખુશી હોય એવા કોઇને વેચવો પડે એમ હોવાથી બીજાઓને જરૂર હોય એવી, એટલે સામાજિક ઉપયોગિતાની વસ્તુઓ તૈયાર કરવામાં તેને મચ્યા રહેવું પડશે. જે માટે તેને વધતામાં વધતી કિંમત મળે એવી વસ્તુઓ કહાડવાનું તે વધારે પસંદ કરશે, અને આ વસ્તુઓ એવી હશે કે જે માટે અમુક સમયે અને જગાએ અને તેની ખાસ કાર્યશક્તિને લઇને સૌથી વધારે માંગ હોય. વળી સૌથી સારૂં વેતન આપે એવો શેઠ તે શોધી કહાડશે અને એજ શેઠનો સૌથી વધારે લાભ એ તપાસશે. ટુંકામાં જો સ્વહિત દીપી નીકળે એવું અને બંધન રહિત હોય, તો તે એને જાહેર હિતને અનુરૂપ થાય એવું વર્તન આચરવા તરફ દોરવશે. આ દૃષ્ટિએ જોતાં વ્યકિત અને સમાજ વચ્ચે સ્વાભાવિક એકતા માલમ પડે છે. એ પણ ખરૂં છે કે આ એકતાને કાર્યસાધક બનાવવા માટે કંઇક કેળવણી તથા સંસ્કારની જરૂર પડે. એને જે જરૂરનું નહોતું તે રાજતંત્ર તરફની ‘ દખલ ’ હતી, કારણ એ દખલથી ઉપરની એકતાને સરળ તથા અસરકારક રીતે કામ કરવા સારૂ જે સ્થિતિ ઉભી થતી તેમાં હમેશાં નડતર થયા કરે એમ હતું. રાજતંત્રે સૂત્ર પોતાના હાથમાં રાખવું જોઇએ અને વ્યકિતઓને પોતપોતાના ખેલ રમવા છૂટી મુકવી જોઇએ. વ્યકિતના નૈસર્ગિક હક્કના સિદ્ધાંતમાં આ પ્રમાણે વ્યકિત અને સામાજિક આવશ્યકતા વચ્ચેની અરસપરસ એકતાના સિદ્ધાંતથી વધારો થાય છે અને એ પ્રમાણે સંપૂર્ણ થએલા સિદ્ધાંત મુજબ મનુષ્ય સમાજની એવી ભાવના ખડી થાય છે કે તે પ્રથમ દૃષ્ટિએ અમલમાં મુકી શકાય એવી સત્યના ઘણાં અગત્યનાં તત્ત્વોથી ભરેલી કોઇ મોટા વર્ગની જરૂરીઆતોને તથા આખા સમાજની ઘણી ખરી ગરજને લાંબા વખત સુધી પહોંચી વળે એવી હોય છે.

એમ છતાં સમાલોચના થતાં બન્ને બાજુ તરફથી એ સિદ્ધાંતના મહત્વના દોષ માલમ પડી આવે છે. એ દોષમાં ઐતિહાસિક તેમજ કાલ્પનિક મર્મ રહેલો હોય છે. આપણે નૈસર્ગિક હક્કની ભાવનાનો પ્રથમ વિચાર કરીએ. એ હક્કો શા હતા અને તેનું મૂળ શું હતું? આમાંની પહેલી બાબત ઉપર મનુષ્યો સ્પષ્ટ થવા મથતા. સને ૧૭૮૦ ના ડેકલેરેશન, જાહેર નિવેદનની મુખ્ય કલમો અહીં ટાંકવા કરતાં આપણે બીજી સારી રીતે એનો દાખલો આપી શકીએ એમ નથી.

કલમ ૧ લી.—માણુસ જન્મથીજ સ્વતંત્ર છે, સમાન હક્ક ભોગવે છે અને તેવોજ રહે છે. સામાજિક ભેદ માત્ર સામાન્ય ઉપયોગિતા ઉપરજ રચી શકાય.

કલમ ૨ જી.—દરેક રાજકીય મંડળનો આશય માણુસના[2] નૈસર્ગિક અને અમલ કરવામાં બેદરકારી રાખવાની હદ ન થઈ શકે એવા હક્કોની જાળવણી કરવાનો છે. આ હક્કો તે સ્વતંત્રતા, મિલકત ધારણ કરવાની શકિત, જાનમાલની સહિસલામતી અને જુલમની સામે થવાની શકિત, એ સર્વને લગતા છે.

કલમ ૩ જી.—સઘળા સામ્રાજ્યાધિકારનો મૂળ સિદ્ધાંત ખાસ કરીને પ્રજાના હાથમાં રહેલો છે.

---

૧. સને ૧૭૮૯ ના મંડળના નિવેદન સાથે સને ૧૭૯૩ ના કનવેનશનના નિવેદનને સરખાવી બન્ને કયી બાબતમાં એક બીજા સાથે મળતા આવે છે અને કયી કયી બાબતમાં જુદાં પડે છે એ તારવી કહાડવું ઘણું મનોરંજક છે. પણ તેમ કરવા માટે લંબાણ તપાસની જરૂર છે તેથી આપણે એક બે બાબતની ઉપરટપકે નોંધ લઇશું.

૨. સરખાવો સને ૧૭૯૩ ની કલમ ૧ લીઃ સમાજનો આશય સમાજ માટે સુખ મેળવવાનો છે. માણુસ પોતાના નૈસર્ગિક અને અમલ કરવામાં બેદરકારી રાખવાથી રદ ન થઇ શકે એવા હક્કો ભોગવે એવી બાંહેધરી આપવા રાજતંત્ર સ્થપાએલું હોય છે.

**કલમ ૪ થી.**—બીજાઓને નુકસાન ન પહોંચે એવું કંઇપણ કરવાની સત્તામાંજ સ્વતંત્રતા રહેલી છે; દાખલા તરીકે દરેક માણસના નૈસર્ગિક હક્કના ભોગવટા ઉપર ફક્ત એવાં બંધન રહે છે કે જેથી સમાજના બીજા સભ્યોને તેવાજ હક્ક ભોગવવાની ખાતરી મળે. આ બંધન માત્ર કાયદાથીજ નક્કી કરી શકાય.

કલમ ૬ ઠી—કાયદો સામાન્ય મરજી દર્શાવવાનું સાધન છે એ ઘડવામાં સઘળા નાગરિકોને જાતે અથવા પ્રતિનિધિ મારફત ભાગ લેવાનો હક્ક છે.

આ કલમના બાકીના ભાગમાં કાયદો નિષ્પક્ષપાત હોવો જોઇએ અને રાજ્યના અધિકાર ઉપર દાખલ થવા સારૂ સઘળા નાગરિકોને સરખો હક્ક હોવો જોઇએ, એ બાબત આગ્રહપૂર્વક જણાવવામાં આવી છે. સને ૧૭૯૩ નું નિવેદન હક્કની સમાનતા ઉપર વિશેષ ભાર મુકે છે અને વધારે અલંકારિક છે. તેની ત્રીજી કલમ આ પ્રમાણે છે:—'સઘળાં માણસો કુદરતથીજ તેમજ કાયદાની દૃષ્ટિએ સરખાં છે.'

આ કલમોની ભાવના તદ્દનજ ચુકી જવાય એવા પ્રકારની તેની સમાલોચના કરવી સહેલી છે. ફકત સિદ્ધાંતની એક બે બાબતો ઉપર આપણે ધ્યાન દોરીશું.

( અ ) વસ્તુતઃ કયા હક્કો માટે માંગણી થાય છે ? 'જાનમાલની સહિસલામતી' અને 'જુલમની સામે થવાની શકિત' એ હક્કો મૂળ પ્રમાણ જોતાં ભિન્ન નથી અને વિશેષમાં સ્વતંત્રતાની વ્યાખ્યામાં એનો સમાવેશ થાય એમ માની શકાય. મૂળમાં એનો અર્થ એટલોજ છે કે 'જાત અને મિલકતના સંબંધમાં સ્વતંત્રતા ભોગવવા માટે નિર્ભય હોવું એજ દરેક માણસનો હક્ક છે.' આવી રીતે દર્શાવાથી જણાઇ આવશે કે આ હક્ક વ્યવસ્થિત સમાજ હસ્તીમાં હોવાનું ધારી લે છે, અને પોતાના અંગભૂતોની સ્વતંત્રતા સુરક્ષિત રાખવાની એવા સમાજની ફરજ છે એમ નિર્દિષ્ટ કરે છે. આ પ્રમાણે વ્યકિતનો હક્ક કોઇપણ રીતે સમાજથી સ્વતંત્ર કે અલગ નથી, પણ કોઇ પણ સુવ્યવસ્થિત સામાજિક સંસ્થા માન્ય કરે એવા સિદ્ધાંતમાંનો એક છે.

(બ) એ લક્ષમાં રાખવાનું છે કે સમાનતા એ ' સામાન્ય ઉપયોગિતાના વિચારથી પરિમિત છે. અને સ્વતંત્રતાનો અધિકાર આખરે ' કાયદા ' એ નિશ્ચિત કરવાનો છે. આ બન્ને બાબતોમાં વ્યકિત ઉપરથી આપણે આખા સમાજની જરૂરીઆતો અથવા તેના નિશ્ચિત ઠરાવો ઉપર જવું પડે છે. એમ છતાં સ્વતંત્રતાની બે વ્યાખ્યા છે. ( ૧ ) બીજાઓને નુકસાન ન કરે એવું કરવા માટેની એ સત્તા છે. (૨) બીજાઓએ એવાજ હકો ભોગવવા જોઇએ, એ વિચારથી પરિમિત રહેલો હકક છે. એ ધ્યાનમાં રાખવું ઘણું અગત્યનું છે કે આ બન્ને વ્યાખ્યા અતિ અસંગત છે. કોઈ માણસને મારવાના મારા હકકનો ઉપયોગ તેના મને મારવાના તેવાજ હકકની હદ સુધીજ થઇ શકે તો અમે મુકકાબાજી કરવા માંડીએ તેમાં કાયદાને દખલ કરવાની કંઇ જરૂર નથી. એથી ઉલટું જો બીજાને વ્યથા કરવાનો મારો હકક નથી તો કાયદાએ દખલ કરવી જોઇએ. આ વધારે સંગીન સિદ્ધાંત છે, અને બીજાને આપણા સરખીજ સ્વતંત્રતા ભોગવવાનો હક્ક છે એ કબૂલ રાખવું, એ સ્વતંત્રતાની જોઇએ એવી યોગ્ય વ્યાખ્યા નથી, એ સાબીત કરવા ભારે વિચારની જરૂર નથી. આખી રાત પિઆનો વગાડી મારા પાડોસીને જાગતો રાખવાના મારા હક્કનો સંતોષકારક જવાબ પિઆનો જેટલો વખત વાગતો હોય તેટલો વખત તેણે ભસ્યા કરે એવો કુતરો રાખવાથી મળતો નથી. ભુખમરામાંથી બચવા માટે જરૂરની હોય તેટલીજ મજુરી આપવાના સખ્ત વેઠ કરાવનારના હક્કની હદ તેનો કારીગર બીજાઓને એજ સરતે કામે લગાડી શકવાની સ્થિતિમાં હોય તો તે એના જેવો જ જે હક્ક ભોગવે તેનાથી સંતોષકારક રીતે બંધાતી નથી. બીજાને નુકસાન કરવાના અથવા તેના ઉપર લાભ મેળવવાના હક્કની હદ બીજો એજ રીતે વેર વાળવાની શકિત ધરાવતો હોય તો તેના હક્કથી પુરતી રીતે બંધાતી નથી. બીજાને નુકસાન કરવાનો કોઈને કંઇ પણ હક્ક નથી; અને જો આપણે નુકસાન શું છે એની તપાસ કરીએ તો વ્યકિતના પોતાની મરજી પ્રમાણે વર્તવાના હક્કને કુદાવી જાય એવા કોઇ સામાન્ય સિદ્ધાંત ઉપર આપણે જવું પડે છે.

(ક) પ્રજાકીય સામ્રાજ્યાધિકારનો સંપ્રદાય બે સિદ્ધાંત ઉપર રચાયો છે. (૧) એ સંપ્રદાય પ્રજામાંજ રહેલો કહેવાય છે. કાયદો એ સામાન્ય મરજી દર્શાવવાનું સાધન છે. અહીં પ્રજા એક સમગ્ર અંગ, એકાંક તરીકે માનવામાં આવી છે. (૨) કાયદો ઘડવામાં ભાગ લેવાનો દરેક નાગરિકને હક્ક છે, અહીં પ્રશ્ન દરેક વ્યક્તિના હક્કનો છે. પ્રજાસત્તાવાદી રાજ્યને લગતા મતદર્શનનો ખરો મુદ્દો શું છે, રાષ્ટ્રીય જીવનની એકતા કે દરેક વ્યક્તિનો પોતાને લગતી બાબતમાં પોતાની મરજી જણાવવાનો નૈસર્ગિક હક્ક ?

વિશેષમાં અને આ ઘણો ગંભીર સવાલ છે કે આખરની સત્તા કોની છે, પ્રજાની મરજીની કે વ્યક્તિના હક્કની ! ધારો કે પ્રજા વિચારપૂર્વક એવા કાયદા ઘડવાનું નક્કી કરે કે જેની રૂએ વ્યકિતના હક્કનો અસ્વીકાર થાય. તો શું પ્રજાકીય સામ્રાજ્યાધિકારને નામે એ કાયદા પાળવા જોઇએ, કે નૈસર્ગિક હક્કને કારણે તેનું ઉલ્લંઘન કરવું જોઇએ. આ ખરો મુદ્દો છે, અને કમભાગ્યે આ દૃષ્ટિએ તેનું બીલકુલ નિરાકરણ થઇ શકે એમ નથી.

જે કારણોને લઇને ઉદારમતવાદના સિદ્ધાંતનો બીજો પ્રકાર ઘડાયો હતો તેમાં આ મુશ્કેલીઓ પણ હતી, અને કુદરતી વ્યવસ્થાની ઐકયતાના સંબંધમાં જે વિવેચન થઈ શકે તેજ વિવેચન આ બીજા સિદ્ધાંત ઉપર હોય એમ ગણવામાં હરકત નથી, એટલે આપણે હવે સૌથી વિશેષ સુખના સિદ્ધાંત તરીકે જાણીતા થએલા સિદ્ધાંત ઉપર ઉતરીશું.

બેન્થામે પોતાની જીંદગીનો મોટો ભાગ સમાજના પુનઃ બંધારણના મૂળ પાયા તરીકે સૌથી વિશેષ સુખના સિદ્ધાંતને લંબાણ વિવેચનથી સાબીત કરવામાં ગાળ્યો હતો. તે પણ નૈસર્ગિક હક્કના સિદ્ધાંતમાં આપણને માલમ પડેલી મુશ્કેલીથી સંપૂર્ણ રીતે માહિતગાર હતો. તેના વિચાર પ્રમાણે માણસના કહેવાતા હક્ક અરાજકતાના સમયમાં ખડા થએલા ભ્રમ માત્ર હતા. તેઓ કંઇ પણ સ્પષ્ટ રીતે મુકરર થઈ શકે એવા સિદ્ધાંત ઉપર રચાયા નહોતા, તેમ તેનાથી કોઇપણ પ્રમાણ સ્થાપિત થતાં નહોતાં, 'હું કહું છું કે મને હક્ક છે' 'હું કહું છું કે તમને તેવો કંઇ હક્ક નથી.'

આવી તકરાર કરનારાઓનું કોણ અને કયા ધોરણે નિરાકરણ કરશે? માનવામાં આવતો કુદરતનો કાયદો શો હતો! તે કયારે નક્કી કરી લખવામાં આવ્યો હતો, અને કોની સત્તાથી? આપણે કયી દલીલ ઉપર માણસો સ્વતંત્ર અથવા સમાજ હક્કદાર હોવાનું પ્રતિપાદન કરીએ છીએ. કયા સિદ્ધાંત ઉપર અને કેટલી હદ સુધી આપણે મિલકત ધારણ કરવાનો હક્ક પ્રતિપાદન કરીએ છીએ અથવા કહી શકીએ. એમાં કેટલાક મુદ્દાઓ એવા હતા કે જેને લઇને, સામાન્ય સ્વીકારથી, આ સઘળા હક્કો છોડી દેવા પડે છે, લડાઈના વખતમાં અથવા કોઇ ક્ચડી નાંખે એવી સામાન્ય જરૂરીઆતને પ્રસંગે મિલકત ધારણ કરવાના હક્કની કિમત શું હોઇ શકે? ખુદ ડેકલેરેશનમાં પણ સામાન્ય ઉપયોગિતા ધ્યાનમાં લેવાની અથવા વ્યક્તિના હક્કની પરિસીમા બાંધવા માટે કાયદાની મદદ લેવાની જરૂરીઆત સ્વીકારવામાં આવી હતી. બેન્થામ સ્પષ્ટ રીતે સઘળા હક્કો સામાન્ય ઉપયોગિતાને ધોરણે રચાયેલા માને છે, અને તે મારફત એક સામાન્ય સિદ્ધાંતની દૃષ્ટિએ સઘળા પરસ્પર વિરોધી હક્કો તપાસવાનું બની શકે એવી ગોઠવણ તે કરે છે. એક સામાન્ય નિયમ પ્રમાણે તે સઘળા હક્કની તુલના કરે છે. શું માણસને પોતાના વિચાર સ્વતંત્ર રીતે જણાવવાનો હક્ક છે? બેન્થામને ધોરણે આ સવાલનું નિરાકરણ કરવા માટે આપણે એટલું જોવું જોઇએ કે સ્વતંત્ર રીતે વિચાર દર્શાવવા દેવા એ એકંદર રીતે સમાજને ઉપયોગી છે કે કેમ, અને તે એમ કહેશે કે આ સવાલ એવો છે કે તેનું નિરાકરણ સામાન્ય અનુમાન તેમજ પરિણામના અનુભવ ઉપરથી થઈ શકે. અલબત આપણે કડવા તેમજ મીઠા અનુભવ સાથે ગણવા જોઇએ. સ્વતંત્ર રીતે વિચાર જણાવવા દેવામાં આવે તો ખોટા વિચારો પણ બહાર પાડવામાં આવશે અને તેથી ઘણા જણ આડે માર્ગે દોરાશે. સવાલ એ ઉભો થશે કે ભૂલ ભરેલા વિચાર જાહેરમાં આણવાથી થતા નુકસાનનો અવેજ વગર અંકુશની ચર્ચાથી થતા લાભથી મળી શકશે કે કેમ? અને બેન્થામ પોતે પરિણામની તુલના કરવાને પોતાને મુખત્યાર ગણે છે. શું રાજ્યે ખાનગી મિલકત ધારણ કરવાના હક્ક ટકાવી રાખવા જોઇએ? હા,

જો એ હક્કો સ્વીકારવાથી આખા સમાજને તે ઉપયોગી નીવડે તો તેમ કરવું મુનાસીબ છે. જો એવી રીતે ઉપયોગી ન હોય તો તેમ કરવાની જરૂર નથી. વળી મિલકત ધારણ કરવાના કેટલાક હક્ક લાભકારી હોય, અને કેટલાક ગેરલાભકારી હોય તો સમાજ એમાંથી પોતાની પસંદગી કરવા મુખત્યાર છે. જો તેને એમ માલમ પડે કે મિલકતના કેટલાક પ્રકાર કેવળ વ્યક્તિનું હિત તપાસે છે અને સામાન્ય સુખની આડે આવે છે તો એ પ્રકારની મિલકતનો અટકાવ કરવા તેને વાસ્તવિક કારણો મળે છે. સાથે સાથે સામાન્ય સુખ ઉપર થતી અસર ઉપરથી તોલ કરતાં મિલકતના બીજા પ્રકાર નિર્દોષ અને વાજબી માલમ પડે તો તો તેવા પ્રકાર યથાન્યાય જારી રાખવા તે મુખત્યાર છે. ન વાપરવાથી અથવા કબજા ભોગવટાની રૂએ બીજાને પ્રાપ્ત થતા હકકથી જતા ન રહે એવા કોઇ વ્યક્તિના હકકથી એ પ્રકારની મર્યાદા બંધાતી નથી. આખા સમાજનું ભલું કરવાની દૃષ્ટિએ તે પોતાની મરજીમાં આવે તેમ વ્યક્તિ સાથે વર્તવા મુખત્યાર છે. હકકના પ્રશ્નને લાગે વળગે છે તેટલે દરજ્જે બેન્થામનો સિદ્ધાંત અચુક રીતે સમાજવાદને લગતો અથવા તેનાથી આગળ વધી સત્તાવાદને લગતો ગણી શકાય. એ સિદ્ધાંત વ્યકિત સમાજના અધિકારને સંપૂર્ણ રીતે આધીન રહેવાના કંઇ નહિ તો સંભવ ઉપર રચાએલો છે.

એમ છતાં બેન્થામના સિદ્ધાંતની ઉલટી બાજુ છે. એ સમજવા સારૂ આપણે સિધ્ધ સંપ્રદાય હોય એમ ગણી, એ સિદ્ધાંતના મુખ્ય વિભાગો જણાવીશું. આપણે આ સામાજિક ઉપયોગિતાના વાત કરીએ છીએ તે શું છે ? તેને અંગે શું શું બાબતો રહેલી છે ? સમાજને ઉપયોગી શું છે અને નુકસાન કરતા શું છે ? એનો જવાબ ઘણોજ સ્પષ્ટ અને સાદો છે, કોઈપણ કર્તવ્યની અસર જેઓને પહોંચતી હોય તેઓમાંથી બની શકે તેટલી મોટી સંખ્યાનું બની શકે તેટલા વિશેષ સુખની વૃદ્ધિ કરવામાં સાધનભૂત થતું હોય તેવું કર્તવ્ય વાસ્તવિક છે. જેવી રીતે કર્તવ્યનું છે તેવી રીતે અલબત સંસ્થા અથવા સામાજિક પધ્ધતિનું છે. જે કંઇ આ નિયમને બંધબેસતું આવે તે ઉપયોગી છે. જે કંઇ આ નિયમથી વિરૂધ્ધ જાય તે

નુકસાનકારક છે. જે કંઈ આ નિયમને અનુસરતું હોય તે ખરૂં અને જે એનાથી વિરૂધ્ધ જતું હોય તે ખોટું છે. સૌથી ચડીયાતા સુખનો સિધ્ધાંત તેજ વ્યવહારનો એકજ અને સર્વોત્તમ સિધ્ધાંત છે. એ ધ્યાન રાખવાનું છે કે આ નિયમ આપણને બે જાતના વિચાર સૂચવે છે. એક તો સૌથી ચડીઆતું સુખ. એ સુખની વ્યાખ્યા એવી કરવામાં આવે છે કે જેમાં સાક્ષાત આનંદ રહ્યો હોય, અને નકારરૂપે દુઃખનો અભાવ હોય તે સુખ. આ હકીકતમાં ઉતરતા દરજ્જાના આનંદ કરતાં ચડતા દરજ્જાનો આનંદ પસંદ કરવા યોગ્ય છે તેમ જે જાતના આનંદમાં દુઃખ ન આવતું હોય તે, જેમાં દુઃખ રહેલું હોય તેના કરતાં પસંદ કરવા યોગ્ય છે. દુઃખમાં આનંદનું પ્રમાણ ઘણું કમી રહે છે એમ માનીએ તો એ સિધ્ધાંત પ્રમાણે બીજું કંઇ નહિ પણ પ્રમાણ અને આનંદની આપણે હમેશાં ગણના કરવી જોઇએ. પરંતુ બીજી રીતે વ્યકિતની જે સંખ્યાને એની અસર પહોંચતી હોય તેને પણ ગણતરીમાં લેવાનું આવસ્યક છે. અમુક કર્તવ્યથી એકને આનંદ ઉપજે અને બેને દુઃખ થાય તેમ હોય તો એ કર્તવ્ય ખોટું ગણાય, સિવાય કે આનંદ ઘણા મોટા પ્રમાણમાં હોય અને દુઃખ દરેક પ્રસંગમાં ઘણું થોડું હોય. આપણે ફળની તુલના કરવી જોઇએ અને તેમ કરવામાં કર્તવ્યની અસર હેઠળ આવતી સઘળી વ્યકિત ગણતરીમાં લેવી જોઇએ, અને " દરેક જણ એક વ્યકિત તરીકે અને કોઇપણ એક કરતાં વધારે ગણાવવી ન જોઇએ " આ વિવેચન સિધ્ધાંતના અસલ રૂપનો ખરો ભાગ છે, કોઇપણ માણસ પોતાના અથવા પોતાના પિતાના કે બાળકના સુખની કોઇ પરાયાના સુખની સાથે તુલના કરવામાં નિષ્પક્ષપાત હોવો જોઇએ. તેણે માત્ર મળતા આનંદનું અથવા પડતા દુઃખનું પ્રમાણ જ ધ્યાનમાં લેવાનું છે.

આનંદ અને દુઃખનું માપ લઇ શકાય એવા પ્રમાણની માન્યતામાં કંઇ કૃત્રિમતા તથા મિથ્યા વિવેચન રહેલાં છે. આપણે આ બાબત ઉપર આગળ જતાં ફરી વિવેચન કરવું પડશે પણ તે પહેલાં આપણે બેન્થામના વિચારોની એનાજ સમયના મહત્વના વિષયો ઉપર તથા ઉદારમતવાદના

ત્યાર પછીના વિકાશ ઉપર કેવી કેવી અસર થઇ હતી તે જાણુવા પ્રયત્ન કરીએ. આ કારણુ માટે એના મતનું રહસ્ય દરેક બાબતમાં સૂક્ષ્મતાથી વર્ણવવામાં ન આવ્યું હોય છતાં આપણે તેનેજ વળગી રહીશું, એમાં જે પ્રધાન બાબતો જણાઇ આવે છે તે આ છે. (૧) હક્કના સંબંધના સઘળા વિચારોનું સુખના વિચારો કરતાં ગૌણુ સ્થાન (૨) સંખ્યાની મહત્વતા, અને (૩) એજ મતની ઉલટી બાજુ જોતાં, માણુસ માણુસ વચ્ચે સમાનતા અથવા અપક્ષપાત માટે આગ્રહ, બેન્થામ જે સામાન્ય ઉપયોગિતા ધ્યાનમાં લે છે તે સંખ્યાબંધ મનુષ્યો જે સુખ અનુભવે છે તે છે, આ કારણુ માટે આ સઘળાં મનુષ્યો સરખી કીમતનાં લેખાય છે, આ બેન્થામના પંથનો ખરો વ્યક્તિ સ્વાતંત્રવાદ છે, અને એ આપણી શરૂઆતની હકીકતમાં જે સામાજિક વલણુ આપણી દૃષ્ટિએ પડી છે તેની વિરૂદ્ધ મુકાય છે.

આ વ્યક્તિસ્વાતંત્રવાદમાં સમાનતા આવશ્યક છે. દરેક જણુને એક વ્યક્તિ તરીકે ગણુવાનું છે. કોઇને પણુ એક કરતાં વિશેષ વ્યક્તિ તરીકે નહિ, કેમકે દરેક જણ દુઃખ અને આનંદ અનુભવી શકે છે. એથી ઉલટું છુટાપણું કંઈ આવશ્યક નથી, તે તો અમુક હેતુ માટે કારણુભૂત છે. પ્રજાકીય સામ્રાજ્ય પણુ આવશ્યક નથી, કારણુ સઘળાં રાજતંત્ર કોઇ અમુક હેતુ માટે કારણુભૂત છે એમ છતાં, બેન્થામના અનુયાયીઓ એકંદર જોતાં, છુટાપણા અને પ્રજાસત્તાવાદની મદદમાં ઉભા હતા. આપણે તેમની વર્તણુકની તપાસ કરીએ.

પ્રજાકીય રાજતંત્રની બાબતમાં, બેન્થામ અને મિલ આ પ્રમાણે તર્ક દોડાવતા માણુસોને છૂટા મુકી દીધા હોય, એટલે કે, કેળવણીના સખ્ત નિયમ અનુસાર તેમને શિક્ષણુ મળેલું નહોય તેમ જોખમદારીનો ભાર તેમના ઉપર નહોય તો તેઓ સૌથી મોટી સંખ્યાના ભલા માટે વિચાર કરતા નથી. તેઓ માત્ર પોતાનાજ ભલા માટે વિચાર કરે છે. જો કોઇ રાજાની સત્તા ઉપર અંકુશ હોય નહિ તો તે પોતાનાજ હિતને અનુસરી રાજ્ય ચલાવશે. કોઇ પણુ વર્ગની સત્તા નિરંકુશ હોય તો તે પોતાના હિતને

અનુસરી અમલ ચલાવશે. સઘળાના સુખ માટે યોગ્ય વિચાર કરવા માટેનો એકજ રસ્તો એ છે કે સઘળાને સત્તાનો એકજ સરખો હિસ્સો આપવો. એ ખરૂં છે કે વિરોધ ઉઠતાં બહુમતી ફાવી જશે, પરંતુ દરેક જણુ પોતાના સુખના વિચારથી પ્રેરાતું હોવાથી આખી બહુમતી વિશેષ સંખ્યાના સુખથી પ્રેરાશે. રાજતંત્રમાં ભાગ લેવાનો દરેક વ્યકિતને કંઇ જન્મસિદ્ધ હક્ક નથી. સુખનાં સાધનની વ્હેંચણી કરવામાં તથા એ હેતુ બર લાવવા માટે રાજતંત્રના કાર્યમાં ભાગ પડાવવાના હકકનો વિચાર કરવાનો છે. બીજી બાબતો ઉપરાંત, આ ઉપરથી એવો નિર્ણય નીકળે છે કે, જો કોઈ માણુસ અથવા કોઇ વર્ગનાં માણુસો બીજાઓના કરતાં એટલાં બધાં ડહાપણુથી ભરેલાં તેમજ ઉંચી પંકિતનાં માલમ પડે, કે તેનો અથવા તેમનો અમલ પ્રજાકીય રાજતંત્ર કરતાં વધારે સંખ્યાના સુખ માટે ખરેખર હિતકર થઇ પડે તો રાજ્યકાર્યભાર તેજ માણુસને અથવા તેજ વર્ગના માણુસોને સોંપવો જોઇએ અને બીજા કોઇએ પણુ તેમાં દખલ કરવાની જરૂર નથી.

એમ છતાં આ આખી દલીલમાં રાજતંત્રના સવાલ ઉપરના અપરિપકવ વિચારનું સૂચન થાય છે. અલબત ઉત્પત્તિની દૃષ્ટિએ એટલું સંભવિત છે કે બીજા પ્રશ્નોથી અલગ પડી જતો કોઇક એવો સવાલ નીકળી આવે કે જેમાં સીત્તેર લાખ કે વધારે મતદારોમાંના દરેકનું કંઇ ચોકકસ અને નિશ્ચિત થઇ શકે એવું હિત જોખમમાં આવી પડે. દાખલા તરીકે, અંગ્રેજ લોકોનો ઘણો મોટો ભાગ ચાહ પીએ છે, પણુ તેની સરખામણીમાં ઘણા થોડા દારૂ પીએ છે, તો ચાહ ઉપર કે દારૂ ઉપર કર નાંખી અમુક રકમ ઉભી કરવી ? આ સવાલમાં ચાહ પીનારાઓના મોટા ભાગનું એવું નિશ્ચિત હિત રહેલું છે કે જે દરેકને માટે એકજ જાતનું તથા ઉપર ટપકે કહેતાં એકજ કોટિનું જણુાય છે; અને જો ફકત આ સવાલ ઉપરજ અને માત્ર આત્મહિતની દષ્ટિએ મોટા ભાગનો મત લઇ શકાય તો તે વ્યકિતનું કુલહિત દર્શાવે છે. એમ કંઇ પણુ અસંગતિ દોષ વિના ધારી શકાય. એમ છતાં અહીં એટલું લક્ષમાં રાખવાનું છે કે જો કે સૌથી મોટી સંખ્યાની

ગણના કરવામાં આવે છે છતાં તેજ પ્રમાણમાં સૌથી વશેષ સુખની ગણના થતી નથી. કારણ દારૂ પીનારાઓની સંખ્યા ઓછી હોવાથી એટલીજ રકમ ઉભી કરવા સારૂ દારૂ ઉપરનો કર ચાહ ઉપરના કર કરતાં ઘણો ભારે રાખવો પડે, એટલે ઘણા ચાહ પીનારાઓને થોડો ફાયદો કરતાં થોડા દારૂ પીનારાઓને ભારે નુકસાન થાય, અને બેન્થામના સિદ્ધાંત અન્વય આ પગલું ન્યાયી હોય એમ સ્પષ્ટ થતું નથી. કદાચ અલ્પ પક્ષને ખરેખરી હેરાનગતીમાં નાંખી પોતાની જુજ સગવડ મેળવવા માટે આગ્રહ ધરી અધિક પક્ષ જુલ્મી રીતે વર્તે એ ખરૂં જોતાં બનવ જોગ છે. પરંતુ ઘણાઓને ઘણું સુખ મળે એ સિદ્ધાંતના ધોરણ પ્રમાણે આવો જુલમ યોગ્ય લાગતો નથી, પણ એક જણના નુકસાન સાથે બીજાનો ફાયદો તપાસવાનું એમાં સૂચન થતું દેખાય છે, છતાં આવી રીતે તુલના કરવાની રીત મૂળમાં ન્યાયની આપણી ભાવના પ્રમાણે વાજબી લાગતી નથી. આપણે એટલું નક્કી કરવામાં હરકત નથી કે બુદ્ધિ સ્વાતંત્ર્ય ઉપર બંધાએલી કોઇ પણ સામાજીક વ્યવસ્થા હોય તો તે એવી ન હોવી જોઇએ કે એકજ માણસના સુખને માટે બીજાને અનિવાર્ય પીડા થાય અથવા તો ચાલીસ લાખ માણસોનાં સુખને માટે એકને પીડા થાય તો તે ચલાવી લેવાની આવશ્યક અને ફેરફાર ન થઇ શકે એવી સ્થિતિ ઉપરજ આધાર રાખતી હોય, આખા લોક સમૂહને માટે એક માણસને પ્રાણ આપવા દેવો એ ટુંક વખત માટે યોગ્ય લાગે પણ હમેશને માટે તો એ સ્થિતિ અન્યાયી છે.

એથી પણ આપણે આગળ જવામાં હરકત નથી. આધુનિક રાજ્યની રાજદ્વારી બાબતોના સંબંધમાં નાંખવા ધારેલા કરનો પ્રસંગ કૃત્રિમજ લેખાય. રાજદ્વારી સવાલો આવી રીતે છૂટા પાડી શકાય નહિ. કોઇક ખાસ કર માટે આપણે આખા લોકસમૂહનો મત મેળવી શકીએ તોપણ મતદારો ફક્ત તે કરથી થતી આવક અને દરેક ઉપર પડતા બોજાનો કદી પણ વિચાર કરશે નહિ. સામાજિક અને આર્થિક સ્થિતિ સાથે આડકતરી રીતે નિસબત ધરાવતી કરને લગતી સઘળી બાબતો ઉપર વિચાર ચલાવવામાં આવશે, અને જે દાખલો આપણે લીધો છે તેમાં બોકો, દાખલા તરીકે,

ચાહ અને દારૂ પીવાનાં પરિણામોનો મુકાબલો કરી બાંધેલા મતથી વાજબી રીતે દોરાશે. પ્રાણુમય શરીરનું કોઇ એક અવયવ બીજા અવયવોથી અલગ રહેતું નથી, તેમ સામાજિક જીવનનું એક પણ તત્ત્વ બાકોનાં તત્વોથી ભિન્ન રહેતું નથી. આ ભાવના પ્રમાણે સમાજનું જીવન ખરી રીતે ઇંદ્રિય-સંપન્ન માનવામાં આવ્યું છે, અને વિચારપૂર્વક બાંધેલી સઘળી જાહેર રાજનીતિની આખા સમાજના જીવન ઉપર શું અસર થશે તે ઉપર એ રાજનીતિ ઘડાવી જોઇએ. પણ જે પળે આપણે આ મત પ્રમાણે રાજદ્વારી બાબતનો વિચાર કરવા માંડીએ કે તરતજ લોકશાસનતંત્રની પુષ્ટિના મુદ્દા રજુ કરવાની બેન્થામની રીત અપૂર્ણ જણાય છે. નિઃશંક દરેક માણસનું હિત આખરે આખા સમાજનાં ભલાં સાથે ગુંચવાઇ ગએલું હોય છે, એ સંબંધ અતીવ ગહન અને આડકતરો છે. વળી, એ સંબંધ પ્રમાણે અમલ થવાને વખત લાગે છે, અને ચાલુ જમાનામાં જે નુકસાન થાય છે તેનું પરિણામ તે કરનારાઓથી આખી પેઢી ગત થાય ત્યારેજ માત્ર જણાય. એ પ્રમાણે અધિક પક્ષનો સીધો અને નજરમાં આવી શકે એવો લાભ આખા સમાજના અંતિમ ભલા સાથે કોઇ પણ રીતે મળતો આવે નહિ; અને એમ ધારવું કે અધિક પક્ષે આત્મહિતને ધોરણે આખા સમાજના હિતને માટે અમલ ચલાવવો જોઇએ, એ વિજ્ઞાન અને નીતિજ્ઞતાના સૌ પ્રૌઢ પ્રયત્નોને પણ હંફાવે એવી બાબતોમાં પ્રજાના સમૂહને સંપૂર્ણ માહિતી હોવાનું માનવા બરાબર છે. છેલ્લે પ્રજા ઉપર સંપૂર્ણ રીતે તેના હિતની દષ્ટિએ અમલ ચલાવવામાં આવે છે એમ ધારવું એ સર્વ રીતે ખોટું પ્રમાણ છે. પ્રજા એટલી બધી બુદ્ધિશાળી તેમજ એકલપેટી નથી. તે આવેશ તથા આકસ્મિક પ્રવૃત્તિથી દોરવાઇ જાય છે, અને સારી અને નરસી બાબતોમાં વ્યક્તિ તરીકે તેને કંઇ પણ લાભ ન થતો હોય એવી જાહેર રાજનીતિના વ્હેણને તે ઉત્સાહપૂર્વક ટેકો આપશે. લોક શાસનતંત્રનો ખરો ભાવાર્થ સમજવા માટે આપણે વ્યક્તિ અને સમાજ વચ્ચેના સંબંધમાં ઉંડા ઉતરવું પડશે.

છેલ્લે આપણે સ્વતંત્રતાના સવાલ ઉપર ઉતરીએ. બેન્થામના સિદ્ધાંત

મુજબ અહીં વ્યક્તિના અનિવાર્ય હક્કનો કંઇ પણ સવાલ સંબંધ ધરાવતો નથી. આપણે તપાસી ગયા છીએ તેમ બેન્થામના સિદ્ધાંતમાં પણ સર્વ રીતે સંપૂર્ણ સમષ્ટિવાદ અથવા સત્તાવાદના પિતૃવત્ શાસનતંત્રની ઘટના થઇ શકવાનાં સઘળાં પ્રમાણ હતાં. પરંતુ બે મહત્વની વિચારણા એથી ઉલટી દિશામાં ખેંચતાણ કરી રહી હતી. એક તો આધુનિક કામની પરિસ્થિતિમાંથી ખડી થઇ હતી. બેન્થામ અસલ કંઇક ચાલતી આવેલી રૂઢીને વળગી રહેનાર હતો, પણ એની સુધારાની યોજના તરફ રાજકર્તા વર્ગ તરફથી બતાવવામાં આવતી બેદરકારી અથવા દુશ્મનાવટને લીધે જીંદગીના ઘણા પાછલા ભાગમાં એને આગળ વધેલો ઉદાર મતવાદ સ્વીકારવો પડ્યો. એણે જોયું હતું એ પ્રમાણે રાજતંત્રના જાહેર હિત તરફ દુશ્મનાવટ ધરાવતો બહારના માણસોને પોતાનામાં દાખલ ન કરતો વિનિયુક્ત સ્વાર્થવાળો સમાજ હતો, અને એનું કામ તો સત્તા નામે તરફ ધિક્કારથી ભરેલું હતું. એના વર્તનને પુષ્ટિ આપે એવું ઘણું તે સમયના ઇતિહાસમાં ઉપલબ્ધ હતું. પ્રામાણિક અધિકારી વર્ગ દરેક વ્યક્તિ અથવા મંડળનાં હિત કરતાં સમાજનું હિત વિશેષ ગણે એમ માનવું તે સમયે ઘણું મુશ્કેલ હતું, એટલે સુધારા માટે મથન કરનારાઓ સ્વાભાવિક રીતે વ્યકિત તરફથી થતી પહેલમાં પ્રગતિનું મૂળ રહેલું જોતા. બીજું, અને આ તર્કશાસ્ત્રને ધોરણે વિશેષ અગત્યની તકરાર હતી કે વ્યક્તિ પોતાનું હિત સૌથી સારી રીતે સમજતી હોવાની માન્યતા હોવાથી અને સામાન્ય હિત વ્યક્તિનાં પૃથકપૃથક હિતનો સરવાળો હોવાથી તાત્પર્ય એ નીકળતું કે જ્યાં સુધી દરેક માણસ પોતાનું ભલું કરવા સ્વતંત્ર હોય ત્યાં સુધી એ બાબત પસંદ કરવાનાં સામાન્ય છૂટાપણા મારફત સૌથી વધારે સંખ્યાના માણસોનું ભલું ઘણી અસરકારક રીતે પ્રાપ્ત થઇ શકે. આત્મહિત ને સામાન્ય ભલા સાથે બંધબેસતું કરવામાં મુશ્કેલીઓ હતી તેની ના પડાતી નહોતી, પરંતુ આ પ્રશ્નની આ બાજુનું નિરીક્ષણ કરવામાં ખાસ મચેલા જેમ્સ મિલ જેવા પુરૂષો એમ માનતા હતા કે નૈતિક કેળવણીથી આ મુશ્કેલીઓ દૂર કરી શકાય. પોતાના ભલા સાથે બીજાઓનું ભલું જોડાએલું છે, એમ નાનપણથી

મન ઉપર ઠસાવવામાં આવ્યું હોય તો એના ધારવા પ્રમાણે માણસ બીજા-ઓનાં સુખમાટે પોતાનાં સુખ જેટલીજ સંભાળ રાખતો થશે, કારણ આખરે એ બન્ને સુખ એકબીજાને મળતાં આવતાં હતાં. ઉપર જણાવ્યા પ્રમાણે ખાસકરીને આર્થિક સ્વતંત્રતાવાળી વ્યવસ્થામાં દરેક માણસ પોતાનો સૌથી વધારેમાં વધારે નફો મેળવવાના ધોરણ ઉપર ચાલ્યો જતો હોય તો તે સમાજ માટે સૌથી વધારેમાં વધારે નફો મેળવવાનું કામ બજાવતો માલુમ પડશે. આટલુંજ સમજવામાં આવે એટલે બુદ્ધિથી દીપાયમાન થએલા અને છેલ્લ પ્રેરણા બુદ્ધિ ઉપરના કાબુથી દોષમુક્ત થએલા પોતાની મેળે અમલમાં આવતાં જાતીય હિત ઉપર આધાર રાખતી ખરી સામાજિક ઐક્યતા આપણને મળશે.

આ પ્રમાણે બેન્થામ અને તેના અનુયાયીઓનું પ્રસ્થાન જુદું હતું, છતાં તેઓ નૈસર્ગિક સ્વતંત્રતાના મત કરતાં ખાસ જુદા ન પડે તેવાં વ્યાવહારિક પરિણામે ઉતર્યા હતા; અને એકંદર જોતાં આ બન્ને મતવાળાઓના એકત્ર પ્રયાસથી એક નવો સંપ્રદાય ઉભો થયો. તેણે સુધારાના સમયમાં ઇગ્લંડના પ્રચલિત ઉદારમતવાદ ઉપર ખાસ લક્ષમાં આવે એવી અસર કરી હતી અને તેવાજ કામની તપાસ હવે આપણે કરીએ.



## પ્રકરણ ૪ થું.



### હુન્નર ઉદ્યોગની બાબતમાં રાજ્યે આડા ન આવવાનો સિદ્ધાંત.

કોબડનનો સંપ્રદાય સામાન્ય દેખાવમાં નૈસર્ગિક સ્વતંત્રતાના મતને તેમજ બેન્થામના કાબુને મળતો આવે છે. બેન્થામના અનુયાયીઓની પેઠે એ સંપ્રદાય પણ અંગ્રેજ લોકોના વિચાર પ્રમાણે વહાલાં લેખાતાં સર્વ રીતે વ્યાવહારિક વર્તનમાં માનતો, પણ, ફ્રેન્ચ સિદ્ધાંતવાદીઓ કરતાં નૈસર્ગિક હક્ક સાથે તેને ઘણો થોડો સંબંધ હતો. એથી ઉલટું, એ સંપ્રદાયની એવી તો

પરિપૂર્ણ ખાતરી થએલી છે કે વ્યકિતના બંધન રહિત કર્મમાં [1]પ્રગતિનું મુખ્ય મૂળ રહેલું છે, તેનું પ્રસ્થાન આર્થિક છે. વેપાર ધંધો હજી પણ બંધનથી જકડાએલો છે. પુરાતન કાળના દેશ માંહેનાં પ્રતિબંધોમાંના ઘણા ખરાબ પ્રતિબંધો ફેંકી દેવામાં આવ્યા છે. પણ અહીંસુદ્ધાં કોબડન ઓગણીસમી સદીમાં અસ્થાને ગણાતા વતનને લગતા હક્કોમાંથી મેન્ચેસ્ટર સંપ્રદાયને આખરે છોડવવાના કામમાં આગ્રહથી મચ્યો હતો. એમ છતાં, મુખ્ય કામ તો પરદેશ સાથેના વેપારને બંધનમુક્ત કરવાનું છે. આપણા સમયના જકાતના ધોરણમાં સુધારો કરવા મથન કરનારાઓ કબૂલ કરેછે તેમ,ઇગ્લંડમાંના અનાજને લગતા કાયદા (Corn Laws) રાજકર્તા વર્ગોનાં હિત માટે ઘડવામાં આવ્યા હતા. તેની રૂએ જમીનદારોના ફાયદા સારૂ જનસમાજ માટેની ખાદ્ય ખોરાકીની વસ્તુ ઉપર ખુલ્લી રીતે કર નાંખવામાં આવ્યો હતો અને સને ૧૭૬૯થી ખેતીવાડી તથા હુન્નર ઉદ્યોગને લગતી બાબતોમાં ચાલ્યા કરતી ઉત્ક્રાંતિને પરિણામે જનસમાજ આર્થિક સંકટની હલકામાં હલકી સ્થિતિએ પહોંચ્યો હતો. કોબડનના અનુયાયીઓ આગ્રહથી જણાવતા કે દરેક માણસને સૌથી સોંઘા બજારમાંથી ખરીદ કરવાનો અને સૌથી મોંઘા બજારમાં વેચવાનો હક્ક આપો, એટલે વેપાર એની મેળે વિસ્તાર પામશે. બુદ્ધિવાન પુરૂષોને વેપાર ધંધાગાં પડવાની તક મળશે, સારા કારીગરને તેની બનાવટ માટે જોઇએ તેવી ભારે કિંમત મળશે. અને તે પૈસા વડે એ આખી

---

૧ બન્ને સંપ્રદાય વચ્ચેનો તફાવત તથા મળતાપણું ટુંકાણમાં એકજ વાકયમાં જણાવવાનું મને કહેવામાં આવે તો હું કહીશ કે મેન્ચેસ્ટર સંપ્રદાયના અનુયાયીઓ એડમ સ્મિથ અને બેન્થામના અનુયાયીઓ હતા અને તત્વજ્ઞાનવાળા આગળ વધેલા વિચારના ઉદારમતવાદીઓ બેન્થામ અને એડમ સ્મિથના અનુયાયીઓ હતા. [ એફ ડબલ્યુ હર્સ્ટ ધી મેન્ચેસ્ટર સ્કુલ ઉપોદ્ઘાત પાનું ૯ ] કોબડનના જીવન ચરિત્રનાં છેલ્લાં પ્રકરણમાં લૉર્ડ મોર્લી જણાવે છે કે સમાજની આર્થિક ચળવળ સાથે સંબંધ ધરાવતી આખી રાજનીતિ ઉપરના વિચારને લીધે કોબડન અને બેન્થામના સંપ્રદાયો એક બીજાથી ઓળખાઇ આવતા.

દુનીઆનાં બજારમાંથી સોંઘામાં સોંઘી કિમતે પોતાને માટે ખોરાકી તથા કપડાં લત્તાં ખરીદશે. આ પ્રમાણે કોઇને પણ કર આપ્યા વિના એ પોતાના કામનો પુરેપુરો બદલો મેળવશે. રાજતંત્ર ચલાવવા કરો નાંખવા પડે, પણ જો આપણે રાજતંત્રનો ખરચ બારીકીથી તપાસીએ તો આપણને માલમ પડશે કે તે ઘણું કરીને યુદ્ધ સામગ્રી ઉપર આધાર રાખતો હતો. આપણે યુદ્ધ સામગ્રી શા માટે જોઇએ ? પ્રથમ વેપારનું રક્ષણ કરનારાં જકાતનાં ધોરણને લીધે ઉશ્કેરાએલા અને જારી રહેલા રાષ્ટ્રીય વિરોધને કારણે રાષ્ટ્રો વચ્ચેના અપ્રતિબદ્ધ વ્યાપારી વ્યવહાર મારફત દરેક પ્રજાને એક બીજાની માહિતી મળશે અને છૂટા પડી ગએલા લોકો વેપાર ધંધાને લગતાં હિતના અસંખ્ય ગાંઠોથી જોડાઇ જશે. અપ્રતિબદ્ધ વાણિજ્ય એટલેજ સુલેહ છે. અને એક વખત ગ્રેટ બ્રિટનની આબાદીના દાખલા ઉપરથી શિક્ષણ મળતાં બીજાં રાષ્ટ્રો તેનું અનુકરણ કરશે અને સર્વત્ર અપ્રતિબદ્ધ વાણિજ્ય ચાલશે. રાષ્ટ્રીય જોખમનું બીજું મૂળ અન્યની બાબતમાં દખલ કરવાના સિદ્ધાંતમાં હતું. અન્ય પ્રજાઓને યોગ્ય માર્ગે ચડાવવા આપણે ( અંગ્રેજોએ ) માથે લીધું, તો આપણે તેઓ માટે કેવી રીતે તોલ કરી શકીએ ? જોર જુલમ કંઇ ઉપાય નથી. દરેક પ્રજા પોતાના ઉદ્ધાર માટે મહેનત કરવા સ્વતંત્ર હોવી જોઇએ. ઈંગ્લંડનીજ પરિસ્થિતિ કંઇ સંપૂર્ણ નહોતી કે અંગ્રેજોએ અન્ય પ્રજાઓનો કારભાર વ્યવસ્થિત કરવા ફાંફાં મારવાં જોઇએ. જાતીય સ્વતંત્રતા પરિપૂર્ણ કરવા માટે રાષ્ટ્રીય સ્વતંત્રતા હોવી જોઇએ. સાથે સાથે સંસ્થાનિક સ્વતંત્રતા પણ હોવી જોઇએ. સંસ્થાનોનો વહીવટ વિશેષ વખત જન્મ ભૂમિ ઇગ્લંડના હિતમાં ચલાવાય નહી, તેમજ તે દેશે ઉભાં કરેલાં અને જારી રાખેલાં લશ્કર એ સંસ્થાનોએ પોતાના ઉપયોગમાં લેવાં જોઇએ નહિ. એ સઘળા દૂરના પ્રદેશો છે, અને એમાંનાં દરેકને જો ઇંગ્લંડ સ્વતંત્રતા બક્ષે તો તેનું ભાવિ ઘણું મહત્વનુ થાય, તેઓ પોત પોતાનું રક્ષણ કરી શકે અને ખરેખરાં રાષ્ટ્રની સ્થિતિએ પહોંચવા માટે છૂટથી ખીલી શકે. જાતીય સ્વતંત્રતા, સંસ્થાનિક સ્વતંત્રતા, ભિન્ન ભિન્ન રાષ્ટ્ર વચ્ચેની સ્વતંત્રતા એકજ વિષયના વિભાગો હતા. બીજાના વહીવટમાં દખલ

ન કરવી, સુલેહ યુદ્ધસામગ્રી ઉપર પ્રતિબંધ ખરચની કાપ કુપ, કરમાં ઘટાડો એ સઘળાં એક બીજા સાથે સંબંધ ધરાવતાં વ્યાવહારિક પરિણામની હારમાળા રૂપ હતાં. નુકસાનકારક લશ્કરી ખરચમાંથી બચાવેલાં નાણાં સઘળાંજ કર ભરનારને ભરપાઇ કરવાની જરૂર નથી, એમાંનો કંઈ હિસ્સો મફત, લૌકિક અને આખા જનસમાજને લાગુ પડે એવી કેળવણી માટે ખરચવામાં આવે તો તેનાથી બંદુક અને વહાણમાં નાણું ખરચવાથી જેટલું નુકસાન થાય તેટલોજ ફાયદો થશે. કારણ બુદ્ધિનું ધોરણ વધારવા સારૂ તેમજ શરૂઆતથીજ સઘળાને યથાર્થ રીતે એકસરખી તક મળવા સારૂ કેળવણી જરૂરની છે. એ વિના જનસમાજ કાયદા મારફત પડેલા પ્રતિબંધો કહાડી નાખવાથી મળતી સ્વતંત્રતાનો ઉપયોગ કરી શકતો નથી. આમાં વિશેષ ઘટનાને પુષ્ટિ આપે એવા વિચારનાં તત્વો રહેલાં હતાં, પરંતુ તે માટે કોબડન અને તેના મિત્રોની જોઇએ તેવી કદર બુજાઇ નથી.

એમ છતાં વિશેષ કરીને મેન્ચેસ્ટર સંપ્રદાયનો ઉપદેશ દેશના બહારના તેમજ અંદરના વહીવટમાં રાજતંત્રની ફરજનો મર્યાદિત વિચાર લેવા તરફ વળતો હતો. રાજતંત્રને વ્યવસ્થા રાખવાની હતી, માણસોને અત્યાચાર તથા દગો ફટકો કરતા અટકાવવાના હતા, પરદેશ તેમજ દેશની માંહેના દુશ્મનો સામે તેમનાં જાનમાલનું રક્ષણ કરવાનું હતું, તેમને થએલાં નુકસાન માટે દાદ આપવાની હતી કે જેથી કરીને તેઓને પોતે વાવેલું લણવા સારૂ ભરોસો રહે. તેઓ પોતાના ઉદ્યોગનો નફો ભોગવી શકે અને અરસપરસના ફાયદા માટે તેઓની મરજીમાં આવે એવી ગોઠવણ વિના અડચણે તેઓ કરી શકે. આ વિચાર ઉપર કોબડનના સમકાલિન પુરૂષો શું વિવેચન કરતા અને પરિસ્થિતિની ખરી હકીકતને લઇને શું ટીકા થતી, તે આપણે તપાસીએ. આખા અઢારમા સૈકામાં અસલ આર્થિક અમલ નાશ પામતો ગયો હતો. જે સમયે અનાજ ઉપરના કાયદા વિરૂદ્ધ ચળવળ કરનારો સંઘ (anti-Corn Law League) સ્થાપવામાં આવ્યો ત્યારે મજુર અને જમીન વચ્ચે કોઇ પણ જાતનો સંબંધ રહ્યો હતો નહિ. અંગ્રેજ ખેડુત વર્ગનો મોટો ભાગ જમીનની માલકી વિનાનો આસરે દસથી બાર શિલિંગે

અથવા વારંવાર તેથી ઘણે ઓછે અડવાઠિક દરે કામ કરતા મજુરોનો હતો. સને ૧૭૬૦ થી સાંચા કામના ઉદ્યોગની શરૂઆત થતાં અસલની સ્થાનિક વ્યવસ્થા નાશ પામી અને શહેરોમાંના કારીગરોની સ્થિતિ એકાદ શેઠીઆના હાથ હેઠળ કારખાનામાં કામ કરતા મજુરના જેવી થઇ ગઇ. એ શેઠીઆ-ઓને નેપોલીઅનની લડાઈ પછી બે પેઢી સુધી સાંચા કામ મારફત માલ બનાવવાની ઇંગ્લંડે જે એકહથ્થુ સત્તા ભોગવી હતી તે મારફત પૈસાદાર થવાનો સહેલો માર્ગ મળ્યો હતો. જનસમાજનાં અંતઃકરણને ભારે દુઃખ થાય એવી સ્થિતિમાં સ્ત્રી અને નાનાં બાળકોને નિયમિત રીતે કામે લગા-ડવામાં આવતાં હતાં. તે સ્થિતિ જાહેરમાં આવતાં કારખાનામાં મજુરોને રોકવાની પદ્ધતિ ઉપર સખ્ત ચર્ચા શરૂ થઇ. કોબડન પોતે પણ આગ્રહથી જણાવતો હતો કે, ઘણું વ્હેલું એટલું સ્વીકારવામાં આવ્યું હતું કે, બાળ-કોની બાબતમાં પુખ્ત ઉમરે પહોંચેલાઓએ કરેલા કરારનો સિદ્ધાંત લાગુ પડી શકે નહિ. તકરારની ખાતર એટલું કબૂલ કરીએ કે, પુખ્ત ઉમરે પહોંચેલા પુરૂષ અથવા સ્ત્રી તરફથી બીજો કોઇ જે કંઇ કરાર કરે તેના કરતાં તે પુરૂષ અથવા સ્ત્રી જાતે પોતાને લગતો વધારે સારો કરાર કરે તો પણ કોઇ એવી તકરાર ન કરી શકે કે ગરીબ લોકોના લાભાર્થે ઘડા-એલા કાયદા અન્વય નીમાએલા વાલીઓ (Poor Law guardians) તરફથી કોઇ કારખાનાવાળાને ત્યાં શીખાઉ તરીકે મુકાએલું અનાથ બાળક પોતાને સોંપવામાં આવેલા કામ વિશે કંઇ પણ બોલી શકે અથવા નિર્ણય કરી શકે તેનું રક્ષણ કરવાની જરૂર હતી, અને અનુભવે સિદ્ધ કર્યું છે કે કાયદા વડેજ તેનું રક્ષણ કરવાનું હતું. છૂટથી કરેલા કરારથી અનાથ બાળ-કના સવાલનું નિરાકરણ થતું નહિ. એવા કરારથી શેઠીઓ પોતાના હિત માટે બાળકનો ફાવે તેમ લાભ લેવા સારૂ છુટો હતો અને તેની તંદુરસ્તી તથા ભલા માટે વ્યક્તિઓ તરફથી જે કંઇ કાળજી બતાવવામાં આવે તે તેમની પરોપકાર વૃત્તિને લઇને અને નહિ કે સ્વતંત્રતાની પદ્ધતિના આવ-શ્યક પરિણામને જોરે દઢ થયેલા હકની રૂએ હતું.

પણ આ તકરારો વિસ્તારપૂર્વક જણાવી શકાય એમ હતું. જો બાળક

આચાર હતું, તો શું પુખ્ત ઉમરે પહોંચેલા પુરૂષ અથવા સ્ત્રીની સ્થિતિ વધારે સારી હતી ? ધારો કે પાંચસો મજુરો કામે લગાડનાર મિલનો એક માલીક છે. અને નિર્વાહનાં બીજાં કંઇ પણ સાધન વિનાનો કામ શોધ કોઇક મજુર છે. એ બન્ને વચ્ચે નોકરીની સરત નક્કી કરવા વાટાઘાટ ચાલે. જો તે નિષ્ફળ જાય તો માલીક એક માણસ ગુમાવે છે અને તેની મિલ ચાલુ રાખવાને તેની પાસે ૪૯૯ માણસ જ રહે છે. ઘણું થાય તો બીજો મજુર આવે ત્યાં સુધી એક કે બે દહાડા તેને એકાદ એલાયદું સાંચાકામ ચલાવવામાં મુશ્કેલી નડે. એજ દિવસો દરમ્યાન મજુરને કંઇ ખાવા મળે નહિ, અને પોતાનાં છોકરાંઓને ભુખે મરતાં એ જુવે. પરિણામ નીપજાવે એવી સ્વતંત્રતા આ ગોઠવણમાં કયાં આવે છે ? એવી કંઇ પણ સ્વતંત્રતા નહોતી એમ મજુરોને પોતાને તરતજ માલમ પડયું હતું, અને સાંચાકામથી ચાલતા હુન્નર ઉદ્યોગના ઉદયની શરૂઆતના સમયથી તેઓએ અગવડતા દૂર કરવા પોતાના સંઘ બાંધવા માંડયા હતા. સ્વાભાવિક રીતે શેઠીઆઓને એ સંઘ નાપસંદ પડયા હતા અને એથી વ્યક્તિ ઉપર બંધન મુકાતાં હોવાથી સ્વતંત્રતામાં માનનારાઓ એ પ્રત્યે ભારે શંકાશીલ નજરે જોતા. એમ છતાં પ્લેસ (Place) અને આગળ વધેલા વિચારના ઉદારમતવાદીઓ (Radicals) નાં કૃત્યને લીધે સને ૧૮૨૪ માં વેપારી સંઘ મુક્તિને પ્રથમ પગથીએ ચડયા. એમ બનવાનું વિશેષ કારણ કદાચ એમ હતું કે આ માણસો વેપારી સંઘને હરીફાઇ કરવા માટેનાં ખરાં છૂટાપણાને લીધે બીનજરૂરી થઇ પડેલા જુલમી કાયદા ઉપર મજુર વર્ગ તરફથી કરવામાં આવતા ઘા સમાન લેખતા અને નહિ કે તેઓ ખુદ વેપારી સંઘ ઉભા કરવાની ચળવળ ઉપર જથ્થાની સામાજિક પ્રગતિ થવા માટેની ગંભીર આશા રાખતા હતા. ખરૂં જોતાં આવી શકમંદ વલણ કંઇ કારણ વિનાની નહોતી. વેપારી સંઘની ભાવના રક્ષણ આપનારી અને તેનું કૃત્ય જુલમી હોઇ શકે એમ છતાં, કારીગર વર્ગનાં માણસો પોતપોતાના હુન્નર ઉદ્યોગનું ધોરણ ઉંચી પંકિતનું રાખે એ માટે એ ચળવળ આવશ્યક હતી. કારણ કડક કાયદા મારફત મળતાં રક્ષણને અભાવે તેજ

ફક્ત શેઠ અને નોકર વચ્ચેની અસમાનતા દૂર કરવા કંઇ કરી શકે, એમ એકંદર જોતાં એ ચળવળે મજુરનું છૂટાપણું લઇ લીધું તેના કરતાં વધારે આપ્યું. અને આમાંથી ઘણા વધારે વિસ્તારમાં લાગુ પાડી શકાય એવો અગત્યનો બોધ આપણને મળે છે. કરારના સંબંધમાં બન્ને પક્ષ વચ્ચે સંગીન સમાનતા હસ્તી ધરાવતી હોવાનું ખરા છૂટાપણાનો સિદ્ધાંત ધારી લે છે. જે પ્રમાણમાં એક પક્ષ બીજા કરતાં વધારે અનુકૂળ સ્થિતિમાં હોય તે પ્રમાણમાં તે બીજાને પોતાની સરતો કબૂલ કરવા દબાણ કરી શકે છે. જે પ્રમાણમાં સામો પક્ષ નબળી સ્થિતિમાં હોય તે પ્રમાણમાં તેને પ્રતિકૂળ સરતો કબૂલ કરવી પડે છે. એ ઉપરથી આર્થિક બાબતોમાં થએલું નુકસાન હમેશ કાયમ રહે છે, એવું વોકરના વચનનું ખરાપણું સાબિત થાય છે. એક વર્ગને જેમ વધારે નીચો પાડવામાં આવે છે, તેમ મદદ વિના પાછા ઉઠવામાં તેને વધારે મુશ્કેલી નડે છે. કાયદા ઘડવાના કામ સારૂ રાજતંત્ર આ મત કબૂલ કરવા અતિશય આનાકાની કરે છે. આપણે આગળ જોયું તે પ્રમાણે બાબત ઘણી ગંભીર હોય તેવે પ્રસંગે બાળકથી તેણે શરૂઆત કરી આગળ વધી તેણે 'જુવાન માણસ' અને સ્ત્રીનો સમાવેશ કર્યો. પરંતુ જેઓ સ્ત્રીઓના હક્ક માટે મહેનત કરતા હતા અને આ રક્ષણ લંબાવવાથી પુરૂષવર્ગનું પ્રબળ વધતું જતું જોતા હતા તેઓ તરફથી વિવેચનરૂપે પ્રહાર પડયા વિના એમ થયું નહોતું. એ ગમે તેમ હોય તો પણ પોતાને માટે સારું કરવાને જોઇએ તેવા દૃઢ મનના ન હોય એવા ચોક્કસ વર્ગનું રક્ષણ કરવા રાજતંત્ર અસાધારણ રીતે દખલ કરતું હતું; એ માન્યતાને જોરે જનસમાજનો અભિપ્રાય આ હદે પહોંચ્યો હતો. પુખ્ત ઉંમરે પહોંચેલા પુરૂષ આગળ એણે પોતાના કર્તવ્યની હદ અટકાવી હતી; અને ફક્ત આપણા વખતમાં અને ખુદ વેપારી સંઘોમાં ઘણા વર્ષ ચાલેલી તકરારને પરિણામે રાજ્યના કાયદા બાંધનાર મંડળે હુન્નર ઉદ્યોગની પરિસ્થિતિ, કામ કરવાના કલાક, અને ભારે મહેનત મજુરી કરવી પડે એવા હુન્નર ઉદ્યોગના સંબંધમાં મજુરીનો દર ઠરાવવા નીમાયલાં મંડળો ((Wages Boards)ની સ્થાપના મારફત, ઉંમર અથવા સ્ત્રી પુરૂષ વચ્ચેના તફાવતનો વિચાર કર્યા વિના

મજુરી કરનાર વર્ગને ખરેખર મળવા જોઇતા દરનું નિયમન કરવાનું કામ ખુલ્લી રીતે ઊપાડી લીધું હતું. પરંતુ સમાનતા વિનાની સ્વતંત્રતા એ ભવ્ય દેખાતી પણ અધમ પરિણામવાળી શબ્દ રચના હતી, એમ સ્પષ્ટ રીતે અનુભવ સિદ્ધ થવાથી રાજતંત્રને આમ કરવા ફરજ પડી હતી.

કોબ્ડનના સંપ્રદાય મુંજબની વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના પ્રતિબંધ વિનાના કરાર કરવાની પદ્ધતને બદલે હુન્નર ઉદ્યોગને લગતી જે પદ્ધત ખરેખર વૃદ્ધિ પામી છે અને હજી વિશેષ વૃદ્ધિ પામતી જાય છે તે રાજ્ય તરફથી ઠરાવી આપવામાં આવેલી સરતો ઉપર અવલંબી રહે છે અને એ સરતોની હદમાં શેઠીઆ વર્ગ અને મજુર વર્ગનાં મંડળો વચ્ચેની ગોઠવણોના એકત્ર પરિણામ પ્રમાણે ઘણે મોટે ભાગે તેનું નિયમન થાય છે. કાયદો મજુરની સહિસલામતી જળવાવાનું અને મજુરી કરવાનાં સ્થાનની પરિસ્થિતિ આરોગ્યતા જળવાય એવી હોવાનું ઠરાવી આપે છે. કારખાનામાં કામ કરતાં સ્ત્રી અને બાળકો માટે તથા ખાણોમાં અને રેલ્વે ઉપર કામ કરતા પુરૂષો[1] માટે દિવસમાં કામ કરવાના કલાકની હદ ઠરાવી આપે છે. ભવિષ્યમાં કદાચ પુરૂષ વર્ગના કામ કરવાના કલાક ઉપર રાજ્ય તરફથી છૂટથી પ્રતિબંધ મુકવામાં આવે. ઠરાવેલા હુન્નર ઉદ્યોગમાં કાયદા પ્રમાણે ઓછામાં ઓછો મજુરીનો કેટલો દર આપવો તે નક્કી કરવા માટે એવો દર ઠરાવવા નીમાએલાં મંડળને કાયદા મારફત સત્તા મળે છે. કારીગરોને તેમનું કામ કરતાં જે કંઇ ઇજા થાય તે માટે કાયદો શેઠીઆઓને જોખમદાર ગણે છે, અને કોઇને પણ આવી જોખમદારીમાંથી મુક્ત કરે એવો કરાર કરવાની મનાઇ કરે છે. આ હદની અંદર સર્વને કરાર કરવાની તે છૂટ આપે છે. પણ અહીંથી વધારે ખીલેલા અને ઉંચી પંક્તિ ઉપર મુકાએલા ધંધાના સંબધમાં આવું કામ રાજી ખુશીથી ઉભાં થએલાં મંડળો ઉપાડી લે છે. કામદારોનાં મંડળ સામે શેઠીઆઓનાં મંડળો ઉભાં થાય છે, અને એવાં

૧. સ્ત્રી અને બાળક કામદારો સાથેના પુખ્ત ઉંમરે પહોંચેલા પુરૂષના સંબંધને લઇને કારખાનામાં કામ કરતા પુરૂષોના મજુરીના કલાક રાજ તરફથી આડકતરી રીતે લાંબો વખત થયાં નક્કી થયા છે.

મંડળોની એકત્ર કબૂલાતથી મજુરીના દર, તથા કામ કરવાના કલાક તથા હુન્નર ઉદ્યોગને લગતી તકરારી બાબતોની સઘળી વિગતો જરૂર પડે ત્યારે અમુક જીલ્લા તેમજ અમુક ધંધા માટેનાં અપક્ષપાત પ્રમુખ અથવા મધ્યસ્થ વાળાં એકત્ર પંચ મારફત નક્કી થાય છે. ભિન્ન ભિન્ન વ્યક્તિઓનાં છૂટથી હરિફાઇ કરવાનાં ધોરણથી આપણે આટલે દૂર નીકળી ગયા છીએ.

આ વિકાસથી કેટલીકવાર ઘણા અસલ રૂપના ઉદારમતવાદની પડતી અને નાશ થતો માનવામાં આવે છે. એ ખરૂં છે કે શરૂઆતમાં કારખાનાને લગતા કાયદાઓ ઘડાવવામાં રૂઢીમાર્ગવાદીઓ તરફથી ઘણો મોટો ટેકો મળ્યો હતો. એ સ્થિતિમાં આવા કાયદાઓ ઘડવાનું કામ પિતૃ-વત્ અમલના સૌથી ઉચ્ચ સંપ્રદાય અનુસાર હતું, અને તે આદર્શ રૂપે ગણાતા લૉર્ડ શેફ્ટસબરી જેવા માણસોના ધાર્મિક નિશ્ચય પ્રમાણે યથાયોગ્ય લાગતું. વળી એ ખરૂં છે કે કોબડન અને બ્રાઇટ એવા કાયદાની ઘણા સખત વિરૂદ્ધ થયા હતા. સામી પક્ષે જે. કેમ. હોબહાઉસ જેવા આગળ વધેલા વિચારના ઉદારમતવાદીઓએ શરૂઆતના કાયદા ઘડવામાં આગળ પડતો ભાગ લીધો હતો અને વ્હિગ રાજતંત્રોએ સને ૧૮૩૩ ના તથા ૧૮૪૭ ના ઘણા અગત્યના કાયદાઓ ઘડયા હતા. મતભેદ એટલો તીક્ષ્ણ હતો કે ખરૂં જોતાં રાજદ્વારી પક્ષોના સાધારણ વિભાગોમાં પણ ભંગાણ પડતું હતું. આપણા આશયને વિશેષ બંધબેસતું તો એ છે કે જેમ અનુભવ પાકો થતો ગયો, તેમ તેમ નવા ઘડાએલા કાયદાઓનો ભાવ સ્પષ્ટ થતો ગયો અને માણસો જોઇ શકયા કે હુન્નર ઉદ્યોગ ઉપર પ્રતિબંધ મુકવાથી તેઓ સ્વતંત્રતાનો નાશ કરવા કરતાં તેને વધારે દૃઢ કરતા હતા. સ્વતંત્રતાનો નવો અને વધારે વિશિષ્ટ ભાવ ખડો થયો અને ઘણાં જુનાં અનુમાનોની સત્યતા સામે વાંધો દર્શાવવામાં આવ્યો.

આપણે થોડો વખત આ અનુમાનોની તપાસ લઇએ. આપણે જોયું છે કે હુન્નર ઉદ્યોગની બાબતમાં રાજ્યે આડા ન આવવાનો સિદ્ધાંત, એટલું સ્વીકારતો કે સર્વ બાબતમાં રાજ્ય સર્વોપરી સત્તા ભોગવે. એટલે તેણે જોરજુલમ તથા દગાફટકાનો અટકાવ કરવો, માલમિલકતને સહી સલામત રાખવી અને

પ્રજાને પોતાના કરાર બજાવી લાવવામાં મદદ કરવી, એમ પ્રતિપાદન થતું હતું કે આ સ્થિતિમાં રહી માણસો એક બીજા સાથે હરીફાઇ કરવા બીલકુલજ સ્વતંત્ર રહેવા જોઇએ કે જેથી તેમની સૌથી ઉચ્ચ જાતિની શક્તિ પ્રકટી નીકળે. દરેક જણને લાગે કે પોતાનો જીવન પ્રવાહ દોરવવા પોતે જોખમદાર છે, અને પોતાનો પુરૂષ ધર્મ બને તેટલી હદે બજાવે; પણ એમ સવાલ થઇ શકે કે શા માટે આજ સ્થિતિમાં એમ થઇ શકે અને બીજી કોઇ સ્થિતિમાં નહિ ? રાજ્યે શા માટે જાન માલના રક્ષણની ખાતરી આપવી જોઇએ ? એક વખત એવો હતો કે આયુધ ધરાવનાર મજબૂત માણસ પોતાના સરસામાનનો અને પોતાના પાડોસીનો સરસામાન તેના કબજામાં આવી જાય તો સાથે સાથે તેનો પણ બચાવ કરતો. જે કામ વડીલો પોતાને માટે જાતે કરી લેતા તે તેના વંશજ માટે કરવા સારૂ શા માટે રાજ્યે દખલ કરવી જોઇએ ? શારીરિક લડાઇમાં જે માણસ ઘણો સખત માર ખાય તેણે શા માટે રાજ્યના અમલદાર પાસે દાદ મેળવવા જવું જોઇએ ? લડાઇનો જાતેજ નિવેડો આણવો એ કેવું વિશેષ પુરૂષાતન ગણાય ? પ્રજાને બાજુએ મુકી કામ કરતી રાજ્યની વ્યવસ્થા મારફત તેની તરફના કોઇપણ પ્રયત્ન વિના જાનમાલની સહી સલામતી માટે તેને નિર્ભય બનાવવી એ શું એક રીતે તેને શક્તિહીન બનાવવા જેવું નહોતું ? શું ખરેખર યથાર્થ વ્યક્તિ સ્વાતંત્ર્યવાદ, આ ગોઠવણનો નાશ નહિ કરશે ? પણ હુન્નર ઉદ્યોગની બાબતમાં રાજ્યે આડા ન આવવાના સિદ્ધાંતનું પ્રતિપાદન કરનાર જવાબમાં કહેશે કે બળાત્કાર વાપરવો એ ગુન્હાભરેલું છે અને રાજ્યે ગુન્હો અટકાવવો જોઇએ. ઓગણીસમી સદીમાં માણસોના આ વિચાર હતા પણ તે પહેલાં વખત એવો હતો કે તેઓ આ વિચાર સ્વીકારતા નહિ પણ વ્યક્તિઓને તથા તેમનાં સગાં સંબંધીઓને પોતાની શક્તિ અનુસાર પોતાને થએલા નુકસાનનું વેર લેવા દેતા. શું આ વધારે નિરંકુશ વ્યક્તિ સ્વાતંત્ર્યનો સમય નહોતો ? છતાં પણ ઓગણીસમી સદીમાં યથાર્થ રીતેજ જંગલી યુગ ગણાતો હતો. આપણે પણ પૂછી શકીએ કે ગુન્હાનાં મૂળતત્વો શાં છે ? શું આપણે એમ કહી ન શકીએ, કે બીજાને જાણી જોઇને કરેલી વ્યથા

માટે રાજ્યના અમલદાર તરફથી કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવે તેમાં હરકત નથી. અને વળી આપણે એમ ન કહી શકીએ કે બાળક પાસે દરરોજના બાર કલાકની મજુરી કરાવવી એ એકાદ થેલીની ચોરી જેવા ગુન્હા માટે સદી ઉપર માણસને ફાંસીની શિક્ષા થતી તેના કરતાં વધારે સખત નુકસાન નથી કરવામાં આવતું. ? તો કયા સિદ્ધાંત પ્રમાણે, રાજ્ય તરફથી જે જે વ્યથાનો અટકાવ થાય તેમાં હરકત ન હોય અને જે જે વ્યથામાં જેની તરફથી દખલ ન થવી જોઇએ, એ દર્શાવવામાં આવે ? આ સંબંધમાં કહી શકાય કે રાજીખુશીથી કરવામાં આવેલી ગોઠવણને પરિણામે કોઈ માણસને કંઈ નુકસાન થતું નથી એમ કદાચ હોય છતાં શંકાશીલ દાખલાઓ હોય છે પણ જે વિષયને લગતી આ ચર્ચા ચાલે છે તેમાં તકરાર એવી છે કે એ પક્ષ પોતાની રાજીખુશીથી ગોઠવણમાં દાખલ થતો નથી. એ ગોઠવણમાં એને જોર જુલમથી દાખલ કરવામાં આવ્યો છે. જેવી રીતે ટેકરી ઉપરથી સરી પડતો માણસ પોતાની સઘળી દોલત આપી દેવાની એકજ સરતે સામો માણસ તેને પકડવા દોરડું નાંખવા તૈયાર થાય તો તે પોતાની દોલત આપવા કબૂલ થાય છે, તેમ નબળો માણસ કબૂલાત આપે છે, આ કંઇ ખરી કબૂલાત નથી. ખરી કબૂલાત તો રાજીખુશીથી અને સ્વતંત્ર રીતે કરવામાં આવેલી કબૂલાત છે. અને કબૂલાત આપવાના સંપૂર્ણ છૂટાપણામાં ગોઠવણ કરનાર બંન્ને પક્ષો સમાન દરજ્જાના હોવાનો ધ્વનિ નીકળે છે. શરીરે વધારે મજબુત માણસને પોતાના પાડોસીઓને કાપી નાખતાં, માર મારતાં તથા લુંટી લેતાં અટકાવવામાં રાજતંત્રે સઘળા માટે સ્વતંત્રતાનાં મૂળતત્વોનું પ્રથમ રક્ષણ કર્યું હતું, તેમ બીજાઓને નુકસાન થાય એવી રીતે પોતાનો કોઇ જાતનો લાભ મેળવી લેતાં કોઇને અટકાવવાની મતલબથી નાંખેલા પ્રતિબંધ મારફત તેણે સઘળા માટે વિશેષ પ્રમાણમાં સ્વતંત્રતા મેળવી આપી હતી.

સામાજિક અને સામાજિક ન હોય એવાં છૂટાપણા વચ્ચેનો તફાવત દૃષ્ટિએ પડે છે. પોતાના સિવાય બીજા કોઇની પણ મરજી અથવા હિતની દરકાર કર્યા વિના પોતાની સત્તાનો ઉપયોગ કરવાનો માણસનો હક એ

સામાજિક ન હોય એવું છૂટાપણું છે. સિદ્ધાંતની દૃષ્ટિએ આવું છૂટાપણું દરેક વ્યકિતને મળે એ યથાર્થ છે. પરંતુ રાજ્યની કોઇ પણ સત્તાની એ વિરૂદ્ધ છે. સિદ્ધાંતની દૃષ્ટિએ વ્યકિતઓના મોટા ભાગને અરસપરસ સંબંધમાં રહેવું અશકય જણાય છે. સામાજિક રીતે જોતાં એ મોટો વિરોધ છે, સિવાય કે સઘળાની ઇચ્છા સામાજિક હેતુ બર લાવવા સારૂ પોતાની મેળે બંધબેસતી થઇ ગઇ હોય. સર્વ સુખના કાલ્પનિક કામ સિવાયના કોઇ પણ યુગમાં સામાજિક છૂટાપણાનો આધાર પ્રતિબંધ ઉપર રહે છે. એ છૂટાપણું સમાજના સઘળા અંગભૂતો ભોગવી શકે એવું છે, અને બીજાઓને નુકસાન ન કરે એવી ભિન્ન ભિન્ન કાર્યશકિતમાંથી યોગ્ય લાગે તે પસંદ કરવા બાબતનું છે. કૃત્યના સામાજિક પરિણામનો અનુભવ જેમ જેમ પાકો થતો જાય છે અને સામાજિક પ્રેરણાબુદ્ધિ જાગ્રત થાય છે તેમ તેમ નુકસાનની ભાવના વિસ્તાર પામતી જાય છે. અને તેનાં કારણો વિષેનું જ્ઞાન ઉંડુ થતું જાય છે. પરિણામે પ્રતિબંધનું ક્ષેત્રફળ વધતું જાય છે, પરંતુ કરવામાં આવતું નુકસાન ભોગવનારને શકિતહીન બનાવે છે. કારણ તેથી તેની તંદુરસ્તી કમી થાય છે, તેની જીંદગીની મર્યાદા બંધાય છે, અને તેની શકિત નબળી પડી જાય છે. તેજ પ્રમાણે એવા નુકસાનનો અટકાવ કરવાથી તે છૂટો થઈ જાય છે. નુકસાન કરવાની પહેલ કરનાર ઉપરના પ્રતિબંધ એજ નુકસાન ભોગવનારનું છૂટાપણું છે. અને જે કૃત્યવડે માણસો એક બીજાને નુકસાન કરે છે, તે ઉપર મુકવામાં આવતા પ્રતિબંધ મારફતજ તેઓ એક આખા સમાજ તરીકે આખરે સામાજિક વિરોધ ઉત્પન્ન કર્યા સિવાય જે સઘળા ભિન્ન ભિન્ન વ્યવહાર ચલાવાય તેમાં છૂટાપણું મેળવે છે.

એથી આર્થિક બાબતોમાં રક્ષણ આપવાની વિરૂદ્ધ થઇ હાથે કામ કરતા મજુરનું રક્ષણ કરનાર કાયદાઓનો ટેકો આપવામાં સમકાલીન ઉદારમતવાદ કેટલો પરસ્પર વિરોધ બતાવે છે, એવો ટાણો મારનારની અક્કલ કેટલી છાછરી છે તે જણાય છે. આ કોઇનાં પણ હિત સાચવવા સારૂ કરવા ધારેલા પ્રતિબંધો છે, એ સિવાય આ બન્ને વસ્તુઓમાં મળતું આવે એવું કંઇ પણ નથી, આમાંનો એક એવો પ્રતિબંધ છે કે જે, ઉદારમતવાદની

માન્યતા પ્રમાણે બીજાઓને નુકસાન કરીને કેટલાક ચોક્કસ હુન્નર ઉદ્યોગ તથા હિતની તરફેણમાં, અને એકંદર રીતે જોતાં અત્યાર અગાઉની વધારે ભાગ્યશાળી સ્થિતિમાં મુકેલાઓની તરફેણમાં અને વધારે ગરીબ વર્ગોની વિરૂદ્ધ અમલમાં આવે છે. બીજું, વધારે ગરીબ વર્ગો માટે વિશેષ કાર્યસાધક નીવડે એવું છૂટાપણું, તથા હુન્નર ઉદ્યોગને લગતા સંબંધમાં સમાન સ્થિતિને વધારે મળતી આવે એવી સ્થિતિ મેળવી આપવાના હેતુથી મુખ્યત્વે કરીને એજ વર્ગોના લાભ માટે યોજાએલો પ્રતિબંધ છે. પ્રતિબંધને પ્રતિબંધ તરીકેજ, સ્વતંત્રતાના વિરૂદ્ધ ભાવ તરીકે જેઓ ગણે છે, તેઓ માટેજ આ તકરારમાં કંઇ મુદ્દો છે. જેઓ એમ સમજે છે કે, સઘળી સામાજિક સ્વતંત્રતા પ્રતિબંધ ઉપરજ આધાર રાખે છે, કે એક બાબતમાં એક માણસ ઉપરનો પ્રતિબંધ એજ તે બાબતમાં બીજા માણસોની સ્વતંત્રતાનું કારણ છે, તેઓ માટે આ ટાણો કંઇ પણ અર્થવાળો નથી. બીજાઓને ભોગે મેળવેલી સ્વતંત્રતા કંઇ કરાદાર સ્વતંત્રતા નથી, પણ જેઓ સાથે રહેતા હોય તે સઘળાઓ ભોગવી શકે, તેજ સ્વતંત્રતા તેવી છે, અને આ પ્રકારની સ્વતંત્રતા જેટલે દરજ્જે કાયદા, રીતરિવાજ અથવા પોતપોતાની લાગણીને જોરે તેઓને અરસપરસ વ્યથા કરતાં અટકાવાય છે તેટલે દરજ્જે તેના ઉપર આધાર રાખે છે અને તે ઉપરથી તેની કિંમત અંકાય છે.

સાધારણ રીતે જાણવામાં આવે છે તે વ્યક્તિસ્વાતંત્ર્યવાદ, પોલિસ સિપાઈ તથા ન્યાયાધિશની હસ્તી ધારી લે છે એટલુંજ નહિ, પણ મિલકત ધારણ કરવાના હક્ક હોવા જોઇએ, એમ પણ માને છે. મિલકત ધારણ કરવાના હક્ક એટલે શું ? સાધારણ ઉપયોગમાં તો એ શબ્દ રચના લાંબા ઉપયોગથી જે પદ્ધતે આપણે ટેવાઇ ગયા છીએ તે દર્શાવે છે. એ પદ્ધત અનુસાર કોઈ પણ માણસ કાયદાની હદમાં રહીને જમીનમાંથી જે તેનાથી બને તે ઉત્પન્ન કરવાની કોઇ પણ રીતે અથવા બદલાથી નાશ પામે એવી વસ્તુઓ અથવા મુડી મેળવવા, પોતાની રાજીખુશીથી અને મરજીથી પોતાના કામ માટે કહાડી નાંખવા, તેને ગમે તો તેનો નાશ કરવા, તેને ફાવે તેમ તે આપી દેવા અથવા વેચી નાંખવા, અને મરતી વખતે

પોતાની મરજીમાં આવે તેને વારસામાં આપવા મુખ્ત્યાર છે. રાજ્ય કર નાંખી માણુસની મિલકતનો કંઇ ભાગ લઇ શકે એટલું સઘળા સ્વીકારે છે. કારણુ રાજ્ય જરૂરનું છે અને માણુસોએ સહીસલામતી માટે કંઇ અવેજ આપવો જોઇએ; પરંતુ સઘળા કરની બાબતમાં આ વિચાર પ્રમાણે રાજ્ય દરેક માણુસ પાસેથી જે કંઇ માણુસનું પોતાનું છે તેમાંથી થોડું લે છે; અને એમ કરવામાં ફકત જરૂરીઆતને લીધેજ તેનું કૃત્ય યથાર્થ ગણુાય છે. સામાન્ય વ્યવસ્થાને જરૂરના ન હોય એવા રાજ્યના પોતાના હેતુ બર લાવવાની મતલબથી રાજ્યને વ્યક્તિનું જે કંઇ પોતાનું હોય તે તેની પાસેથી છીનવી લેવા કંઇ અધિકાર નથી. એમ કરવું એ વ્યકિતના હક્કનું ઉલ્લંઘન કરવા જેવું અને જે હેતુ તરફ માણુસ બેદરકારીથી અથવા કદાચ અપ્રીતિથી જોતો હોય તે માટે તેને જોર જુલમથી નાણુાંનો ફાળો આપવા ફરજ પાડવા જેવું છે. 'સમષ્ટિવાદ' ની પુષ્ટિમાં કર નાંખવા, એ પોતાની મિલકત ધારણુ કરવાના અને પોતાની મિલકતના સંબંધમાં પોતાની મરજીમાં આવે એમ વર્તવાના વ્યકિતના છૂટાપણુાનું ઉલ્લંઘન કરવા બરાબર છે. સાધારણુ અભિપ્રાય આવો જણુાય છે.

પરંતુ જે વિદ્યમાન પદ્ધત અનુસાર મિલકત ધારણુ કરવામાં આવે છે, તેનાથી સંપૂર્ણ રીતે સ્વતંત્રતાના યથાર્થ સિદ્ધાંતનું નિરાકરણુ થતું નથી. કોબડનના અનુયાયીઓએ અત્યાર અગાઉ જે પ્રથમ બાબત ઉપર હુમલો કરવા માંડયો હતો તે જમીનના સંબંધમાં છૂટથી અદલબદલ કરવામાં નડતી આડખીલી હતી. જમીન વગરનાઓ સારૂ જમીન મેળવવી, એ સહેલું નહોતું તેમ હજી પણુ નથી, અને છૂટથી કરેલા કરારને નામે કોબડન અને તેના અનુયાયીઓએ થોડે ખરચે અને વિના અડચણે જમીનની આપ લે કરવાનાં ધોરણુ સ્થાપવા માટે આગ્રહ કર્યો, પણુ આ બાબત વધારે બારીક વિવેચન થઇ શકે એમ હતું. જમીનનો જથ્થો ટુંકો હોય છે અને કેટલીક જાતની જમીન તો ઘણીજ થોડી હોય છે. જ્યાં છત ટુંકી હોય ત્યાં જમીન એકહાથ કરવાનું હમેશાં બની શકે, અને એવી રીતે એકહાથ કરવાના અધિકાર સામે છૂટથી હરીફાઇ કરવાના સિદ્ધાંત ખળભળી ઉઠયા. ખુદ કોબ-

કનના વિચાર પ્રમાણે જમીનનો અનિયંત્રિત વેપાર માલના અનિયંત્રિત વેપાર સાથે જોડાએલો હતો. પણ જમીન ધારણ કરવાના એકહથ્થા અધિકાર વિરૂદ્ધ એથી પણ વિશેષ પ્રમાણમાં હુમલો લઇ જવાય એમ હતું, એમને એ હુમલા મારફત પોતાના સિદ્ધાંત માટે આગ્રહી હોય એવા વ્યક્તિ વાતંત્ર્યવાદીને તેના સમષ્ટિવાદી વિરોધીની સાથે સાથે કેટલાક અંતર સુધી જવા લલચાવાય એમ હતું. હેનરી જ્યૉર્જના અનુયાયીઓમાં ખરેખર આમજ બન્યું હતું. આ અનુયાયીઓ હરીફાઇના સિદ્ધાંતનું સમર્થન કરતા, પણ એ હરીફાઇ સઘળી વ્યકિતઓ માટે ખરેખરા છૂટાપણા તથા સમાનતાના ધોરણ ઉપરજ બંધાએલી હોવી જોઇએ, એમ તેઓ માનતા. આવું ધોરણ બાંધવા સારૂ તેઓ સામાજિક સંસ્થામાંથી એકહથ્થા અધિકારનાં સઘળાં મૂળતત્ત્વો જડમૂળથી ઉખેડી નાંખે છે અને એમના વિચાર પ્રમાણે આ અધિકારમાં જમીનની ખાનગી માલીકી એ સૌથી અગત્યની છે. તેઓ પ્રતિપાદન કરે છે કે એકહથ્થા અધિકારની રૂએ કિંમત ઠરાવવામાં મદદ કરતાં સઘળાં તત્વો રાજ્ય પોતાને હસ્તક લે તોજ આ હેતુ પાર પડી શકે. એકહથ્થા અધિકાર પ્રમાણેની આ કિંમત જ્યારે માણસોને ઉપયોગની અને છત થોડી હોય એવી કોઇ વસ્તુ ખાનગી માણસોના હાથમાં આવી જાય ત્યારે ચઢે છે. એ પ્રસંગે હરીફાઈ નિષ્ફળ જાય છે. માંગ કેટલી છે તે સિવાય માલીક ઉપર કંઈ પણ અટકાવ પડતો નથી. પોતાને ખમવી પડતી મહેનતના પ્રમાણ સાથે કોઇ રીતે બંધબેસતી ન આવે એવી કિંમત તે લેનાર ધણી પાસેથી પડાવી શકે છે. ધારા પ્રમાણેના મજુરી તથા નફા ઉપરાંત સારા લાભની જરૂરીઆત જોઇ તે વિશેષ વધારો ખેંચી શકે છે. એ વધારો આર્થિક આવકને નામે ઓળખાય છે. વળી તે પોતાની મિલકત અટકાવમાં રાખી તેની પુરેપુરી કિંમત ઉપજવાનો વખત આવે ત્યાં સુધી બીજાઓને તેનો ઉપયોગ કરતાં અટકાવી શકે છે, અને એમ કરીને તે વચગાળામાં સમાજને ભારે નુકસાન કરીને આખરે ઉપજવાની આવક વધારી દે છે.

ઇંગ્લાંડમાં એકહથ્થા અધિકાર ત્રણ પ્રકારના છે. પ્રથમ, જમીન ધારણ કરવાનો એકહથ્થો અધિકાર. દાખલા તરીકે, શહેરનાં ભાડાં ફક્ત મકાન બાંધવાનો ખરચ અથવા જે જાતના જમીનના ટુકડા જોઇએ તે પુષ્કળ હોય તો તેનાજ પ્રમાણમાં ઠરતી જમીનની કિમત તથા મકાન બાંધવાનો ખરચ દર્શાવે છે. માંગના પ્રમાણમાં છત કમી હોય એટલે એકહથ્થા અધિકારને પુષ્ટિ આપે એવું કંઇ તત્ત્વ હોય તેવે પ્રસંગે, એ ભાડાં જમીનના ટુકડાની કિમત દર્શાવે છે.કોઈ ઘર અથવા કારખાનાની ખરી કિમત ઠરાવવામાં ધ્યાનમાં લેવાની અને જમીન કયી જગ્યાએ છે તે ઉપર આધાર રાખતી જમીનની કિમત આ એકહથ્થા અધિકારના પ્રમાણમાં વધતી ઓછી રહે છે. જમીનને આખા સમાજની સામાન્ય મિલકત બનાવનારાઓ એમ સમર્થન કરે છે કે, આ કિમત માલીક ઉપજાવતો નથી, તે તો સમાજ ઉપજાવે છે. એ કંઇક અંશે વધતી જતી વસ્તી તથા શહેરમાં વસવાટ કરવાની વૃત્તિને જોરે થતી દેશની સામાન્ય વૃદ્ધિ ઉપર આધાર રાખે છે. એ કંઇક અંશે અમુક જિલ્લાની વૃદ્ધિ ઉપર અને કંઇક અંશે લોકો વસી શકે અને હુન્તર ઉદ્યોગ આબાદ થઇ શકે એવું સ્થળ બનાવવા માટે આરોગ્યતા જળવાય એવા ઉપાયો લેવામાં તથા બીજા સુધારાઓ કરવામાં લોકોએ આપેલા કરનું જેટલું નાણું સીધી રીતે વપરાય, તે ઉપર આધાર રાખે છે. સીધી તેમજ આડકતરી રીતે સમાજ જમીનની કિમતમાં ફેરફાર કરે છે. જમીનના માલીકને એ કિમતનો ફાયદો મળે છે, અને તે મળતાં, જે કોઇ એવી જમીન ઉપર રહેવા અથવા હુન્નર ઉદ્યોગ ચલાવવા માગે તેની પાસેથી પુરેપુરૂં ભાડું વસુલ કરે છે. શુદ્ધ વ્યક્તિની દૃષ્ટિએ મિલકત ધારણ કરવાના હક્કનો વિચાર કરતાં જમીનને આખા સમાજની સામાન્ય મિલકત બનાવનાર આ ગોઠવણ ન્યાયી હોવાનું નાકબૂલ કરે છે, અને સમાજે એકહથ્થા અધિકારને લઇને ઠરાવેલી કિમત પાછી તેનેજ મળે, એ સિવાય બીજી કોઇ રીતે આ બાબતનું નિરાકરણ થાય એમ તે સમજી શકતો નથી. એથીજ એ જમીનની કિમત ઉપર પુરેપુરો કર આકારવાની તરફેણ કરે છે. એકહથ્થા અધિકારનું બીજું તત્ત્વ હરીફાઈ લાગુ ન પડે એવા, ગેસ અને પાણી પુરૂં પાડવું, ટ્રામ

ચલાવવી, અને કેટલીક પરિસ્થિતિમાં આગગાડી ચલાવવી, એવા હુન્નર ઉદ્યોગમાંથી ખડું થાય છે. આ બાબતમાં હરીફાઇ બીલકુલ અશક્ય નહોય છતાં નુકસાનકારક તો થાય; વળી ચોક્કસ અને યથાર્થ વ્યક્તિસ્વાતંત્ર્યવાદના ધોરણ ઉપરથી હુન્નર ઉદ્યોગને ખાનગી માણસોના હાથમાં પડવા દેવામાં આવે તો માલિક હરીફાઇવાળા હુન્નરઉદ્યોગમાંથી સામાન્ય રીતે મળતા નફા કરતાં કાંઈ વિશેષ મેળવી શકે. સામાન્ય ખરીદનારને ભોગે તેઓ એકહથ્થા અધિકારથી નફો મેળવશે, એનો ઉપાય એ છે કે એ હુન્નર ઉદ્યોગો ઉપર રાજ્યની સત્તા અથવા માલીકી જોઇએ. આમાં તો બીજો વધારે સંપૂર્ણ અને અસરકારક ઉપાય છે, અને તેજ શહેરી સમષ્ટિવાદનો ઉપાય છે. છેલ્લે પરવાના આપવાની પદ્ધતથી જકડાએલા દારૂના વેચાણ જેવા એકહથ્થા અધિકારનાં નવાં રૂપો રાજ્ય તરફથી ઉભાં કરવામાં આવે, એમ કરવાથી જે કિમત ઉભી થાય તે હરીફાઇને લગતા વિચારો અનુસાર ખાનગી માણસોના હાથમાં જવા દેવી જોઇએ નહિ, અને જો સામાજિક કારણે એવો એકહથ્થો અધિકાર ચાલુ રાખવામાં આવે, તો પરવાના ધરાવનારી મિલકત ઉપરના કરનું ધોરણ એવું ગોઠવવું જોઇએ કે એકહથ્થા અધિકારની રૂએ ઉપજેલી કિમતનો બદલો સમાજને પાછો મળે.

અહીં સુધી સંપૂર્ણ અને યથાર્થ વ્યક્તિસ્વાતંત્ર્યવાદ સમષ્ટિવાદની સાથે ઐક્યથી કામ કર્યે જાય, અને ઘણુંખરૂં એ થોડીગણી એકતા ઉપરથી હવે પછીના ઉદારમતવાદને લગતાં નાણાં પ્રકરણનું ધોરણ ઠરાવવામાં આવે છે. સને ૧૯૦૯ ના અગત્યના અંદાજપત્રને સમષ્ટિવાદ તથા વ્યક્તિસ્વાતંત્ર્યવાદના અનુયાયીઓના એકત્ર અભિપ્રાયનો ટેકો હતો, વિશેષ જણાવવાનું નથી કે એકહથ્થા અધિકારનું આ ચોથું રૂપ છે, અને તે ઉપર આ બન્ને વાદના સિદ્ધાંત અનુસાર ટીકા થઇ શકે, પણ તે યુનાઇટેડસ્ટેટ્સ કરતાં ગ્રેટ બ્રિટનમાં ઘણું ઓછું પ્રચલિત થએલું જોવામાં આવે છે. હરીફાઇની પદ્ધત અનુસાર હરીફો સામાન્ય કબૂલાતથી એકમત થઈ શકે, એ બને એમ છે. વિશેષ શક્તિવાન નબળાને દબાવી દે અથવા સરખી પંક્તિના ઘણાઓ સાથે કામ કરવા કબૂલ થાય. આ પ્રમાણે હરીફાઇનું ધોરણ કદાચ નિષ્ફળ જાય, અને

સામાજિક હિતને ભોગે ખાનગી નફો મેળવવા મોટા સંઘ અથવા બીજાં મંડળો મારફત હુન્નર–ઉદ્યોગ ચલાવવાની યોજના ઘડાય. આવાં મંડળો હરીફાઇની પદ્ધત તોડી નાંખવા માટે યોજાયલાં હોવાનું કાર્લ માકર્સે ભવિષ્ય ભાખ્યું હતું, પરંતુ વેપારના છૂટાપણાને લીધે એ મંડળો ગ્રેટ બ્રિટનમાંથી દૂર રહેવા પામ્યાં છે. વેપારના રક્ષણને ધોરણે એ મંડળોનો પ્રશ્ન ઘણો અગત્યનો થઇ પડયો છે. એકજ દાખલો લઇએ, તો ઇગ્લંડમાં ઘણી રેલ્વેની સંસ્થાઓ મંડળમાં જોડાવાની પદ્ધત તરફ ઝડપથી વળતી જાય છે. એનાં આર્થિક પરિણામો ખુલ્લાં છે, એનું તાત્કાલિક પરિણામ એકહથ્થા અધિકારમાં ઉતરે છે, અને એનો નિશ્ચિત હેતુ સઘળી રેલ્વે સંસ્થાઓને આખા સમાજની મિલકત બનાવવાનો છે.

આ પ્રમાણે વ્યકિતસ્વાતંત્ર્યવાદ ખરી હકીકત સાથે અથડામણમાં આવે છે ત્યારે સમષ્ટિવાદનાં ધોરણ ઉપર ઘણે દૂર ઘસડાઇ જાય છે. ફરીથી આપણને માલમ પડે છે કે વ્યકિતનું છૂટાપણું તથા સમાનતા નિભાવી રાખવા સારૂ આપણે સામાજિક કાયદો વિસ્તાર વધારવો જોઇએ. પણ ઉદારમતવાદના ખરા સિદ્ધાંત પ્રમાણે અમલ કરવાને, સામાજિક સ્વતંત્રતા તથા હક્કની શુદ્ધ સમાનતા મેળવવા, આપણે હજી પણ વધારે ઉંડાણમાં ઉતરવું પડશે. આપણે મિલકત ધારણ કરવાના કોઇ પણ હક્ક સ્વયંસિદ્ધ હોય એમ ધારી લેવું જોઇએ નહિ. તેઓ ખરેખર કેવી રીતે અમલમાં આવે છે તે આપણે જોવું જોઇએ. અને સમાજના જીવન ઉપર તેની શી અસર થાય છે તેનો વિચાર કરવો જોઇએ, આપણે તપાસ કરવી પડશે કે જે વસ્તુઓની છત ઓછી હોય તેનો એકહથ્થો વેપાર કરવાનો સઘળો અધિકાર રદ્દ કરી શકીએ તો શું આપણે સામાજિક અન્યાય તથા ઔદ્યોગિક ગેરવ્યવસ્થા નીપજાવનારાં સઘળાં કારણોનો નિકાલ કરી શકીશું? સખત મજુરી કરનારને બચાવી શકીશું? ખરા મનથી કરેલી આખા દિવસની મજુરીનો યોગ્ય બદલો મળવાની દરેક માણસને પુરતી ખાતરી આપી શકીશું, અને બીજાને નુકસાન કરીને કોઇ માણસને નફો મેળવવા આર્થિક લાભનો ઉપયોગ કરતાં અટકાવી શકીશું? આપણે તપાસ કરવી પડશે કે, સમાજના અને

વ્યક્તિના હકકો વચ્ચેની હદ ન્યાયની દષ્ટિએ ઠરાવવા આપણી પાસે પુરતાં સાધનો છે, અને તેવડે રાજ્યના યોગ્ય હેતુ કરતાં અદલ ધોરણની જોઇએ તેવી ખરી કિંમત આંકી શકીશું ? આ તપાસને માટે આપણે શરૂઆતના સિદ્ધાંત ઉપર જવું પડે છે, અને આપણી ચર્ચાના એ ભાગ ઉપર આવવા વિચાર તથા કૃત્યના સંબંધમાં ઉદારમતવાદની ઐતિહાસિક વૃદ્ધિનું ટુંક વર્ણન આગળ ચલાવવું વાજબી છે.

---

# પ્રકરણ ૫ મું.

## ગ્લેડસ્ટન અને મિલ.

ઓગણીસમી સદીની અધવચથી બ્રિટિશ ઉદારમતવાદના ઇતિહાસમાં બે મહાન પુરૂષનાં નામો બહાર પડી આવે છે. ગ્લેડસ્ટનનું નામ કૃત્યનાં ક્ષેત્રમાં, અને મિલનું નામ વિચારના ક્ષેત્રમાં. બન્ને વચ્ચે ભિન્નતા ઘણી હતી, છતાં તેઓ એક બાબતમાં મળતા આવતા હતા. તેઓ બન્નેમાં શ્રેષ્ઠ ગુણ એ હતો કે, તેઓ પોતાનાં હૃદય શુદ્ધ અને નવા વિચાર ગ્રહણ કરવા ખુલ્લાં રાખતા, અને પરિણામે બન્ને વૃદ્ધ થતા ગયા તેમ સામાજિક જીવનનું ગૂઢ રહસ્ય ઉકેલી શકયા. સને ૧૮૪૬ માં ગ્લેડસ્ટન રૂઢિમાર્ગવાદી ગણાતો હતો પણ અનિયંત્રિત વેપારના સવાલ ઉપર પીલની સરદારી હેઠળ તે પોતાના અસલ સંપ્રદાયથી છૂટો પડયો. અને હવે પછીનાં ઘણાં વર્ષો સુધી નાણાં પ્રકરણમાં છૂટાપણું મેળવવા માટેની કોબડનની શાખાની રાજનીતિને સંપૂર્ણ રીતે પાર ઉતારવામાં રોકાઇ, તેણે પોતાની જાહેર સેવાઓમાંની સૌથી મશહુર સેવા બજાવી. આ રાજનીતિ પાછળ મંડયા રહેવામાં એ ઉમરાવ સભા સાથે અથડામણમાં આવ્યો હતો. અને સને ૧૮૫૯–૬૦ માં તેના આગ્રહપૂર્વક વચમાં પડવાથી લોકસભા માનભંગ થઇ તેને શરણે જતી બચી જવા પામી હતી. અને નાણાં પ્રકરણમાં તેની સર્વોપરી સત્તા કંઇ પણ નુકસાન ખમ્યા વિના સને ૧૯૦૯ સુધી સુરક્ષિત રહી હતી.

પછીનાં દસ વર્ષમાં મતાધિકારનો વિસ્તાર વધારવા માટે તે ખંતથી મચ્યો રહ્યો. અને સને ૧૮૮૪ માં એનાજ રાજતંત્રે પ્રતિનિધિત્વના સિદ્ધાંતને એટલી હદે વિસ્તૃત કર્યો કે બીજાં સત્તાવીશ વર્ષ સુધી તે તેમનો તેમ રહ્યો. આર્થિક બાબતમાં ગ્લેડસ્ટને કોબડનની શાખાના જે સિદ્ધાંતો પોતાની મધ્ય વયમાં ગ્રહણ કર્યા હતા તેનેજ તે એકંદર વળગી રહ્યો હતો. તે 'નવીન સંઘવાદ' (New Unionism.) તરફ તેમજ ૧૮૮૫–૯૦ ના અરસામાં ઉદ્ભવેલા અર્ધસમાજસત્તાવાદના વિચાર તરફ સહાનુભાવ ધરાવતો નહોતો, કેમકે એ વિચારો જે રાજદ્વારી કામ એણે સત્વર આટોપવા ઉપાડયું હતું તેની ઘણી મજબૂત રીતે આડે આવે એવા હતા, એમ છતાં આયરલંડની જમીન બાબત તેણે નવોજ માર્ગ લઇ બન્ને પક્ષકારો ખુલ્લી રીતે અસમાન પંકિતના હતા તેવા પ્રસિદ્ધિમાં આવેલા મુકરદમામાં કરાર કરવામાં જોઇતું છૂટાપણું તરછોડી કહાડયું. તે કેવળ તત્વજ્ઞાની નહોતો; તે વિશિષ્ટ દાખલામાં ન્યાય આપવા ઉત્કંઠિત હોવાથી, એને જોરે તે ઘણો આગળ જઇ શકતો, જાણતાં વાર તે જુલમ પારખી શકતો, અને તેની વિરૂદ્ધ સતત અને સર્વ બાજુએથી લડત ચલાવતો.

પણ તેનું સૌથી સ્વયંકલ્પિત કામ સામ્રાજ્યના અન્ય રાષ્ટ્ર સાથેના સંબંધને લગતું હતું. નિંદાએલી માજુબાની પતાવટ માત્ર ન્યાયી કૃત્ય હતું. પરંતુ ન્યાય એટલો મોડો આપવામાં આવ્યો હતો કે જેથી હમેશ માટે નુકસાન થતું અટકાવી શકાયું નહિ. એ સમયે રાષ્ટ્રીય સ્વતંત્રતા તથા દેશ પરદેશ વચ્ચેની શુદ્ધ બુદ્ધિની આપલેમાં રહેલા સ્વાભાવિક બળ ઉપર ઝઝુમતા નીતિજ્ઞની હિમ્મત કેટલી ભારે હોવી જોઇએ ? આયરલંડના સંબંધમાં ગ્લેડસ્ટન એજ સિદ્ધાંત ઉપર આધાર રાખતો હતો, પણ કામ પાર ઉતારવા માટે બીજા બળની જરૂર હતી. એ કામ બળ હતું અને તે કોઈ પણ માણસથી પોતાની મરજી માફક ઉપયોગમાં લઇ શકાય એમ નહોતું. દેશ પરદેશ વચ્ચેનાં કામોમાં સાધારણ રીતે ગ્લેડસ્ટન માર્ગદર્શક હતો. એનો સિદ્ધાંત તે કંઇ અમુક કોબડનનો સિદ્ધાંત નહોતો. વળી તે કોઈ પણ બાબતમાં દખલ ન કરવાના વિચારનો નહોતો. રાષ્ટ્રીય મરતઓ

જાળવવા તથા ઘોર અન્યાય થતો અટકાવવા તેણે ગ્રીસ તરફથી માથું ઉપાડયું હતું. અને આર્મિનિયનો, તરફથી પણ એ તેમ કરત. ગ્લેડસ્ટનનો સિદ્ધાંત મેકિઆવેલિના સિદ્ધાંતથી તેમજ બિસમાર્કના અને દરેક દેશ પરદેશ સાથેનાં કામકાજ કરતી કચેરીના સિદ્ધાંતથી ઉલટો હતો, એમ કહેવામાં હરકત નથી. આ સર્વનો વહીવટ એવા સિદ્ધાંત ઉપર ચાલતો હતો કે રાજ્યના કારણ સારૂ ગમે તે કરવું, યોગ્ય હતું. એટલે ગ્લેડસ્ટન એવા સિદ્ધાંત ઉપર ઉતર્યો કે માણસના અંતઃકરણની વૃત્તિ પ્રમાણે અત્યાર પહેલાં જે કંઇ વાજબી કર્યું ન હોય તેવું કંઇ પણ રાજ્યના કારણ સારૂ યોગ્ય રીતે થઇ શકે નહિ. એના વિચાર પ્રમાણે નીતિજ્ઞનું કામ એટલુંજ છે કે, તેણે દેશનું આર્થિક હિત ફકત નહિ પણ તેનો માન મરતબો જાળવી રાખવાનાં છે. આખી દુનીઆના સમાજના અંગભૂત તરીકે એક રાષ્ટ્ર હોવાથી એ તેના પ્રતિનિધિ તરીકે આખી દુનીઆનો નાગરીક છે. જેવી રીતે દરેક બીજી માનુષી સંસ્થાના પ્રતિનિધિને હક્ક અને ફરજો માન્ય કરવાની છે, તેવીજ રીતે એને પણ હક્ક અને ફરજો માન્ય કરવાનાં છે. એવી કંઇ પણ હદ બંધાઇ નથી કે જેની પેલીમેર મનુષ્યની કર્તવ્યતા અટકી જાય. એવો કોઇ અંતર નથી કે તેને બીજે છેડે માણસ જાતની વેદનાનો અવાજ સંભળાય નહિ, અને ખુનામરકી તથા યાતના અતિનિંદ્ય મનાતાં બંધ પડે. માત્ર એક સ્વદેશ ભકત તરીકે, વળી માણસે કબૂલ કરવું જોઇએ કે રાષ્ટ્ર ફકત નકશો રાતો રંગવાથી, અથવા કોઇ પણ દાખલા કરતાં ઘણે વિશેષ દરજ્જે વેપાર વધારવાથી જ નહિ, પણ ન્યાયના રક્ષક, દુઃખીના મદદગાર, તથા છૂટાપણાના માન્ય થએલા સ્થાન તરીકે મહાન થઇ શકે છે. અફીણની બાબતમાં ચલાવવામાં આવેલા વિગ્રહ સામે સખત વિરોધ દર્શાવવામાં આવ્યો, અને નેપોલીઅનના સમયમાં કેદખાનામાં ચાલતી અંધાધો તથા સંકટ જાહેરમાં આણવામાં આવ્યાં ત્યારથી તે કોન્સ્ટેટિનોપલમાં ચાલેલી ખુનામરકી સામે એણે છેલ્લે અણગમો બતાવ્યો ત્યાં સુધી આજ સંદેશો દુનિયાને પહોંચાડવા ગ્લેડસ્ટન પ્રયત્ન કરી રહ્યો હતો. પરંતુ સમયથી એ વહેલો હતો. પોતાના પ્રધાન મંડળમાં પોતાના સિદ્ધાંતનું સમર્થન તે હમેશાં કરી

શકતો નહિ, અને એના વાનપ્રસ્થ થતાં દુનીઆ અમુક રીતે અસલ રૂઢિમાર્ગે વળેલી દેખાઇ. એના પક્ષવાળાઓ પણ મોટે ભાગે સામા પક્ષના વિચારોને શરણે ગયા. એથી ઉલટું સાવધ અને નિષ્પક્ષપાતી ટીકાકારો એટલું સ્વીકારશે કે એના ઘડપણના સમયના મુખ્ય વિરોધી, લૉર્ડ સૅાલ્સબરીએ એનો કંઇક ભાવ અંગીકાર કર્યો હતો, અને તેની અસર હેઠળ એણે દેશને સામ્રાજ્યવાદના અતિરેકપણામાંથી બચાવવા ઘણું મથન કર્યું હતું, અને તેના અનુયાયી સર હેનરી કેમ્પબેલ–બેનરમેને પોતાની રાજસત્તાની ટુંક મુદતમાં દક્ષિણ આફ્રિકામાં જાતીય ઉપરીપણાની નીતિ ઉલટાવી નાંખી હતી. અને રાજદ્વારી સ્વતંત્રતાના શક્તિવર્ધક બળ ઉપર પૂર્વકાળમાં ગ્લેડસ્ટન જે ભરોસો રાખતો તેની અગત્યતા સાબિત કરી હતી. વિશેષમાં એટલું જણાવી શકાય કે ત્યારપછી દેશ પરદેશ વચ્ચેની રાજદ્વારી બાબતોના ક્ષેત્રમાં વક્રભાવ ઘણો મોટો ભાગ ભજવતો જણાય તો એ વક્રભાવ આકાંક્ષા કરતાં ભયમાંથી ઉત્પન્ન થએલો જણાશે. ઇંગ્લંડના પરદેશ સાથેના સંબંધમાં ગતિ આપનાર શક્તિ તરીકે કલ્પનાની જગા ભયે લીધી છે. અને હવે ચિહ્ન એવાં જણાવા લાગ્યાં છે કે તે ઉપરથી ભયનું જોર ખલાસ થવા આવેલું છે અને બુદ્ધિને જગા કરી આપવા ખસી જતું જણાય છે.

બીજી બાબતોમાં, ગ્લેડસ્ટન માનસિક કરતાં નૈતિક બળ તરીકે વિશેષ પ્રમાણમાં લેખાતો. એણે સામાજિક જીવનનું આખું ધોરણ ઉચ્ચતર બનાવ્યું હતું. માણસમાં રહેલી સૌથી ઉંચ પંક્તિની શક્તિ સતત કામમાં લઈ, એણે જાહેર જોખમદારીની ભાવનાનું રહસ્ય વધાર્યું હતું અને થોડે ભાગે અજાણતાં અંતઃકરણની સામાજિક ભાવનાને વધારે પ્રમાણમાં કામે લગાડવાનો માર્ગ તૈયાર કર્યો હતો. મિલ પણ નૈતિક બળ તરીકે હતો, અને એનાં પુસ્તકના સૌથી આગ્રહી પ્રભાવ બુદ્ધિ કરતાં વધારે પ્રમાણમાં ચારિત્ર્યનું ફળ હતું. પણ ગ્લેડસ્ટનનાં પ્રોત્સાહિક બળ અને વ્યવહારિક કાર્યશક્તિને બદલે મિલમાં જીંદગીભર શિષ્ય તરીકે રહેવાના ગુણો હતા, અને એ એકલોજ જુના અને નવા ઉદારમતવાદ વચ્ચેનો ગાળો પુરે છે. બેન્થામની શાખાના ઉપદેશની શુદ્ધ ભાવના ઉપર ઉછરેલો હોવાથી, એણે પોતાના

પિતાના મૂળ સિદ્ધાંતનો કદી પણ ચોક્કસ રીતે અનાદર કર્યો નહિ. પણ તે હમેશાં એ સિદ્ધાંતોને તાજા અનુભવ તથા નવીન વિચારશ્રેણી સાથે સમાગમમાં લાવતો, અને તે કેવી રીતે અમલમાં આવતા અને તેમનામાં જે કંઇ ખરેખર વિશુદ્ધ અને અગત્યનું હોય તે જાળવી રાખવા સારૂ તેને કેવી રીતે બદલવા તેનો વિચાર કરતો, એથી મિલ સહેલાઇથી પરસ્પર વિરોધ અપૂર્ણતા તથા વિચારપૂર્વક તૈયાર કરેલી વ્યવસ્થાના અભાવ માટે ગુન્હેગાર ઠરતો, અને એથીજ ઘણી પરસ્પર વિરોધ વિનાની, પૂર્ણ તથા સર્વ રીતે વિચારપૂર્વક તૈયાર કરેલી વ્યવસ્થા નાશ પામ્યા પછી પણ એનાં કૃત્યો હસ્તી ભોગવશે.

ઉપયુક્તવાદી તરીકે, મિલ સામાજિક સુખની આડે આવી શકે એવા વ્યક્તિના હક્કો મદદમાં લઈ શકે એમ નથી. એનો માર્ગ એમ બતાવવાનો છે કે સમાજનું હમેશનું સુખ વ્યક્તિના હક્ક સાથે ગુંચવાઇ રહેલું છે. અલબત, એવા કેટલાક પ્રસંગો હોય છે કે તે વખતે સમાજનો તાત્કાલિક લાભ જાતીય હક્કનો અનાદર કરવાથી મળી શકે. પરંતુ જો આ લાભના નિયમ અનુસાર કામ લેવામાં આવે તો હક્ક અથવા કાયદો એ બેમનું એક પણ રહેશે નહિ. સામાજિક જીવન સારૂ નક્કી થએલી કાનુનો અથવા માણસો પોતાનાં આચરણ દોરવવા જેના ઉપર ભરોસો રાખી શકે એવું કંઇ પણ મળશે નહિ. એ કારણે ઉપયુકતતા વાદી માટે હક્કનો સવાલ હેઠળના સવાલનું રૂપ ધારણ કરે છે, સામાન્ય રીતે તથા સિદ્ધાંત તરીકે સમાજે કેવા હક્ક સ્વીકારવા સલાહ ભર્યું છે ? અમુક સંબંધને લઇને સામાજિક તંદુરસ્તી નિરંતર જાળવવા માટે કેવી પરિસ્થિતિ જરૂરની છે ? સ્વતંત્રતાના સબંધમાં મિલનો સિદ્ધાંત જે નૈતિક અથવા આધ્યાત્મિક શક્તિ વડે સમાજનું જીવન નક્કી થાય છે તે શક્તિ ઉપર અવલંબી રહે છે. પ્રથમ ખાસ કરીને વિચાર તથા ચર્ચાના છૂટાપણાના સંબંધમાં સમાજને બોધની જરૂર છે. સામાજિક દૃષ્ટિએ સત્ય પ્રમાણ ઉપયોગી છે, અને આપણે કદી પણ એમ ધારી લેવાનું નથી કે આપણી પાસેજ સંપૂર્ણ તથા નિશ્ચિત સત્યતા છે. પરંતુ વિચારના તેમજ કૃત્યના ક્ષેત્રમાં મેળવેલા

અનુભવ ઉપરથીજ ફક્ત સત્યતા હાથ કરી શકાય છે. પ્રયોગ કરતાં કરતાં અસંખ્ય વેળા ભૂલ થયાનો સંભવ છે, અને એટલા માટે સત્યતાએ પહોંચવા માટેની નિરંકુશ તપાસ દરમ્યાન અથડામણુ અને નુકસાન થાય છે. ભૂલ દાબી દેવાથી જે હાનિ અટકાવી શકાય તે ભૂલ પ્રસિદ્ધમાં મુકવાથી થાય છે. પરંતુ બુદ્ધિ સ્વીકારે એવા ઉપદેશને અનુકૂળ આવે એવાં સાધન સિવાય અન્ય સાધનવડે ભૂલ દાબી દેવી એ દરદીને મારી નાંખી દર્દ સારૂં કરવા જેવો ઉપાય છે. એથી સત્યતા માટેની નિરંકુશ તપાસ નિઃસત્વ બને છે. આ સિવાય, યથાર્થ ભૂલમાં પ્રત્યક્ષ ઉપયોગિતાનું એવું તત્વ રહેલું છે કે જે વડે એ ભૂલ વિચાર કર્યા વિના કબૂલ કરેલા સત્ય પ્રમાણ કરતાં વિશેષ અગત્યની નીવડે છે. જ્યાં સુધી એ ભૂલ યથાર્થ રીતે થયેલી હોય છે, ત્યાં સુધી તે કંઇ અપૂર્ણ અને તુટક અનુભવ ઉપરથી મનની આપોઆપ ચાલુ થએલી ક્રિયામાંથી ઉદ્‌ભવેલી હોય છે. જેટલે દરજ્જે એ લાગુ પડે છે તેટલે દરજ્જે ને ગમે તેવા ભૂલ ભરેલા પણ અનુભવના ખુલાસા રૂપે છે, ત્યારે સત્તાધિકારી જે માન્યતા સ્વીકારવા ફરમાવે છે તે કોઇપણ રીતે અનુભવનો ખુલાસો હોતો નથી. તેમાં જાતને કંઇ પ્રયત્ન કરવો પડતો નથી. એ માન્યતા અંધશ્રદ્ધાએ કબૂલ રાખવાથી ઇચ્છાશકિત તથા બુદ્ધિનો લોપ થવા દેવા માટે તથા મૂર્ખાઇ ભરેલી ગણાવા દેવા માટે તજી દેવા જેવું થાય છે.

આ પક્ષની તકરાર માણસની ભૂલ કરવાની પાત્રતા ઉપર આધાર રાખતી નથી. જેઓને અંતિમ અને સંપૂર્ણ સત્ય પ્રમાણ પોતાના કબજામાં હોવાની ખાતરી છે, તેઓ તરફથી આ તકરાર, જોઇએ તેટલી વિશેષ હદ સુધી મદદમાં લેવાય છે. તેઓ પાસે કબૂલ કરાવવામાં આવે છે કે આ સત્ય પ્રમાણ બીજાઓને ઐહિક નહિ પણ આધ્યાત્મિક સાધનોવડે જણાવવું જોઇએ, અને જો તેઓને અટકાવવા માટે શારીરિક વ્યથાની ધમકી આપવામાં આવે અથવા સમજાવવા માટે ઐહિક લાભ બતાવવામાં આવે તો તેમ કરવામાં તેઓ સત્ય પ્રમાણમાં ફળનોજ નહિ, પણ માણસના મનમાં તેનાં બાઝેલાં મૂળીઆં વધતાં જતાં હોય તેનો પણ નાશ કરે છે. એમ છતાં

માણસની માન્યતાના ખરા ઇતિહાસનો આપણે વિચાર કરીએ તો એ તકરારને વધારે પુષ્ટિ મળતી જણાય છે. વિચારની ગતિ વિશે કાંઇપણ માહિતી ધરાવનાર નિષ્પક્ષપાતી માણસ એટલું કબૂલ કરશે કે, જે માન્યતા એનામાં જીવનરૂપે આવશ્યક ગણાય છે તે પેઢીધર પેઢી વધતી જાય છે, અને જો તે બુદ્ધિશાળી હશે તો એ ઉપરથી અનુમાન કરશે કે જેવી રીતે ભૂતકાળમાં તેની વૃદ્ધિ થતી ગઇ છે તેવીજ રીતે જો તેને ટકાવી રાખવાને જરૂરનાં તત્વો તેનામાં હશે તો તે ભવિષ્યમાં પણ વૃદ્ધિ પામતી જશે. બહારની રૂપરેખામાં તે સ્થિરરૂપે રહે, પણ તેનો વિસ્તાર બદલાયા કરશે. પણ જે શુદ્દ સત્ય વિવેચન તથા ફેરફારને લઇને વિચારના વધ્યા જતા વર્તુળ જેવું હોય તો પછી સત્ય ધારણ કરવાની જે તૂટક અને અપૂર્ણ સમજશકિતવડે અમુક કાળે સમાજનો પ્રબળ અભિપ્રાય થઇ પડ્યો હોય તેવી સમજશકિત માટે આપણે વિશેષ કહેવાનું રહેતું નથી. કાયદા મારફત અગર જનસમાજના અભિપ્રાયની કચડી નાંખે એવી શકિત મારફત, જનસમાજની એકત્ર મરજીથી તપાસ ઉપર કાંઇપણ પ્રતિબંધ મુકવાથી નિપજતા ભયનો મર્મ સમજવા માટે બીજી સઘળી માન્યતા અલગ રાખી ઘણો થોડોજ પ્રયત્ન કરવાની જરૂર પડે છે.

આ કારણને લઇને આ પક્ષના વિચાર પ્રમાણે સ્વતંત્રતાનો પાયો ભાવનાની એવી કલ્પના ઉપર રચ્યો છે કે એ ભાવનાની વૃદ્ધિ આધ્યાત્મિક નિયમો ઉપર અવલંબી રહે છે, તે અનુભવ, તર્ક તથા લાગણીથી દોરવાતા વિચારોની ગતિમાં સમૃદ્ધિ પામે છે. ભૌતિક કારણોની દખલથી દૂષિત બને છે અને તે અંતિમ પરિણામરૂપ ફાંસીને લાકડે નાશ પામે છે. વ્યક્તિની આખી ભાવનાનો સમાવેશ કરવા માટે એજ કલ્પનાને વિસ્તારવામાં આવે છે. સામાજિક હિત વ્યકિતના હિતની વિરૂદ્ધ હોઇ શકે નહિ. પરંતુ વ્યકિતનું હિત બુદ્ધિશાલી પ્રાણીના જોખમદારીવાળા જીવન ઉપર અવલંબી રહે છે. મનુષ્યત્વ, અને મિલ ભાર દઇને કહેશે કે સ્ત્રીત્વ પણ બુદ્ધિના આપોઆપ થતા વિકાસ ઉપર આધાર રાખે છે. વૃત્તિ, આવેગ, ભાવના તથા કાર્ય, એ સમયમાં અમલમાં મુકવાની શક્તિ બહાર આણવા માટેના માર્ગ

શોધવા એ પોતાનામાં રહેલી સર્વ શક્તિઓ શોધવા બરાબર છે. પરિણામમાં કંઇ અવ્યવસ્થા થતી નથી, એ રીતે શોધી કહાડેલી શક્તિનો મૂળ આધાર તે કાર્યને અંકુશમાં રાખવાની શક્તિ ઉપર છે. જીવનમાં કંઇક એકતા આણવી, ભાવના, કાર્ય તથા વૃત્તિમાં કંઇક સંમતિ આણવી, એ તે શક્તિઓનું મુખ્ય કામ છે, અને તેમનો બીજાઓ સાથેનો સંબંધ અનુભવી તેમને તે પ્રમાણે દોરવવી, એ તેનો સૌથી ઉત્તમ પ્રકારનો અમલ છે. પણ અંકુશનું મુખ્ય તત્ત્વ એ છે કે તે આત્મનિગ્રહી હોવો જોઇએ. બહારની વ્યવસ્થા જાળવવા સારૂ બળાત્કાર વાપરવાની જરૂર પડે, પણ તેથી માણસનું ખરૂં જીવન જે આંતરજીવન તેમાં કંઇ ઉમેરો થઇ શકતો નથી. એથી તેની સત્તા જતી રહેવાનો ભય ઉત્પન્ન થાય છે, તેમજ તેની જોખમદારીની હદ ઉપર દબાણ થાય છે. એ પરિણામ નહિ પણ કારણ છે, અને તે એવું છે કે તે સહજમાં ઘણાં જરૂરનાં પરિણામોને ભયમાં નાંખે છે. પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વ્યવહાર ચલાવવામાં વ્યકિતઓ એક બીજાથી ઘણે દૂર નીકળી જશે. અને તેમની કેટલીક વિલક્ષણતા નિરર્થક થશે. બીજી નાશકારક અને વળી કેટલીક તેને જોતાં દુઃખ અને તિરસ્કાર ઉપજે એવી થશે. પણ એકંદર રીતે જોતાં તેઓ એક બીજાથી વિરૂદ્ધ જાય છે એ સારૂં છે. વ્યકિતત્વ એ સુખનું એક તત્વ છે અને તે એટલા કારણે નહિ કે પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વ્યવહાર ચલાવવાનું આવશ્યક પરિણામ છે. પણ એ કારણે કે નાશ માટે સઘળી છૂટછાટ મુકયા પછી, સામાન્ય જીવન તેમાં સમાએલા જૂદા જૂદા પ્રકારોને લઇને વધારે ઘટ અને રસભર્યું થાય છે તેથી એકત્ર અનુભવનો વિસ્તાર લંબાય છે. સ્ત્રીઓને દબાણમાં રાખવાથી જે ભારે નુકસાન થાય છે તેથી સ્ત્રીઓને પોતાને એટલે તેમનાથી બનેલા સમાજના અડધા ભાગને કંઇ ખોટ જતી નથી, પણ તેથી આખો સમાજ નિઃસત્વ બને છે અને સ્ત્રીની બુદ્ધિને છૂટથી વિકાસ મળવાથી સામાન્ય લાભને પોષણ મળે એવાં સઘળાં તત્વો નાશ પામે છે.

સ્વાયત્ત શાસનતંત્ર ઉપરની મિલની વિચારણામાં આને મળતા સિદ્ધાંતો ઉપલબ્ધ થાય છે. જો પુખ્ત ઉમરે પુગેલો નાગરિક પછી તે આ હોય કે

પુરૂષ મત આપવાને અધિકારી હોય તો તેનો અધિકાર સમાજ ઉપર તેના હક્કનો અમલ કરાવવાનાં સાધન તરીકે હોવા કરતાં સમાજનાં કર્તવ્ય માટેની તેની જાતની જોખમદારીની ગણુના કરાવવાનાં સાધન તરીકે હોય છે. શાસન તંત્રની બાબતમાં નિર્ણય કરવામાં ચારિત્ર્ય મુખ્ય ભાગ ભજવે છે. જો લોકોને કટકે કટકે સુખની લ્હેજત ચખાડી શકાય તો પરોપકારી અપ્રતિબંધ સત્તાક રાજ્ય આદર્શરૂપ પદ્ધતિ થઇ પડે. જો પોતાના ઉદ્ધાર માટે મહેનત કરવામાં તેઓને ભાગ લેવાનો હોય તો સામાન્ય જીવન પ્રવાહ નિયમન કરવાના કામમાં ભાગે પડતો ફાળો આપવા માટે તેમને આમંત્રણુ કરવું જોઇએ. આ સિદ્ધાંતને આગળ વધારી મતાધિકારીઓનાં અજ્ઞાનપણુા તથા બીનજોખમદારી ઉપર આધાર રાખતો મતાધિકાર વિસ્તારવા વિરૂદ્ધના સામાન્ય વાંધાઓ મિલે નિર્મૂળ કર્યા. કંઇ પણુ સુખને માટે માણુસે ટેવ પાડવી જોઇએ. જો તેમને જોખમદારીનું ભાન કરાવવું હોય તો તેમના ઉપર વધારે જોખમદારી નાંખવી જોઇએ. એમ કરવામાં જોખમો સમાયલાં છે. પણુ જ્યાં સુધી જનસમૂહને નાગરિક હક્ક તથા ફરજોથી દૂર રાખવામાં આવે ત્યાં સુધી વધારે ભયંકર જોખમો ખેડવાં પડશે, અને આશાનાં ઘણાં થોડાંજ કિરણો દેખાશે. લોકશાસનમાં મિલને જે મોટામાં મોટો ભય લાગતો હતો તે અધિક પક્ષના જુલમ માટેનો હતો, એની અગાઉ થઇ ગએલા કોઇ પણુ ઉદારમતવાદી કરતાં વિશેષ અંશે મિલે અધિક પક્ષની ઇચ્છા તથા સમાજનાં ભલાં વચ્ચે રહેલા તફાવત ઉપર ખાસ ભાર મુકયો હતો. અને એટલું તો માલમ પડયું હતું કે ઉદારમતવાદીને જુદા જુદા હકકો મેળવવા માટે આગ્રહ કરવા દેવાએ હતો તે વ્યવહારમાં એક બીજાને અનુકૂળ કરવાની મુશ્કેલી નડે નહિ અને જો વ્યકિત સ્વાતંત્ર્ય આધારભૂત હોય તો અધિકપક્ષને જુલમ કરવાની અબાધિત સત્તા આપનારી કહેવાતી રાજકીય સ્વતંત્રતા મારફતજ તે ભયમાં આવી પડે. એથી કેટલાંક વર્ષ સુધી તેણે કમીપક્ષને યોગ્ય દાદ તથા વાજબી પ્રતિનિધિત્વ મેળવી આપવા માટે ઇતેજારીથી મહેનત કરી હતી, અને પ્રમાણુસર પ્રતિનિધિત્વ મેળવવા માટેની ચળવળના અગ્રેસર તરીકે તેણે પાર્લામેન્ટને લોકોના અમુક ભાગના–પછી

તે ભાગ સંખ્યામાં ગમે તેટલો મોટો હોય તોપણ તેના નહિ પણ આખા જન સમાજના પ્રતિનિધિ બનાવવા મથન કર્યું.

સામાજિક જીવનના આર્થિક વિભાગમાં મિલ જ્યાં પક્ષકારો સરખા વજનના નહોય ત્યાં કરાર ઉપર અંકુશ રાખવાની આવશ્યકતા સિદ્ધાંત તરીકે માન્ય રાખતો; પણ જાત જોખમદારી માટેના તેના આગ્રહને લઇને એ સિદ્ધાંત પુખ્ત ઉમરે પહોંચેલાં માણસોને લાગુ પાડવા તે આનાકાની કરતો, અને સ્ત્રીઓના છૂટાપણા તરફના એના ખાસ ભાનને લીધે સ્ત્રી કામદાર માટે છૂટાપણાનાં મૂળતત્ત્વો મેળવી આપવા સારૂ ખરેખર જે લાગણી પ્રકટી નીકળી હતી તેની સામા થવા તે લલચાયો હતો. તેની જીંદગીના પ્રારંભમાં તે મજુર વર્ગની સ્થિતિ સુધારવાના સૌથી સારા ઉપાય તરીકે સુખનું ધોરણ ઉંચું બનાવવા ઉપર આધાર રાખતો, અને એમ કરવામાં તે કુટુંબ ઉપરના પ્રતિબંધને ખાસ તત્વ તરીકે માનતો; એમ છતાં, જેમ જેમ એ મોટો થતો ગયો તેમ તેમ જનસમાજનો નાનો ભાગ ભાડાં, નફા તથા ધીરેલી મુડીના વ્યાજ ઉપર ગુજરાન ચલાવતો ત્યારે તેના મોટા ભાગને હમેશાં રોજી મેળવનાર મજુરની સ્થિતિમાં રાખે એવી સમાજ પદ્ધતિના આખા બંધારણથી તે વધારે અને વધારે નાસીપાસ થયો. તેણે સહકારી ધોરણ ઉપર સમાજનું એવું બંધારણ રચવા તરફ દૃષ્ટિ દોડાવી કે તેમાં જેમ દરેક માણસ હમણાં દેશને માટે લડવા તૈયાર રહે છે તેમ તેને માટે ' ખોદવા તથા વણવા, શીખે, અને હુન્નર કળાની વધારાની પેદાયશ તે તૈયાર કરનારાઓમાં વ્હેંચાય. જુવાનીમાં તેને ઐચ્છિક સહકાર, આ હેતુ બર લાવવાના સૌથી સારા સાધન તરીકે જણાયો, પરંતુ ઘડપણમાં તેને લાગ્યું કે તેના વિચારો એવા બદલાઇ ગયા હતા કે એકંદર રીતે સમાજસત્તાવાદીઓમાં તેની ગણના થઇ શકે. અને તેની આત્મકથામાં આપેલું સમાજસત્તાવાદના શ્રેયનું ટુંકું બયાન ઉદારમતવાદી સમાજસત્તાવાદની સૌથી સારી સાર રૂપે કેફીયત લેખી શકાય.



# પ્રકરણ ૬ ઠું.



## ઉદારમતવાદનું કેન્દ્ર.

મિલના વિચારો મારફત આપણે ઉદારમતવાદના કેન્દ્રની લગભગ પાસે આવી પહોંચીએ છીએ. પ્રથમ આપણે એની પાસે એ શીખ્યા છીએ કે સ્વતંત્રતા કંઇ કાયદાનું અથવા તે વડે મુકાતા પ્રતિબંધનું ફક્ત સૂત્ર નથી. રાજતંત્રના જુલમ જેવો સર્વ રીતે ચોકખો પણ તેનાથી વિશેષ વ્યાપક દૃષ્ટિનો જુલમ, મતમતાંતરનો જુલમ અને કદાચ પરિસ્થિતિનો પણ જુલમ હોઇ શકે. વળી સ્વતંત્રતા વ્યક્તિના પોતાના હક્કના પ્રતિપાદન ઉપર અવલંબી રહેતી નથી. ઉદારમતવાદને તેમજ અઉદારમતવાદને વ્યક્તિના આચરણ મારફત પુષ્કળ અવકાશ મળે છે. વળી સ્વતંત્રતા, વિનયની બંધારણ અથવા રચનાની અને સાચું અને ન્યાયી શું છે તે વિશેના આગ્રહપૂર્વક નિશ્ચયની વિરૂદ્ધ નથી, તેમજ તે વિરૂદ્ધ વિચાર સહન કરવાના ગુણ સાથે સરખાવી શકાય તેમ નથી. ઉદારમતવાદી જે વિચારોને ખોટા માને છે તેની જાણે ગણના ન થઇ શકે એમ કરી તે વિચારો તરફ તે સહનશીલ નજરે જોતો નથી. પણ ન્યાયની દૃષ્ટિએ તેમનો સ્વીકાર કરી તે જાણે પોતાના વિચારોના જેટલાજ અગત્યના હોય તેમ યોગ્ય તુલના કરાવે છે. તે પોતાના નિશ્ચયાત્મક સિદ્ધાંતો માટે શંકાશીલ હોવાને કારણે નહિ, પણ તેમાં તે માનતો હોવાથી હમેશાં તે તેની તુલના કરાવવા તૈયાર રહે છે. કારણ, જે તે સાચું માને છે અને જે તે ખોટું ધારે છે એ બન્ને બાબતોને તેની માન્યતા પ્રમાણે એકજ અંતિમ કસોટી લાગુ પડે છે. ગમે તે બાબતમાં ગમે તે ભૂલ થવા દો એટલે એમાંથી એક હકીકત બનશે. પ્રથમ જેમ ભૂલ વિકાસ પામતી જશે, જેમ તે ઉપરથી નીકળતાં અનુમાનો તથા પરિણામો સ્પષ્ટ થતાં જશે તેમ તેમાં સત્યના કંઇક અંશ જણાવા માંડશે. એ અંશ પોતાની મેળેજ છૂટા પડી જશે; તે વડે મનુષ્યના વિચારોનો ભંડોળ સમૃદ્ધ બનશે. ખોટી રીતે જે સત્યને તે અંતિમ હોવાનું ગણતો

હશે તેમાં એ અંશો કંઇક ઉમેરો કરશે. તેનાથી ભૂલ ક્યાંથી થઇ છે, તે ખુલ્લું થશે. કારણ સાધારણ રીતે સત્ય વિશે કંઇ ગેરસમજુત થવાથી ભૂલ થવા પામે છે. અને જ્યારે તેનો ખુલાસો કરવામાં આવે છે, ત્યારેજ ફક્ત આખરે અને સંતોષકારક રીતે તેનું ખંડન થાય છે. એમ ન થાય તો બીજી રીતે ભૂલમાં સત્યનો કંઇ પણ અંશ જણાય નહિ. તેવે પ્રસંગે જેમ વિશેષ સંપૂર્ણ રીતે ભૂલ સમજાતી જાય છે, વિશેષ ધીરજથી તે ઉપરથી નીકળતાં અનુમાનો તથા પરિણામોના સઘળા આડા અવળા માર્ગે તેનું સંશોધન થાય છે, તેમ પુરેપુરી રીતે ભૂલજ પોતાનું ખંડન કરે છે. નાસુરનું દરદ કાપવાથી નાબુદ થતું નથી. તેનું મૂળ હમેશાં શરીરમાં રહી જાય છે અને પોતાનું રક્ષણ કરવાની શકિતવાળી રસીનો ધીમે ધીમે વિકાસ થતાં આખરે રોગ મટે છે. એને બરાબર મળતું આવે એવું સત્યને લગતું તર્કશાસ્ત્ર છે. જેમ સત્ય ઉપરથી દોરાતાં અનેક પ્રકારનાં અનુમાનો દ્વારા તેનો જેમ ધારે વિકાસ થતો જાય છે, તેમ તેમાં રહેલાં ભૂલનાં કંઇ પણ તત્વ પારખી કહાડવાની વધારે તક મળે છે; અને એથી ઉલટું જો કંઇપણ ભૂલ દેખાતી નથી, તો તેજ સર્વ રીતે સત્ય છે અને સત્ય સિવાય બીજું કંઇ નથી, એમ એની મેળે સંપૂર્ણ રીતે સાબિત થાય છે. ઉદારમતવાદ કોમેલિઅલના જ્ઞાનનો ઉપયોગ બેદરકારપણે નહિ, પણ સત્યના પ્રતાપની સર્વ રીતે ખાતરી થયા પછી કરે છે. જો આ મનુષ્યની શકિતમાં હોય, એટલે કે તેનાં મૂળ ખરી સત્યતામાં જામેલાં ન હોય તો તેનું પરિણામ શૂન્યજ આવશે. જો તે ઇશ્વરની શકિતનું હોય, તો આપણે તેની વિરૂદ્ધ લડાઇ ઉઠાવીએ નહિ એવી સંભાળ રાખવી જોઇએ.

મત, ચારિત્ર્ય તથા આચરણની ભિન્નતા એ બીનઅગત્યની બાબતો નથી. તે સૌથી આવશ્યક બાબતો હોઇ શકે, અને ઉદારમતવાદને નામે કોઇને પણ તેની આવશ્યકતા તુચ્છકારી કહાડવા કહેવામાં આવતું નથી. દાખલા તરીકે ચોકસ મતના સ્વીકારમાં કેટલીક અગત્યતા રહેલી હોય છે. એ અમત્યતાની ગણના કરવી એ કંઈ કૃપણુતા નથી, કોઇ અંતઃકરણની માન્યતાવાળો રોમન કેથોલિક એમ જાહેર રીતે કબૂલ કરે કે તેનું સઘળું

શિક્ષણ પોતાના ધર્મના સંપ્રદાયને અનુલક્ષી આપવામાં આવે છે, તો તેવા પુરૂષને પ્રોટેસ્ટંન્ટ ધર્મ પાળનાર પોતાના છોકરા માટે શિક્ષક તરીકે પસંદ ન કરે તેથી એ કંઇ પણ કૃપણતા નથી. જો તે એમ કબૂલ કરે કે ધાર્મિક ઉપદેશ આપવા માટે પોતાની શિક્ષક તરીકેની સ્થિતિનો ઉપયોગ કરવા તેનો વિચાર નથી તો પછી તેવા માણસને ખાસ અંકગણિત શીખવવાના કામ માટે ન રાખવો, એ કૃપણતા થાય. પ્રથમ દર્શાવેલા કામ માટે ધાર્મિક મતની ભિન્નતા એ તેમાં રહેલી ખાસ અયોગ્યતા છે. પિતા માનતો હોય તેવા ધોરણ ઉપર પુત્રની સામાન્ય કેળવણી આપવાનો નિર્દિષ્ટ હેતુનો એથી ઇનકાર થાય છે. બીજા કારણ સારૂ મતની જુદાઇ કાંઈ અયોગ્યતા નથી. ધર્મચુસ્ત કેથોલિક આંકના કોઠા કબૂલ રાખે છે. અને પોતાના મહાન ગુરૂ પોપના અચૂકપણા બાબત કંઇ પણ ઉલ્લેખ કર્યા વિના એ તે બાબત શિક્ષણ આપી શકે એમ છે. તેને નોકરીએ રાખવા ના પાડવી એ તેના નિશ્ચિત સિદ્ધાંતો ઉપર અપ્રાસંગિક દંડ મુકવા બરાબર છે. સામા પક્ષના કોઇ પુરૂષને પોતાના છાપાનાં મુખ્ય લખાણ લખવા અથવા રાજદ્વારી બાબતોની સમાલોચના કરવા, અથવા તેના બીજા ભિન્ન વિચારોને લઇને છાપાને લગતાં કામમાં કંઇ વિક્ષેપ આવે એવી સ્થિતિમાં રોકવા કોઇ અધિપતિ ના પાડે તો તેથી એ કૃપણ કરતો નથી. પરંતુ છાપખાનામાં બીબા ગોઠવનાર અથવા કારકુન તરીકે અથવા તેના ભિન્ન વિચારોને લઇને છાપાને લગતાં કામમાં કંઇ વિક્ષેપ ન આવે એવી સ્થિતિમાં તેને નોકરીએ ન રાખવો એ કૃપણતા ઠરે. જો કોઇ માણસની ખ્યાતિ એવી હોય, કે કંઇ જોખમદારીનું કામ તેને સોંપવામાં આવે તો તેનો તે ગેરઉપયોગ કરે એવો સંભવ હોય તો તેવા માણસને એવું કામ સોંપવા ના પાડવી એ કૃપણતા નથી. એક બાબતમાં કોઇ માણસે ખોટું કર્યું હોય તો તેને જે ઉપયોગી સામાજિક કર્તવ્ય કરવા માટે તે સંપૂર્ણ રીતે યોગ્ય હોય, જે કરીને તે સમાજની સેવા ઉઠાવી પોતાનું સ્વમાન પુનઃ સાબિત કરી શકે એમ હોય છતાં તેમ કરવાથી તેને બાતલ રાખો શિક્ષા કરવી એ કૃપણતા છે અને આ નીતિશાસ્ત્રને હજી શીખવાનું છે. એમ છતાં

હવે પછી વખત એવો આવે કે ઉદારમતવાદ અત્યાર અગાઉ જેમ ધાર્મિક તેમ રાજદ્વારી વિષયોમાં ફરજ સમાન લેખાયો છે, તેમ નીતિને લગતા આપણા વિચારોના કેન્દ્ર સ્થાનમાં તે પોતાનું યોગ્ય સ્થાન લે, અને જેને આપણે ખોટા સંપ્રદાયના શિક્ષક તરીકે માનતા હોઇએ તેજ ફક્ત નહિ પણ જેને આપણે પાપી ધારતા હોઇએ તેને પણ એના સિદ્ધાંતો લાગુ પડતા દેખાય.

આવી રીતે ઓળખવામાં આવતા ઉદારમતવાદનો મૂળ પાયો ખચિત એવા વિચાર ઉપર રચાયો નથી કે માણસના જાત અભિપ્રાય માટે સમાજ તદ્દન બેદરકાર છે, તેમજ એવા વિચાર ઉપર નહિ કે તેનાં નીતિમય આચરણ સાથે બીજાઓને કંઇ લેવા દેવા નથી. જેટલે દરજ્જે મિલ પોતાના વિચારનો આચાર ખુદ પોતાને લગતાં અને બીજાઓને લગતાં કૃત્યો વચ્ચેના તફાવત ઉપર રાખતો હતો, તેટલે દરજ્જે તેના ઉપર અસલ વ્યક્તિ સ્વાતંત્ર્યવાદનું પ્રાબલ્ય હજી રહેતું હતું. આપણે ખુલ્લે મને સ્વીકારવું જોઇએ કે માણસના જીવનની એક પણ બાજુ એવી નથી કે તે સમાજને બીન અગત્યની હોય. કારણ એ ગમે તેવો હોય, ગમે તે કરતો હોય અથવા ગમે તેવા વિચાર ચલાવતો હોય તેની અસર એના ભલા ઉપર થાય અને એ ભલાની બાબત સમાજને લગતો વિષય છે અને તેમ રહેવોજ જોઇએ. અને તે વળી જેઓના સંબંધમાં તે આવતો હોય તેના વિચાર કૃત્ય અને આચરણ ઉપર સીધી અથવા આડકતરી રીતે અસર કરે. આંતર સિદ્ધાંત બે રીતે આલેખી શકાય. પ્રથમ માણસ તેના અભિપ્રાય અને કૃત્યથી દેખાય તેના કરતાં ઘણો વધારે હોય છે. કાર્લાઇલ અને સ્ટર્લિંગ અભિપ્રાય સિવાય બીજી બાબતમાં જુદા પડતા નહિ. આપણામાંના ઘણાને તફાવતનો અર્થ એજ હોય એમ લાગે છે. કાર્લાઇલ જાણતો હતો કે કંઇક ઘણું ગહન હતું. કંઇક અભિપ્રાય ઉપરથી દઢ રીતે અને ઘણે ભાગે અપૂર્ણ રીતે દર્શાવવામાં આવતું હતું. તે ખરૂં માણસ હતું. ખરૂં માણસ તેના સાથીઓ સમજી શકે એવા શબ્દોમાં કદી પણ પૂર્ણ રીતે દર્શાવવામાં આવતું હોય તેના કરતાં કંઇક વિશેષ રૂપે હોય છે. અને જેવી રીતે સઘળા વર્ગ,

પંક્તિ, વર્ણ અને કદાચ જુદા અર્થમાં જાતિભેદ કરતાં તેની આવશ્યક મનુષ્યતા વધારે ઉંડાણુમાં રહે છે. તેમ એક માણુસને સંત અને બીજાને ગુન્હેગાર તરીકે દેખાડનારા મુકાબલે બાહ્ય બનાવોથી પણ તે ઘણે ઉંડે જાય છે. અંતિમ એકત્વની આ ભાવનામાં સમાનતાનો ખરો અર્થ રહેલો છે. કારણુ તે સામાજિક ઐકયતાનો તેમજ બુદ્ધિ, ધર્મ અને નીતિને લગતા સઘળા ઝગડાની તોડફોડ શક્તિનો ખરી રીતે અનુભવમાં આવતો અટકાવમાં રાખે એવાં બંધનનો મૂળ પાયો છે.

પણુ વિશેષમાં જાત અભિપ્રાયો તથા સામાજિક સંસ્થાઓ બંધાઈ ગએલાં પરિણામ જેવાં, એટલે એક અથવા વધારે મનુષ્યના પ્રયત્નની અમુક ચોક્કસ ક્રિયાવડે મેળવવામાં આવેલાં વિક્રમ જેવાં હોય છે, ત્યારે મનુષ્ય વ્યક્તિ એવી છે કે તેમાં એવું કંઇ જીવે છે અને વૃદ્ધિ પામે છે, કે જેનો નાશ કરી શકાય; પણુ જે બનાવી શકાય નહિ, જેના કકડા કરી નાંખી સમારી શકાય નહિ, પણુ તે એવી સ્થિતિમાં મુકી શકાય કે જ્યાં તે ઉછરે અને ખીલે, અથવા જો તે રોગીષ્ટ હોય તો એવી સ્થિતિમાં મુકી શકાય કે ત્યાં પોતાની સજીવન કરવાની શક્તિને જોરે તે પોતાને તંદુરસ્ત બનાવી શકે. સ્વતંત્રતાના મૂળમાં વિકાસનો વિચાર રહેલો છે. જીવન એજ શિક્ષણુ છે. પરંતુ સિદ્ધાંત અથવા વ્યવહારમાં જેટલે દરજ્જે માણુસ લીન થઇ જાય છે તેટલે દરજ્જે તે ખરૂં શિક્ષણુ ગ્રહણુ કરે છે અને તેની આસપાસની સ્થિતિને પહોંચી વળવા જે શક્તિનો એ ઉપયોગ કરે છે તે ઉપર એના શિક્ષણુનો આધાર રહે છે. દાખલા તરીકે નીતિને લગતા વિનયના ખરેખરા ગુંચવણુ ભરેલા સવાલ ઉપર એકદમ આવતાં એ સમજાશે કે સ્વચ્છંદી રીતે મુકવામાં આવતા કાબુ તથા સખત-શિક્ષા મારફત માણુસને વ્યવસ્થિત બનાવી તેના પાડોશીઓને પીડારૂપ થતો અટકાવી શકાય એમ છે. કબૂલ કરવામાં આવે છે તેમ આ તેના પાડોસીઓના સુખ માટે હોય, પણુ નીતિને લગતા વિનય તરીકે આમાં શબ્દ વિરોધ આવે છે. આ વિનય ખુદ માણુસના આચરણુ માટે કંઇજ કરતો નથી. એ ફક્ત તેને છુંદી નાંખે છે અને તેની ઇચ્છાશક્તિ મારી નાખવામાં ન આવે તો તેના ઉપર મુક-

વામાં આવતું દબાણુ કદાચ ખસી જતાં પરિણામ માલમ પડી આવે છે. તેજ માણસને પોતે જાતે નિયમમાં રહે એમ શીખવવાનું બની શકે એમ છે, પણુ તેમ કરવામાં ઉચ્ચ પ્રકારના ચાતુર્યની જરૂર પડે છે, અને આમ કરવું એ ઇચ્છા શક્તિના, વ્યક્તિના, આત્મનિગ્રહના અથવા આપણા જીવન-પ્રવાહને નિયમન રાખવા આપણને શક્તિવાન્ કરે છે એવી ઐક્ય ઉપજાવનારી મધ્યસ્થ શક્તિને આપણે ગમે તે નામે ઓળખીએ, તેના વિકાસને ખીલવવા બરાબર છે. ઉદારમતવાદની માન્યતા એવી છે કે વ્યક્તિત્વની આવી પોતાની મેળે પોતાનું નિયમન કરનારી શક્તિ ઉપર સમાજ સહીસલામત રીતે રચી શકાય, ફક્ત આવા પાયા ઉપરજ ખરી સમાજ બાંધી શકાય. અને જો એ પ્રમાણે બાંધવામાં આવી હોય તો તેના પાયા એટલા ઉંડા અને વિસ્તીર્ણ હોય છે કે તે ઉપરની ઇમારત ગમે તેટલી મોટી બાંધવા માટે કંઇ હદ રહેતી નથી. આથી સ્વતંત્રતા વ્યક્તિના હકક તરીકે લેખાવા કરતાં સમાજની આવશ્યકતા થઇ પડે છે. એ સ્વતંત્રતા અના બની તરફથી કંઇ પણ દખલ ન થવા દેવાના હકક ઉપર નહિ, પણ અ બુદ્ધિશાળી પ્રાણી હોય તેમ તેની તરફ વર્તવાની બની ફરજ ઉપર રહે છે. ગુન્હો થવા દેવો અથવા ભૂલ થવા દેવી એ કંઇ યોગ્ય નથી, પણ ગુન્હેગાર, અથવા ભૂલ કરનાર અથવા અજ્ઞાનીને વાજબી અને સાચું કરી શકે એવી શક્તિવાળા ગણવા અને તેમને માત્ર દબાવી દેવા કરતાં રાહે પાડવા એ અવસ્ય કર્તવ્ય છે. સ્વતંત્રતાનો નિયમ કંઈ નહિ પણ બુદ્ધિ ઉપર રચાએલી રીતનું અનુકરણ કરી તે લાગુ પાડવી એ છે. એ બુદ્ધિ, વિચારશક્તિ અને સામાજિક લાગણીની મદદ લેવાની શરૂઆત કરવા બરાબર છે; અને એ મદદ યોગ્ય રીતે મળ્યા સિવાય સમાજની ખાતરી લાયક પ્રગતિ થવાનો બીજો કોઇ માર્ગ નથી.

અહીં મારૂં આગ્રહથી એવું કહેવાનું નથી કે આ સિદ્ધાંતો પ્રમાણે અમલ કરવામાં કંઇ મુશ્કેલી આવતી નથી. બન્ને ઉપપત્તિ તેમજ વહીવટમાં ઘણે ઠેકાણે મુશ્કેલીઓનું સૂચન થાય છે અને એમાંની કેટલીકનું આપણે આગળ ઉપર વિવેચન કરીશું. વળી એમ પણ હું આગ્રહથી કહેતો નથી

કે છૂટાપણું એ સર્વ બાબતનો ભેદ દૂર કરી શકે એમ છે અથવા સ્વતંત્રતાનો વિચાર એ એકજ મૂળ એવું છે કે તેના ઉપર ખરૂં સામાજિક તત્વશાસ્ત્ર રચી શકાય. એથી ઉલટું છૂટાપણું સામાજિક જીવનનું એક પાસું છે. અરસપરસ મદદ કરવી એ અરસપરસ સહનશીલતા બતાવવા કરતાં કોઇ રીતે ઓછી અગત્યની બાબત નથી. અને જનસમાજના એકત્ર કર્તવ્યનો સિદ્ધાંત વ્યક્તિના છૂટાપણાના સિદ્ધાંત કરતાં ઓછો આધારભૂત નથી. પણ જેવી રીતે સામાજિક જીવનના ક્ષેત્રમાં હોય છે તેમ જ્યાં સઘળાં તત્વો એક બીજા સાથે સજ્જડ ગુંચવાઇ ગએલાં હોય તેવી તપાસમાં ક્યાંથી આડા ફાટવું એ બીલકુલ મહત્વનું રહેતું નથી. આપણે ગમે ત્યાંથી શરૂ કરીએ તોપણ જો આપણે નિખાલસ અને તપાસને અનુસરીનેજ રહીએ તો એકાદ મધ્ય બિંદુથી આખા વિષયનું નિરીક્ષણ કરવા આપણે દોરવાઇશું. અને મારા ધારવા પ્રમાણે સ્વતંત્રતાની માન્યતા ઉપર વિચાર ચલાવવામાં એમજ બન્યું છે. કારણ વ્યક્તિના હકથી અને જાતછૂટાપણા તથા સામાજિક અંકુશ વચ્ચેની વિરૂદ્ધતાથી શરૂ કરી, આપણે એવા મુદ્દા તરફ દોરવાઇ ગયા છીએ કે તે ઉપર આપણે સ્વતંત્રતાને મુખ્ય સામાજિક હિતની બાબત ગણીએ છીએ. તેમજ તેને સૌથી ઉચ્ચ પ્રકારના સામાજિક હિતની બાબતો લેખતાં સત્ય તથા નીતિના ક્ષેત્રમાં સતત પ્રગતિની આવશ્યકતામાંથી ઉદ્ભવતી સ્થિતિ માનીએ છીએ. સાથે સાથે આપણે સામાજિક ઐક્યતાની વધારે દઢ સ્થાપનામાં સ્વતંત્રતાના સૂત્રની અસર ખોળવા લાગ્યા છીએ, કારણ એજ ફક્ત એવો મૂળ આધાર છે કે તે ઉપર એ ઐક્યતા સજ્જડ રહી શકે. ખરૂં જોતાં આપણે આપણા પ્રયાસની દોરેલા માર્ગે સામાન્ય રીતે વ્યક્તિ અને સમાજ વચ્ચેના સંબંધની સેન્દ્રિય ભાવના કહી શકાય એવા મુદ્દા ઉપર આવ્યા છીએ. એ ભાવનાએ પહોંચવા મિલે પોતાની આખી જીદગી દરમ્યાન મહેનત કરી હતી, અને એજ ભાવનાથી બન્ને નીતિ તેમજ રાજકીય બાબતોને લગતું ટી. એચ. ગ્રીનનું તત્વશાસ્ત્ર શરૂ થાય છે.

સેન્દ્રિય શબ્દનો એટલો બધો ઉપયોગ તેમજ ગેરઉપયોગ થયો છે

કે તેનો અર્થ સરળ રીતે જણાવવો ઉચિત છે. કોઇ વસ્તુ એવા જુદા જુદા ભાગોની બનેલી હોય કે જે ભાગો એક બીજાથી તદ્દન ભિન્ન પ્રકારના હોય. પરંતુ તેને આખી વસ્તુમાંથી જુદા પાડતાં તેનો નાશ થાય છે, અથવા તેમાં ઘણા અગત્યના ફેરફારો થઇ જાય છે, તો એવી વસ્તુ સેન્દ્રિય કહેવાય છે. દાખલા તરીકે મનુષ્યનું શરીર સેન્દ્રિય છે, કારણ તેનું જીવન ઘણા અવયવોના કર્તવ્ય ઉપર આધાર રાખે છે, એટલુંજ નહિ પણ એ દરેક અવયવ શરીરના જીવન ઉપર આધાર રાખે છે, અને તેનાથી છૂટા પડતાં નાશ પામે છે અને કોહી જાય છે. સમાજની સેન્દ્રિય ભાવના પણ એટલીજ સાદી છે. સમાજનું જીવન કંઇ નહિ પણ એક બીજા સાથે વ્યવહાર ચલાવતી વ્યક્તિઓનું જીવન છે, અને જો વ્યક્તિ સમાજથી છુટી પાડી શકાય તો તેનું જીવન કંઇ તદ્દનજ જુદા પ્રકારનું થઇ પડે છે. એ વ્યક્તિમાંનો ઘણો મોટો ભાગ હસ્તીમાં પણ રહેતો નથી. જો તે કદાપિ રોબિનસન ક્રુઝોના જેવાં નસીબ અને ચાતુરી વડે તે પોતાનું શારીરિક જીવન ટકાવી શકે તો પણ તેનું માનસિક અને નૈતિક જીવન કદી હસ્તીમાં રહે તો પણ આપણે તેને જાણીએ છીએ તે કરતાં કંઇ તદ્દનજ જુદા પ્રકારનું થઇ પડે છે. ભાષા તેમજ કેળવણી મારફત તથા માત્ર બીજાઓના સમાગમમાં રહેવાથી આપણામાંનું દરેક જણ પોતાના શરીર બંધારણમાં આપણી આસપાસના સામાજિક વાતાવરણનાં તત્વો ગ્રહણ કરે છે. ખાસ કરીને ઉદારમતવાદના સિદ્ધાંત સારૂ પ્રાધાન્ય ગણાતી હક્ક તથા ફરજની બાબતમાં જે કંઇ જોઇએ, તે વ્યક્તિનો સમાજ સાથેનો સંબંધ છે. તેના હક્ક તથા તેની ફરજ બન્ને સરખી રીતે સામાન્ય હિતની દૃષ્ટિએ આલેખાય છે. દાખલા તરીકે મારો હક્ક શો છે ? દેખીતી રીતે એ એવી વસ્તુ છે કે તે માટે હું દાવો કરૂં છું. પણ માત્ર દાવો કંઇ મહત્વનો નથી. હું તો ગમે તે વસ્તુ અને દરેક વસ્તુ માટે દાવો કરૂં. જો મારો દાવો હક્કની રૂએ હોય તો તે કોઇ નિષ્પક્ષપાત પ્રેક્ષકના નિર્ણય પ્રમાણે સાચો અને સકારણ હોવાને કારણેજ હશે. પરંતુ નિષ્પક્ષપાત પ્રેક્ષક કંઇ મારા એકલાનોજ વિચાર કરશે નહિ. એવીજ રીતે એ બીજાઓના

વિરૂદ્ધ હક્કની તુલના કરશે. તે અમને એક બીજાના સંબંધમાં આવતા, એટલે સામાજિક સંબંધમાં આવતી વ્યક્તિઓ તરીકે ગણશે. વિશેષમાં જો એનો નિર્ણય કોઇ પણ પ્રકારે બુદ્ધિપૂર્વક હોય, તો તે કોઇપણ જાતના સિદ્ધાંત ઉપર આધાર રાખતો હોવો જોઇએ. અને વળી બુદ્ધિશાળી પુરૂષ તરીકે જે સિદ્ધાંતનું એ પ્રતિપાદન કરતો હોય તે સિદ્ધાંતને-એણે તેનાથી સધાઇ શકાતા અથવા તે મારફત સંગ્રહ થતા કોઇ હિતકારી પરિણામ ઉપર રચવો જોઇએ, અને નિષ્પક્ષપાત પુરૂષ તરીકે તેણે એ સિદ્ધાંતની અસર હેઠળ આવતા દરેક જણનાં હિતની ગણના કરવી જોઇએ. કહેવાનો અર્થ એજ કે સામાજિક હિત ઉપર એણે પોતાનો નિર્ણય બાંધવો જોઇએ. આ ઉપરથી એ ઠરે છે કે વ્યકિતનો કોઇ હકક સામાજિક હિતની સાથે અથડામણમાં આવતો નથી; તેમજ કોઇ પણ હક્ક સામાજિક હિતથી અલગ હસ્તી ભોગવી શકતો નથી.

આ પ્રમાણથી વ્યકિત, સમાજને જોઇએ તે કરતાં વધારે આધીન બનતી દેખાય. પણ એમાં મૂળ માન્યતાની ઉલટી બાજુ ભૂલી જવાય છે. આખો સમાજ વ્યકિતનો બનેલો હોય છે. એની વ્યકિતતા એના અંગભૂતોની વ્યકિતતા કરતાં સ્પષ્ટ જણાઇ આવે એવી ભિન્ન અને ચડિઆતી નથી. એમ છતાં એનાં ચોકકસ સમગ્ર જીવન તથા ખાસીયત છે. બ્રિટિશ પ્રજા પોતાના ખાસ જીવનવાળી એકસંપી છે. આ એકસંપી સઘળી બ્રિટિશ પ્રજાને એક બીજા સાથે જોડાનારા ચોક્કસ બંધનવડે બંધાઇ છે. એ બંધનો આખરે એકજ ભાષા બોલનાર એકજ ઇતિહાસવાળા, અને બીજા કોઇને પણ પારખી ન શકે એવી રીતે એક બીજાને પારખી કહાડનારા માણસોને એક બીજા સાથે જોડનારી લાગણીઓ તથા વિચારો, સ્વદેશાભિમાન તથા સગપણની ભાવના, સર્વને ગર્વ લેવાનું સામાન્ય કારણ, તથા એવી બીજી હજારો ગહન ભાવનાઓ છે. બ્રિટિશ પ્રજા એકજ સામાન્ય કાયદા હેઠળ વસતાં લગભગ ચાર કરોડ દેહધારી પ્રાણીઓથી કોઇ અલગ અને ભિન્ન ગૂઢ વસ્તુ નથી. એનું જીવન તે તેમનું જીવન છે, એનું ભલું અથવા ભુંડું એ તેમનું ભલું અથવા ભુંડું થવા બરાબર છે. આ પ્રમાણે

જે સામાન્ય હિતને આધીન દરેક માણસના હક્કો છે તે એવું હિત છે કે તેમાં દરેક માણસનો ભાગ હોય છે. આ ભાગ પ્રમાણે લાગણી અને પ્રેમની, તથા માનસિક અને શારીરિક શક્તિની તેની ગુંજાશ સિદ્ધ કરવાની છે, અને એમ કરવામાં તે સામાજિક જીવનમાં પોતાનો ભાગ ભજવે છે, અથવા ગ્રીનના શબ્દોમાં સામાન્ય હિતમાંથી તે પોતાનું હિત શોધી લે છે.

એટલું કબૂલ કરવું પડશે કે આ શબ્દ રચનામાં ચોક્કસ કલ્પના રહેલી છે, જે સમાજની સેન્દ્રિય ભાવનાના મૂળ સિદ્ધાંત તરીકે લેખી શકાય. એ ઉપરથી એવું સૂચન થાય છે કે વ્યકિતતાનું એવી રીતે પરિપૂર્ણ થવું અથવા સંપૂર્ણ રીતે વિકાસ પામવું એ વ્યાવહારીક રીતે ફક્ત એકજ માણસ માટે નહિ પણ સમાજનાં સઘળાં અંગભૂતો માટે શકય છે. વિકાસનો માર્ગ એવો ખુલ્લો હોવો જોઇએ કે જે તરફ દરેક જણ બીજાઓની સાથે ઐકયતા રાખી આગળ વધી શકે. ઐકયતાના સંપૂર્ણ અર્થમાં ફક્ત અથડાઅથડીના અભાવની નહિ પણ ખરેખર કરવામાં આવેલી મદદની કલ્પના સમાયલી હોય છે. એ હકીકતમાં દરેક જણ માટે વિકાસની એવી ઘટના હોવી જોઇએ કે જે બીજાઓનો વિકાસ કરવા દે એટલુંજ નહિ પણ તેમાં સત્વર મદદ કરે. વધારે જુના અર્થશાસ્ત્રીઓએ નૈસર્ગિક ઐકયતાની એવી ભાવના બાંધી હતી, કે જો દરેક જણનું હિત યોગ્ય રીતે સમજાય અને બહારની દખલથી તેમાં ખલલ કરવામાં ન આવે તો તે બીજાઓને તેમજ આખા સમાજને લાભકારક નિવડે, એવે માર્ગે અને અનિવાર્ય રીતે દોરવે. આપણે આગળ જોયું છે કે આ ભાવના જોઇએ તે કરતાં વધારે શુભ આશા બાંધનારી છે. પરંતુ આપણે જે ભાવનાએ હવે પહોંચ્યા છીએ તે એટલું બધું માન્ય કરતી નથી. એ પ્રમાણે એવું અનુમાન થતું નથી કે કાર્યસાધક રીતે અમલમાં આણવા માટે ડહાપણ તથા શાંત મનના નિર્ણયની જરૂર હોય એવી ઐકયતા ખરેખર હસ્તી ભોગવતી નથી, પણ એટલુંજ અનુમાન થાય છે કે એવી નૈતિક ઐકયતા શકય છે કે જ્યાં માણસો કંઇક અંશે વિનય, અને કંઇક અંશે જીવનની પરિસ્થિતિની સુધારણા મારફત પહોંચી શકે, અને એમ ને એમ કરવાથીજ સામાજિક શ્રેય

આગળ પહોંચાય છે. આ અનુમાનને રીતસર સાબિત કરવા પ્રયત્ન કરવામાં આપણે તત્વશાસ્ત્રના મૂળ સિદ્ધાંતના ક્ષેત્રમાં જઈ પહોંચીશું. એજ મુદ્દા આગળ રાજદ્વારી બાબતોનું તત્વશાસ્ત્ર નીતિના તત્વશાસ્ત્ર સાથે અથડામણમાં આવે છે. અહીં એટલુંજ જણાવવું બસ થશે કે વિજ્ઞાન અને તત્વશાસ્ત્રના મૂળમાં રહેલી બુદ્ધિની પ્રેરણાનું ખાસ લક્ષણ એવું છે કે તે વિચાર સૃષ્ટિમાં અનુરૂપ પદ્ધતિ સ્થાપવા પ્રયત્ન કરે છે, તેવી રીતે વ્યવહાર સૃષ્ટિમાં રહેલી બુદ્ધિની પ્રેરણાની પ્રકૃતિ લાગણી અને કર્તવ્યના ક્ષેત્રમાં એવી એક સંપી સ્થાપવાની છે કે જેમાં વિચાર કરી શકે અને લાગણી ધરાવી શકે એવા સઘળાઓનો સમાવેશ થાય. બુદ્ધિશાળી પ્રાણીની સતત પ્રેરણા એક સંપી તરફ આગળ વધવાની છે, અને તે પણ ફળીભૂત થએલા પ્રયત્ન મારફત પહોંચી ન શકાય એટલે દૂર લક્ષ્ય પડયું હોય તોપણ.

આ સિદ્ધાંતો ઘણા ગૂઢ વ્યવહારિક જીવનથી દૂર અને વિશિષ્ટ શિક્ષણ માટે કિમત વગરના જણાય. પણ અનુભવની બારીક વિગતો સાથે જોડનારી સાંકળ વિના એકલા મૂળ સિદ્ધાંતોપર વિચાર કરીએ તો આ અલગપણું એ સિદ્ધાંતો જેવું જણાય છે. આમાંની કેટલીક સાંકળ શોધી કહાડવા માટે આપણે આપણા અસલ ઉદારમતવાદના સિદ્ધાંતોનો ફરી વિચાર કરીએ અને સેન્દ્રિય અથવા હવે આપણે નવે નામે કહીએ તો, એકસંપીની ભાવનાની દૃષ્ટિએ તે કેવા જણાય છે તે જોઇએ. પ્રારંભમાં આપણને તરતજ માલમ પડશે, કે સમાનતાના અસલ વિચારને અહીં તેનું યોગ્ય સ્થાન મળે છે. કારણ સામાન્ય હિતમાં દરેક વ્યક્તિનો સમાવેશ થાય છે. તે વ્યક્તિતાના મૂળ પાયા ઉપર રચાએલું છે. અને સમાજના દરેક અંગભૂતની વ્યક્તિતા ખીલવવા સારૂ છૂટથી અવકાશ મળવો જોઇએ એમ માની લે છે. આ કાયદા આગળ સમાન હક્કનો જ નહિ પણ જે તકની સમાનતા તરીકે ઓળખાય છે તેનો પણ મૂળ આધાર છે. એમાં સત્તાની અસલ સમાનતાનું કંઈપણ સૂચન થતું હોય તેના કરતાં સઘળા માણસો માટે વ્યવહા-

રની ખરેખર સમાનતાનું કંઇ વિશેષ સૂચન આવશ્યક રીતે થતું નથી.[1] મારા ધારવા પ્રમાણે એમાંથી એટલું તો સૂચન થાય છે કે કોઈક સારી સામાજિક વ્યવસ્થામાં યથાર્થ વ્યવહારની, આવક, પદવી, સત્તા તથા આદરની ગમે તેવી અસમાનતા હોય, છતાં તે ઇશ્વરના ખાસ આશીર્વાદ પામેલી વ્યક્તિ તરીકેના તેના હિત ઉપર નહિ, પણ સામાન્ય ભલા ઉપર અવલંબી રહે છે. એક બાજુએ કરોડાધિપતિઓ અને બીજી બાજુએ નિર્ધન લોકો વસે એ ન્યાયી હોય, તો તેમ થવાનું કારણ એટલુંજ હોવું જોઇએ કે એ વિરોધ સામાન્ય ભલા માટે એકંદર રીતે મથન કરતી આર્થિક વ્યવસ્થાના પરિણામ રૂપે હોય. એ પ્રકારના ભલામાં નિર્ધનનું તેમજ કરોડાધિપતિના ભલાંનો સમાવેશ થાય છે. કહેવાની મતલબ એજ કે સઘળા પક્ષના ભલા ભુંડાની આપણે સારી પેઠે તુલના કરીએ તો સર્વના ભલા માટે વધારે યોગ્ય થઇ પડે એવું બીજું કંઇ આપણને મળશે નહિ. આ સંબંધમાં હું કોઇપણ આર્થિક વ્યવસ્થાને ઉતારી પાડતો નથી અથવા તેનો બચાવ કરતો નથી. હું માત્ર એટલુંજ જણાવું છું કે સ્થિતિ આવી હોવાથી સમાજની સેન્દ્રિય અથવા એકસંપીની ભાવના અનુસાર તેને દોલતની વ્હેંચણીમાં થએલી ભારે અસમાનતાનો બુદ્ધિપૂર્વક બચાવ કરી તેમાંની ખોટ પુરવી જોઇએ. સમાનતાના સંબંધમાં એટલું વિચિત્ર જણાય છે કે સને ૧૭૮૯ માં નિર્દિષ્ટ થએલા 'માણસના હક્ક' (Rights of man) માંના એક–સામાજિક ભિન્નતા ફક્ત સામાન્ય ઉપયોગિતા ઉપરજ રચી શકાય–ને એક સંપીનો સિદ્ધાંત આખો ને આખો સ્વીકારી શકે છે, અને કદાચ તેને લંબાવી શકે છે. જો દોલત અથવા સત્તા અથવા પદવીને લઈ **अ** ની પંક્તિ **ब** ના કરતાં ઉંચી રહેવી જોઇએ. એ ખરેખરી રીતે ન્યાયી હોય તો તેમ થવાને એટલુંજ કારણ હોવું જોઇએ કે **ब** સુદ્ધાં જે સઘળાઓને લાગતું વળગતું હોય તેમનાં ભલાંનો વિચાર કરતાં એમ માલમ પડે કે આપણે

---

૧ તકરારના કામ માટે ઉપયોગમાં લેવા સમાનતાના વિરોધીઓએ આવા મૂર્ખાઇ ભરેલા ભ્રમને ઉત્તેજન આપ્યું છે.

બીજી કોઈ યોજના ઘડીએ તેની સરખામણીમાં આ વ્યવસ્થા ચોકખી લાભદાયી છે.

સમાનતા ઉપરથી જો આપણે સ્વતંત્રતા તરફ વળીએ તો દલીલની સામાન્ય દિશા આગળ ઉપર દર્શાવવામાં આવેલી જણાશે અને નડતી મુશ્કેલીની વિગતે ચર્ચા કરવાનું આ પછીનાં પ્રકરણ માટે મુલતવી રાખવું પડશે. અહીં ફરીથી માત્ર એટલુંજ જણાવવું જરૂરનું છે કે એકસંપીના સિદ્ધાંત અનુસાર સ્વતંત્રતાની અગત્યતાનો મૂળ આધાર ખુદ 'ભલા'ના લક્ષણ ઉપર રહેલો છે અને તે પણ એટલે સુધી કે એ સંબંધમાં આપણે સમાજના ભલાનો કે વ્યકિતના ભલાનો વિચાર કરતા હોઇએ. ભલું એ કંઇ નહિ પણ વ્યકિતતાના આધારભૂત અંશોના વિકાસ એટલે વિચારની ખીલવણી, કલ્પનાશકિતની જાગૃતિ તથા પ્રેમ અને આસકિતના ખેલથી તથા બુદ્ધિપૂર્વક મુકવામાં આવેલા અંકુશને મજબૂત કરવાથી તથા તેને લંબાવવાથી વધતા જતા વિકાસ મારફત મેળવવામાં આવતી વસ્તુ છે. જેવી રીતે દરેક મનુષ્ય પ્રાણીમાંના આ અંશોનો વિકાસ તેના જીવનને ભોગવવા લાયક બનાવે છે. તેવી રીતે એ અંશોની વિરોધ વિનાની અન્યોઅન્ય ક્રિયા તથા એક બીજાને મળતા આવવાનો ગુણ સમાજને એક આખી પ્રાણમય સંસ્થા બનાવે છે. આપણે આગળ જોઇ ગયા છીએ તેમ સર્વ સ્વતંત્રતાને આ અર્થમાં લેતાં તેમાંથી પ્રતિબંધ અદૃશ્ય થતો નથી; એમ છતાં પ્રતિબંધ એ કંઈ અંતિમ હેતુ નથી પણ એવા હેતુએ પહોંચવાનું એક સાધન છે અને એવા હેતુમાં રહેલાં તત્વોમાંનું એક મુખ્ય તત્વ સ્વતંત્રતાને લંબાવવા વિશેનું છે.

પણ સમાજની એકત્ર કાર્યશક્તિ આવશ્યક રીતે જબરાઇ અથવા પ્રતિબંધને માર્ગે ફળીભૂત થતી નથી. જેમ તે છૂટાપણા તથા રાજીખુશીથી આપવામાં આવતી સામાન્ય કબૂલાત ઉપર વિશેષ દૃઢતાથી આધાર રાખતી હોય, તેમ જે સઘળું સંપાદન કરવામાં વ્યક્તિ નબળી અથવા શક્તિહીન હોય અને એકત્ર કાર્ય મજબૂત હોય, તે સઘળું મેળવવા માટે મહેનત

કરવા, તે વધારે છૂટ ભોગવે છે. ગમે તે દિશાએથી મનુષ્ય પ્રગતિનો આપણે વિચાર કરીએ તો તે મુખ્યત્વે કરી સામાજિક પ્રગતિ એટલે જાણતાં અથવા અજાણતાં નીપજતું સહકારનું પરિણામજ જણાશે. આ કામમાં રાજીખુશીથી બંધાએલો સંઘ મોટો અને વધતો જતો ભાગ ભજવે છે. પરંતુ રાજ્ય સંઘનું એકરૂપ છે અને તે જુલમી સત્તાના ઉપયોગને લીધે, તેના સર્વોપરી અધિકારને લીધે તથા તેની ભૌગોલિક હદમાં વસનારા સઘળાઓ ઉપર સત્તા ચલાવવાના તેના દાવાને લીધે બીજાં રૂપોથી ઓળખાઇ આવે છે. આ રૂપના સંઘનાં કામો કયાં છે, તેનો અત્યાર અગાઉ આપણે ઉપાડેલા બીજા સવાલોના સંબંધમાં આગળ ઉપર વિચાર કરવો પડશે. પણ રાજ્યને સામાન્ય રીતે જીવનના ટકાવ તથા સુધારણા સારૂ બંધાએલા મનુષ્યના ઘણી જાતના સંઘોમાંના એક તરીકે ગણવામાં આપણે વાજબી છીએ એ સામાન્ય સિદ્ધાંત આપણે આ સ્થળે દર્શાવવાનો છે. અને આજ મુદ્દાના સંબંધમાં વધારે જુના ઉદારમતવાદથી ઘણે દૂર જઇ પડીએ છીએ. એમ છતાં અત્યાર અગાઉ આપણને એમ માનવાને કંઇક કારણ મળ્યું છે કે વધારે જુના સિદ્ધાંતોની સંભાળપૂર્વક તુલના કરતાં તે મારફત ઉપરથી દેખાય તે કરતાં રાજ્યના કામની વધારે મોટી ભાવના બંધાઇ હતી. અને આપણે આ વિષય પુરો કરીએ તે પહેલાં વધારે સંપૂર્ણ રીતે જોઇશું કે રાજ્યની જે યથાર્થ ભાવનાએ હવે આપણે પહોંચ્યા છીએ તે વ્યકિતની સ્વતંત્રતાના ખરા સિદ્ધાંત સાથે કોઇ પણ રીતે અથડાય એવો સંભવ નથી, એટલુંજ નહિ પણ તે કાર્યસાધક રીતે ફળીભૂત થવા માટે જરૂરની છે.

એ ઉપરાંત ઐતિહાસિક ઉદારમતવાદનો એક સિદ્ધાંત એવો છે કે જેની સાથે રાજ્યની આપણી હમણાની ભાવના સવ રીતે અનુકૂળ આવે છે. અત્યાર પહેલાં ખુલાસાપૂર્વક દર્શાવેલી સામાન્ય ભલાની ભાવના માત્ર સામાન્ય ઇચ્છાશકિત મારફત સર્વ રીતે ફળીભૂત થઇ શકે. અલબત પરોપકારી નિરંકુશ હાકેમના અથવા પિતૃવત્ અમીરવર્ગના ભલી રીતે ચલાવાતા રાજતંત્રમાં કિમતી તત્વો સમાએલાં હોય છે. કોઇ પણ શાંત વકી-

વટવાળી વ્યવસ્થામાં ઘણી ઉત્તમ વસ્તુઓને ખીલવાને અવકાશ મળે છે. પરંતુ સામાજિક પ્રગતિનાં પરિપક્વ ફળ એવો સમાજ લણી શકે છે કે જેમાં સ્ત્રી અને પુરૂષોનો સામાન્ય જનસમૂહ શાંત અને યથાર્થ રીતે ફળ મેળવનાર હોવા ઉપરાંત તે માટે વ્યાવહારિક રીતે મદદ કરનાર પણ હોય. નાગરિકોના હક્ક અને જોખમદારીને ખરાં અને સજીવ બનાવવાં, અને સમાજની પરિસ્થિતિને અનુકૂળ આવે એટલે દરજ્જે લગી તે વિસ્તારવાં એ સમાજની સેન્દ્રિય ભાવનાનો જુદો ન પડી શકે એવો અંશ છે. અને લોકશાસનના સિદ્ધાંતને વાજબી ઠરાવવા તે બરોબર છે. સાથે સાથે જેટલે સુધી ઇતિહાસનાં ખરાં રહસ્ય ઉપર રાષ્ટ્રવાદ આધાર રાખતો હોય તેટલે સુધી એ વાદ એથી વાજબી ઠરે છે. કેમકે, ખરી સામાજિક એકસંપી લાગણી ઉપર આધાર રાખતી હોવાથી, અને સગપણનાં, પાડોસનાં, ચારિત્ર્ય તથા માન્યતાનાં સરખાપણાનાં તથા ભાષા અને જીવનની રહેણી કરણીનાં સઘળાં નૈસર્ગિક બંધનો કામમાં લેતી હોવાથી, માણસો જે તરફ પોતાની લાગણીએ દૃઢતાથી ખેંચાય છે તેજ સૌથી ઉત્તમ સુખકર અને વિશેષ પ્રબળ રાજદ્વારી સંસ્થા હોય છે. જોરજુલમથી તોડી ફોડી નાંખવાથી, અથવા ભિન્ન વિચાર અને કાયદાવાળી પરદેશના કોઇ મોટા સમાજમાં જબરાઇથી દખલ કરવાથી એ એકસંપીમાં કોઇ જાતનું ભંગાણ પડે તો તેથી સામાજિક જીવનનો આપોઆપ થતો વિકાસ છૂંદાઇ જાય છે, અથવા કંઇ નહિ તો તે ઉપર અટકાવ પડે છે. રાષ્ટ્ર અને વ્યકિતનું છૂટાપણું એકજ મૂળમાંથી વૃદ્ધિ પામે છે, અને તેમની વચ્ચેનો ઐતિહાસિક સંબંધ કોઇ અચાનક ઘડાએલા બનાવ ઉપર નહિ, પણ વિચારની આબરની સામ્યતા ઉપર આધાર રાખે છે.

આ પ્રમાણે સમાજની સેન્દ્રિય ભાવનામાં ઐતિહાસિક ઉદારમતવાદના મુખ્ય વિચારોમાંના દરેકને તેનો ભાવ ભજવવાનો છે. જે સમાજનાં અંગભૂતોની વિરોધ વિનાની વૃદ્ધિ વડે તે સમાજ હસ્તી ભોગવે છે અને ખીલે છે તે આદર્શ સમાજ મનાય છે. એ દરેક અંગભૂત પોતાના ધોરણ તથા સ્વભાવ અનુસાર વિકાસ પામતાં એકંદર રીતે બીજાઓના વિકાસને

ઉત્તેજીત કરે છે. પોતાને ટકાવી શકે એવા સામાજિક જીવનના દરેક રૂપમાં આ અવિરોધની કંઇ પ્રારંભિક નિશાની માલમ પડે છે, કારણ જો એક બીજાની વિરૂદ્ધ જતી પ્રેરણા જોર પકડે તો સમાજના કકડા પડી જાય, અને તેની સત્તા જામતાં સમાજ ખરેખર ભાંગી પડે છે. બીજે છેડે ખરો અવિરોધ એવો આદર્શ છે કે તે ફળીભૂત થવો માણસની સત્તાથી દૂર છે; પણ તે આગળ વધવાની દિશા બતાવવા કામ આવે છે. આનો સ્વીકાર કરવો એ દરેક વ્યકિતના અથવા બીજો સામાન્ય શબ્દ પ્રયોગ વાપરીએ તો, સામાજિક વ્યવસ્થાના દરેક અંગભૂતના શક્ય તેટલા વિકાસની દિશા પરિમિત અને મુકરર નથી એ સ્વીકારવા બરાબર છે. ઘણી બાબતો શક્ય છે, અને આખરે સામાજિક અવિરોધ તરફ જતો માર્ગ તેમાંનો એક છે. તેમ વિરોધ અને અથડામણનો પણ તેમાં ઘણો સંભવ છે. વ્યકિતપ્રગતિની માફક સમાજની પ્રગતિ આખરે પસંદગી ઉપર આધાર રાખે છે. જે અર્થમાં શારીરિક નિયમ નૈસર્ગિક છે તે અર્થમાં એટલે, પાછા હઠયા વિના, ડાબી તરફ ઢળી પડયા વિના અથવા જમણી તરફ પડી ગયા વિના એક દશામાંથી બીજી દશામાં આપોઆપ આગળ જવાના અર્થમાં તે નૈસર્ગિક નથી. તે ફકત આજ અર્થમાં નૈસર્ગિક છે કે તે મનુષ્ય સ્વભાવમાં ઘણા ઉંડાણમાં સંતાઈ રહેલી શકિતઓ અમલમાં આણે છે. એ શકિતઓ એક બીજા સાથે અનુકૂળ આવે તેમ ગોઠવાઇ જવાની એ શુમાર ધીમી અને કંટાળો ઉપજે એવી રીત મારફત પોતાનું રૂપ પ્રકાશે છે. દરેક ઘટનાત્મક સામાજિક મત ;મનુષ્યની પ્રગતિની ભાવના ઉપર આધાર રાખે છે. પ્રગતિ એ કંઈ યાંત્રિક રચનાની પણ સજીવ આધ્યાત્મિક શકિત છૂટી પડવાની બાબત છે એમ સમજવું, એજ 'ઉદારમતવાદનું કેન્દ્ર છે. આ શકિત વિના અડચણે ઘણા મોટા પ્રમાણમાં બહાર પડવાથી રેલછેલને લીધે કંઇ અટકાવ વિના, સામાજિક બંધારણમાં ચેતન મુકતી, અને બુદ્ધિની જીવન રેખાને વિસ્તારી તેને ઉત્કૃષ્ટ બનાવતી અવ્યાહત વહી જવા માટેના માર્ગની યોજના જે ગોઠવણ મારફત થાય, તેજ ઉત્તમ પ્રકારની ગોઠવણ છે.

---

# પ્રકરણ ૭ મું.

## રાજ્ય અને વ્યક્તિ.

ઉદારમતવાદના વિચારમાં રહેલા સિદ્ધાંત વિશે, તેમજ તેના જુદા જુદા પ્રકાર વિશે આપણે કંઇક જાણ્યું છે. હવે આપણે મુખ્ય કસોટીનો સવાલ એજ કરવાનો છે કે, એ જુદા જુદા પ્રકારો યોગ્ય અને બંધબેસતા છે કે કેમ ? જે વિરોધ વિનાની આખી સંસ્થાવિશે કેવળ શબ્દોમાં વિવેચન કરવું ઘણું સહેલું છે તેને પૂર્ણ કરવા શું તેઓ એકઠા મળી કામ કરશે ? ઉપપત્તિ તેમજ વ્યાવહારિક દષ્ટિએ શું તેઓ પોતેજ ખરેખર વિરોધ વિનાના છે ? દાખલા તરીકે, શું વ્યક્તિના વિકાસ માટેના અવકાશ સમાનતાના વિચાર સાથે અનુકૂળ આવે છે ? શું પ્રજાકીય સામ્રાજ્ય ના મૂળ ઉપર છૂટાપણાનો આધાર રાખવાનું શકય છે, અથવા શું તે મારફત જન સંઘના જુલમ માટે રસ્તો ખુલ્લો થાય છે ? શું રાષ્ટ્રની ભાવના સુલેહ શાંતિના આદર્શ સાથે એક સંપીથી રહેશે ? શું સ્વતંત્રતા પ્રત્યેનો પ્રેમ સામાન્ય ઇચ્છાશક્તિને સંપૂર્ણ રીતે ફળીભૂત કરવાના કામ સાથે બંધ બેસતો આવે છે ? આ આદર્શો ઉપપત્તિની દષ્ટિએ એક બીજા સાથે મળતા આવતા ગણી શકાય, તો શું તેઓ વ્યવહારમાં એક બીજા સાથે અથડાય નહિ ? સાબિત થઇ શકે એવા ચોખ્ખા પ્રસંગો શું ઇતિહાસમાંથી નથી મળી આવતા કે જેમાં એક દિશામાં થતા વિકાસને પરિણામે બીજી દિશામાં પાછા હઠવું પડયું હોય ? જો એમ હોય તો નફાટોટાનું સરવૈયું કેવી રીતે કહાડવું ? રાજદ્વારી બાબતોની પ્રગતિમાંથી શું આપણને અનિષ્ટ પરિણામો પસંદ કરવા માટેની જોગવાઈ સિવાય બીજું કંઇ પ્રાપ્ત થતું નથી ? અથવા શું આપણે ભરોસો રાખી શકીએ કે હાલ તરત ઉપસ્થિત થતા ઘણા અગત્યના સવાલોનું નિવારણ કરવામાં એની પછી આવતા અંતરાયો સાથે વધારે સારી રીતે આપણે આખરે બાથ ભીડી શકીશું ?

જગ્યાની જોગવાઇ પ્રમાણે આપણે આ સવાલો તપાસીશું, અને પ્રથમ આપણે સ્વતંત્રતા અને સામાન્ય ઇચ્છાશક્તિનો સવાલ હાથમાં લઇશું,

કારણ, તે ઉપર દરેક બાબત અવલંબી રહે છે. અત્યાર પહેલાં આ વિષય ઉપર જોઇએ તેટલું બોલાયલું હોવાથી આપણે ચર્ચા ટુંકી કરી શકીશું. આપણે જોયું છે કે સામાજિક સ્વતંત્રતા પ્રતિબંધ ઉપર આધાર રાખે છે. બીજાઓને તેને હેરાન કરતા અથવા તેની આડે આવતા અટકાવવામાં આવે છે, તેટલી હદ સુધીજ પોતાનું જીવન નિયમન કરવા માણસ છૂટો રહી શકે છે. આટલે સુધી વ્યક્તિસ્વાતંત્ર્યવાદના દઢમાં દઢ સિદ્ધાંતથી ખરી રીતે જુદા પડાતું નથી. આપણે એક તરફ કરાર કરવાના છૂટાપણાને, અને બીજી તરફ સંઘની પ્રવૃત્તિને આ સિદ્ધાંત કયાં સુધી લાગુ પાડી શકાય છે. તેની તુલના આગળ કરી ગયા છીએ, અને તે ઉપરથી આપણને એમ માનવાને કારણ મળેલું છે કે એ બેમાંથી ગમે તે પ્રસંગમાં નામના છૂટાપણાને એટલે કાયદા અનુસાર મુકાતા પ્રતિબંધના અભાવની અસર હેઠળ ખરૂં છૂટાપણું નબળું પડી જશે, એટલે તે સશક્ત પક્ષને વધારે અશક્ત પક્ષ ઉપર જબરજસ્તી ચલાવવા દેશે. વળી આપણે એ પણ જોયું છે કે સંઘની અસર બેધારી નીવડે એટલે એક બાજુએથી તે છૂટાપણા ઉપર પ્રતિબંધ મુકે અને બીજી બાજુએથી તેને વિસ્તારે. આ સઘળી બાબતોમાં આપણે આગ્રહ માત્ર એટલોજ છે કે શાબ્દિક કારણો કરતાં સાચા કારણ અનુસાર આપણે આપણું વર્તન રાખવું જોઇએ. દરેક પ્રસંગમાં આપણે તપાસ કરવી જોઇએ કે કેવી નીતિ સ્વીકારવાથી કાર્યસાધક છૂટાપણું મળશે અને દરેક દાખલામાં છૂટાપણું અને સમાનતા વચ્ચે ગાઢો સંબંધ રહેલો આપણે જોયો છે. એમ છતાં આ દાખલાઓમાં એક માણસના બીજા માણસ સાથેના અથવા માણસોના એક મંડળના તેના બીજા મંડળ સાથેના સંબંધમાં ચર્ચા કરતા હતા, અને તેમની વચ્ચે મધ્યસ્થ તરીકે કામ કરવા આપણે સમાજને ગણતા હતા. એનું કામ ન્યાય અપાય છે કે નહિ ? તે જોવાનું અને જોરજુલમ વાપરવાની સત્તાનો ઉપયોગ થતો અટકાવવાનું હતું. એ ઉપરથી સામાજિક અંકુશમાં હમણાના કામમાં થએલા વિકાશનો ઘણો મોટો ભાગ વધારે કાર્યસાધક સ્વતંત્રતા મેળવવાની ઇચ્છાથી થયો હતો, એમ આપણે ગણી શકતા હતા. પણ જ્યારે વ્યક્તિની ઇચ્છા આખા સમાજની ઇચ્છાની સાથે

અથડામણમાં આવતી આપણે જોઇએ છીએ, ત્યારે હકીકત્ત એટલી ખુલ્લી જણાતી નથી. એવી અથડામણ જ્યારે થાય છે ત્યારે બેમાંની એક વસ્તુ અને તે માટે આપણે તૈયાર રહેવું જોઇએ એમ લાગશે. એક તો ખુલ્લી રીતે છૂટાપણાના હિતમાં નહિ, પણ તેની દરકાર કર્યા વિના સમાજને યોગ્ય લાગે તેવા બીજા હેતુઓની વૃદ્ધિ માટે જોરજુલમ વાપરવાનું કાયદા પૂર્વક હોવાનું આપણે કબુલ કરવું જોઇએ, અથવા સામાન્ય ઇચ્છાશક્તિના વિકાસને રોકે, અને કદાચ જનસમૂહની એકત્ર પ્રગતિમાં ભારે આડ થઇ પડે તેવા પ્રતિબંધો આપણે સ્વીકારવા જોઇએ. આવી અથડામણ થતી અટકાવવા કંઇ પણ સાધન છે ? શું આપણે દરેક પ્રસંગમાં હિત અહિતનું સરવૈયું કહાડી આ પ્રશ્નનું નિરાકરણ થવા દેવું, કે જનસમૂહના એકત્ર તથા વ્યક્તિના ખાનગી કર્તવ્યની ખરી હદ નક્કી કરવામાં આપણને મદદ કરે એવાં કંઇ સામાન્ય કારણો છે ?

આપણે પ્રથમ જણાવવું જોઇએ કે, લાંબા કાળ ઉપર મિલે દર્શાવ્યું હતું તેમ, જનસમૂહની એકત્ર પ્રવૃત્તિનાં ઘણાં રૂપો એવાં છે કે તેમાં જોરજુલમ આવી શકતો નથી. કોઇને પણ ઉપયોગમાં લેવાની ફરજ પાડયા વિના રાજ્ય પોતાને યોગ્ય લાગે તેવા ચોક્કસ ઉદ્દેશ માટે જોગવાઈ કરે, દાખલા તરીકે તે ઇસ્પિટાલો નીભાવે એમ છતાં કોઇપણ પોતાના દાકતરો અને દાઇઓનો ખરચ કરી શકે તો તેમને રોકવા તેને છૂટ છે. તે એક મોટી કેળવનીની સંસ્થા નીભાવે અને તેમ તે કરે છે, છતાં તે દરેકને ખાનગી શાળા નીભાવવા, અથવા તેમાં કેળવણી લેવા છૂટ આપે છે. તે બાગો અને ચિત્રના સંગ્રહ નીભાવે છે, પણ તેમાં જવા સારૂ તે કોઇને ફરજ પાડતું નથી, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા તરફથી ટ્રામની જોગવાઇ કરવામાં આવે છે. છતાં તેજ રસ્તે ભાડાની મોટરબસ વગેરે ફેરવતાં ખાનગી લોકોને અટકાવાતા નથી. એ ખરૂં છે કે આ ઉદ્દેશોની નીભાવણી માટે ફરજીયાત લાગા અને કરો ઉઘરાવવામાં આવે છે, પણ ફરજીયાતના આવા રૂપમાંથી સંખ્યાબંધ પ્રશ્નો ઉભા થાય છે. તેની આપણે બીજા સંબંધમાં ચર્ચા કરવી પડશે. અહીં તેની સાથે આપણને સંબંધ નથી. હાલ તરત

આપણે રાજ્યની જે પ્રવૃત્તિઓ સઘળા નાગરિકોને અથવા જેઓને તે લાગુ પડતી હોય તેઓને તે પ્રમાણે પોતાનું વર્તન રાખવા ફરજ પાડે છે. અને તેનાથી કંઇ પણ ભિન્ન વર્તન ચલાવવા દેતી નથી તેવીજ પ્રવૃત્તિઓ વિશે વિવેચન કરવાનું છે. આ જાતનો જોરજુલમ વધતો જતો લાગે છે. મુખ્યત્વે કરીને શું એના વધારાથી સ્વતંત્રતા ઉપર દબાણ થાય છે, અથવા જનસમૂહના એકત્ર અંકુશવડે જે અગત્યનાં તત્વો સુરક્ષિત રીતે મેળવવામાં આવે છે તે વ્યક્તિની મુનસફી મારફત મેળવવામાં આવેલાં તત્વોથી ભિન્ન છે કે જેથી યોગ્ય હદમાં દરેકનો સાથે સાથે વિકાશ થાય.

પોતાના સંબંધની અને બીજાઓના સંબંધની પ્રવૃત્તિઓ વચ્ચે મિલે પાડેલા તફાવતો કામમાં લઇ આ સવાલનું નિરાકરણ કરવા આપણે આગળ ના પાડેલી છે; એનું પ્રથમ કારણ તો એ છે, કે કોઇ પ્રવૃત્તિઓ એવી નથી કે જેની અસર સીધી અથવા આડકતરી રીતે બીજાઓને લાગ્યા વિના રહે નહિ, અને બીજું એ કે જો એવી પ્રવૃતિઓ હોય તોપણ બીજાઓ તે માટે ઇંતેજારીથી તપાસ રાખતા અટકે એમ બને નહિ. સામાન્ય ભલામાં સમાજના દરેક અંગભૂતના ભલાનો સમાવેશ થાય છે, અને કોઇપણ માણુસ પોતાને હાથે પોતાને જે નુકશાન કરે છે તેની જે અંતિમ અસર બીજાઓ ઉપર થાય તે ગણતીમાં ન લેવા છતાં એ નુકશાનની બાબતથી આખા જનસમાજને ચિંતા ઉપજે છે. જો કોઇ માણુસ ઉપર તેના ભલાને માટે આપણે જોરજુલમ કરવાથી પરહેજ રહીએ તો તેનું કારણ એ નથી. કે તેના ભલા માટે આપણે બેદરકાર છીએ પણ એ કે એવા જોરજુલમથી તે આગળ વધતું નથી. મુશ્કેલી માત્ર ભલું કેવા પ્રકારનું છે તે ઉપર આધાર રાખે છે. એ ભલું વ્યક્તિના સંબંધમાં બહારના પ્રતિબંધોથી નહિ પરંતુ બુદ્ધિપૂર્વક ચલાવાતા આત્મનિગ્રહથી અટકાવમાં રહેતી અને નિયમન થતી લાગણીના આપોઆપ થતા સ્ફુરણ ઉપર આધાર રાખે છે. જોર જુલમથી ચારિત્ર્ય ઘડવા યત્ન કરવો, એ ઘડતાંજ તેનો નાશ કરવા બરાબર છે. વ્યક્તિતા બહારનાં કારણોથી ઘડાતી નથી, પણ તે અંદરથીજ વૃદ્ધિ પામે છે, અને બહારની વ્યવસ્થાનું કામ તેને

ઉત્પન્ન કરવા કરતાં તેની વૃદ્ધિ માટે સૌથી અનુકૂળ પરિસ્થિતિની જોગવાઇ કરવાનું છે. દાખલા તરીકે, પાર્લામેન્ટના કાયદા મારફત માણસોને ભલાં બનાવવાનું શકય છે કે નહિ, એ સામાન્ય સવાલનો જવાબ એજ છે, કે નીતિ, જોરજુલમથી આવી શકતી નથી, કેમકે નીતિ એ સ્વતંત્ર વિચારના અને અંકુશ રહિત પુરૂષની પ્રવૃત્તિ તથા ચારિત્ર્ય છે, પણ નીતિની વૃદ્ધિ થાય એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવાનું બની શકે છે, અને એ પરિસ્થિતિમાં બીજાઓના જોરજુલમથી મુક્ત હોવું, એ કોઇપણ રીતે ઓછું અગત્યનું નથી.

આ ઉપરથી એટલું સૂચન થાય છે કે જોરજુલમ બેદરકારીથી નહિ પણ પોતાનો હેતુ બર લાવવાની તેની અશક્તિથી પરિમિત રહે છે. પોતાનાં અંગભૂતોનાં ચારિત્ર્ય તરફ સમાજ કેવી રીતે બેદરકાર રહી શકે? પ્રકૃતિ અને સ્વભાવ જોરજુલમથી ઘડાતાં નથી, તેમ ઉલટી રીતે જોર જુલમથી તે પોતાની સત્તા જમાવી શકતાં નથી. તેને સમાજના સંબંધમાં પોતાનું જોર અજમાવવું પડે. સઘળા એકવિચારના માણસોની સામાન્ય મતલબ પાર પાડવા તથા તેમનું સામાન્ય જીવન નીભાવવા તે એકાદ મંડળ, અથવા દાખલા તરીકે ધાર્મિક સંઘ ઉભો કરે. પણ મંડળ સર્વ રીતે સ્વતંત્ર હોવું જોઇએ, કારણ આધ્યાત્મિક રીતે જોતાં દરેક વસ્તુ જે કંઈ કરવામાં આવે તે ઉપર નહિ પણ જે ઇચ્છાથી તે કરવામાં આવે તે ઉપર આધાર રાખે છે. આ પ્રમાણે જોરજુલમની ઉપયોગિતાની હદ સામાજિક હેતુ ઉપરના પ્રતિબંધમાં નહિ, પણ વ્યક્તિના જીવનની પરિસ્થિતિમાં આવી રહે છે. કોઈપણ જાતના બળાત્કાર મારફત વિકાસ થઇ શકતો નથી. લાગણીની એકતા, અર્થગ્રહણ કરવાની એક સરખી સમજશક્તિ, અને ઇચ્છાશક્તિના અનુમોદન ઉપર સામાજિક ઉપયોગિતાના જે તત્વો આધાર રાખતાં હોય તે સ્વતંત્રતા મારફત પ્રાપ્ત થએલાં હોવાં જોઇએ. આ ઉપરથી જણાશે કે સ્વતંત્રતાનું ક્ષેત્ર અને વ્યાપાર સામાજિક ઐકયમાં રહે છે.

ત્યારે જોરજુલમનું ક્ષેત્ર કયાં હોય છે, અને તેની ઉપયોગિતા શું છે? જવાબ એ છે કે, જે બાબતમાં બહારનું મળતાપણું ઉપયોગનું હોય, તે

બાબતમાંજ જોરજુલમ ઉપયોગનો થાય છે. અને એ સ્થિતિ જે દાખલામાં એકના મળતા ન આવવાથી બીજાઓનો હેતુ ભાંગી પડે છે, તેમાં થાય છે. આપણે આગળ જણાવી ગયા છીએ કે ખુદ સ્વતંત્રતા ફક્ત પ્રતિબંધ ઉપર આધાર રાખે છે. જેમકે એક ધર્મના લોકોને બીજા ધર્મના લોકોની સ્વારી ઉપર પથરા ફેંકતા અને તેમની તરફ ઉદ્ધતાઇથી વર્તતા અટકાવવામાં ન આવે ત્યાં સુધી તેઓ પોતાની સ્વારી મહોલ્લામાં થઇ છુટથી ફેરવી શકતા નથી. અન્ય ધર્મના લોકો ફોજદારી ન્યાયાધીશીમાં ધર્મની જે ખરી ભાવના શીખવાના નથી તે ભાવના તેમને શીખવવા કાજે નહિ, પણ બીજા પક્ષને હેરાનગતી ભોગવ્યા વિના ભક્તિ કરવાનો હક્ક નીભાવવા સારૂ તેમને ગરબડ મચાવતા આપણે અટકાવીએ છીએ. દબાણથી અમલમાં મુકવામાં આવેલા પ્રતિબંધને લઇને જે કંઇ છૂટથી કરી શકાય છે તેમાંજ એ પ્રતિબંધની ઉપયોગિતા આવી જાય છે. પણ આપણે એક માણસને બીજાના કામમાં અટકાવ નાંખતાંજ ફક્ત રોકીએ નહિ–અને જેટલી હદ સુધી આપણે આમ કરીએ તેટલી હદ સુધી આપણે છૂટાપણાનો ટકાવ કરીએ છીએ–પણ સામાન્ય જનસમૂહની ઇચ્છાશક્તિની આડે આવતાં પણ તેને રોકીએ; અને જ્યારે જ્યારે સામાન્ય જનસમૂહની ઇચ્છા જે હેતુ પાર પાડવાની હોય તે માટે સરખાપણું આવશ્યક જણાય ત્યારે ત્યારે આપણે આ પ્રમાણે કરવું પડે છે. આપણે ધારીએ કે કોઇ ધંધામાં પડેલા શેઠીઆઓનો મોટો ભાગ પોતાના કારીગરોની તંદુરસ્તી અથવા સહીસલામતી માટે કેટલાક સાવચેતીના ઉપાયો લેવાને, કામ કરવાના કલાક ઘટાડવાને અથવા મજુરીનો દર વધારવાને ખુશી હોય, એમ છતાં જ્યાં સુધી તેમાંનો નાનો ભાગ અથવા તેઓમાંનો એક પણ શેઠીઓ વિરૂદ્ધ પડે, ત્યાં સુધી એમ કરવાને તેઓ અશક્ત છે. જો એ લોકો રાજીખુશીથી વધારે ખરચ કરવા તૈયાર થાય તો જે શેઠીઓ એવા ખરચમાંથી મુક્ત હોય તે તેમને ધંધાની હરીફાઇમાં દબાવી દેશે. આવા દાખલામાં નાના ભાગની ઇચ્છાશક્તિ કદાચ એકજ માણસની ઇચ્છાશક્તિ, બાકીનાઓની ઇચ્છાશક્તિને હંફાવે છે. એ ઇચ્છાશક્તિ આડકતરી રીતે પણ

જાણે તે તેમના ઉપર સત્તા ચલાવનાર હોય એવી રીતે તદ્દન કાર્યસાધક રીતે તેમને દબાવે છે. જો તેઓ એકઠા મળી તેને દબાવી શકે તો તેમાં સ્વતંત્રતાના કોઇપણ સિદ્ધાંતનો ભંગ થતો નથી. એમાં માત્ર એક પ્રકારનાં દબાણ સામે બીજા પ્રકારનું દબાણ મુકવામાં આવે છે, એ બે વચ્ચે કદાચ પ્રકાર અને રીતમાં ફેર રહે છે, પણ સિદ્ધાંત અથવા ભાવનાને લઇને કંઇ ફેર રહેતો નથી. વળી, જો આખો સમાજ એક પક્ષ કરતાં બીજા પક્ષ તરફ વિશેષ દિલસોજી ધરાવતો હોય, તો તે વાજબી રીતે કાયદો અમલમાં આણી શકે. સમાજનો હેતુ હઠીલાઇથી ના પાડતી વ્યક્તિઓ માટે નૈતિક કેળવણીનાં સાધન પુરાં પાડવાનો નથી. તેનો હેતુ એટલોજ છે કે તેના અંગભૂતોના ભલા માટે જે ચોક્કસ પરિસ્થિતિ તે આવશ્યક ધારતો હોય અને જે ફક્ત દબાણથી અમલમાં મુકાએલા સરખાપણા વડેજ મેળવી શકાય, તેની જોગવાઇ કરવી.

ત્યારે આ ઉપરથી એમ માલમ પડે છે કે ખરો તફાવત પોતાને લગતી અને બીજાઓને લગતી પ્રવૃત્તિ વચ્ચે નથી, પણ જોરજુલમવાળી અને જોરજુલમ વિનાની પ્રવૃત્તિઓ વચ્ચે છે. રાજ્ય તરફથી થતા જોરજુલમનું કામ વ્યક્તિ તરફના જોરજુલમ અને અલબત રાજ્યની હદમાં વ્યક્તિઓના કોઇ પણ મંડળ તરફથી થતા જોરજુલમને બાજુએ મુકવાનું છે. આ સાધન મારફત તે પોતપોતાના વિચારની આપલે કરવાનું છૂટાપણું, જાનમાલની સહીસલામતી, કરાર કરવામાં જોઇતું ખરૂં છૂટાપણું, જાહેર સભાઓ ભરવાના તથા મંડળો બાંધવાના હક્ક અને છેલ્લે છૂટા છવાયા અંગભૂતો તરફની વિરૂદ્ધતાથી હાર પામ્યા વિના સામાન્ય હેતુઓ પાર પાડવા માટેની પોતાની સત્તા ટકાવી રાખે છે. નિઃસંશય તે વ્યક્તિઓ અને મંડળો બન્નેને સત્તા તેમજ હક્કો બક્ષે છે. પણ એકસરખા ન્યાયને લઇને તેણે આ સત્તા ઉપર દેખરેખ રાખવી જોઇએ છે. જેવી રીતે સ્વતંત્રતાના ક્ષેત્રમાં, આધ્યાત્મિક વૃદ્ધિના ક્ષેત્રમાં જોરજુલમ નિષ્ફળ જાય છે તેમ જ્યાં જ્યાં દેખરેખ રાખવામાં-મુકવામાં આવતા પ્રતિબંધને અભાવે માણસો સીધી અથવા આડકતરી રીતે એક બીજા ઉપર દાબ મુકી શકે

છે, ત્યાં ત્યાં બહારની વ્યવસ્થામાં સ્વતંત્રતા નિષ્ફળ જાય છે. આ કારણને લઇને માલમ પડશે કે સ્વતંત્રતા અને જોરજુલમ વચ્ચે કંઇપણ અંદરખાનેની તથા આવશ્યક અથડામણ થતી નથી, પણ મૂળમાં એક બીજાની અરસપરસ જરૂર જણાય છે. જનસમૂહની એકત્ર પ્રવૃત્તિ અને એક સરખી અમલ બજાવણી ઉપર પરિસ્થિતિ આધાર રાખે, તેટલે દરજ્જે આંતર વૃદ્ધિ તથા સુખ માટે સૌથી અનુકૂળ બહારની પરિસ્થિતિની જોગવાઇ કરવી, એ જોરજુલમ વાપરવાનો હેતુ છે. સ્વતંત્રતાનું ક્ષેત્ર તેજ વૃદ્ધિનું ક્ષેત્ર છે. સ્વતંત્રતા અને અંકુશ વચ્ચે કોઇપણ પ્રકારનો ખરો વિરોધ નથી, કારણ દરેક જાતની સ્વતંત્રતા તેને મળતા આવતા અંકુશ ઉપર આધાર રાખે છે. ખરો વિરોધ તો જે અંકુશ વ્યક્તિનું જીવન તથા આધ્યાત્મિક વ્યવસ્થાને રોકી અટકાવમાં રાખે છે, તેની અને જે અંકુશ એ જીવન તથા વ્યવસ્થાના છૂટા અને અડચણ વિનાના વિકાસ માટેની અનુકૂળ બહારની અને આવશ્યક પરિસ્થિતિની જોગવાઇ કરવા માટે મુકાય છે તેની વચ્ચે છે.

આમ ચોક્કસ હદ બાંધવાથી સઘળા સવાલોનું નિરાકરણ થઈ જશે, એમ કહેવાનો આશય નથી. 'આંતર' જીવન બહારની પ્રવૃત્તિ રૂપે પ્રકાશમાં આવવા મથન કરશે. એકાદ ધાર્મિક ફરમાન ધર્મચુસ્ત માણસને લશ્કરી નોકરીમાં નહિ જોડાવાની અથવા કોઇ કર આપવાની ના પાડવાની અથવા કોઇ મકાનની તપાસ ન કરવા દેવાની આજ્ઞા કરે, આ બહારનો બાબતો એવી છે કે જેમાં અંતઃકરણની માન્યતા અને રાજ્યની હકુમત વચ્ચે અથડામણ થાય છે, અને એ બે વચ્ચે તોડ કહાડી નિર્ણય આપે એવી વિવાદ ન્યાયાધીશી કયાં છે? કોઇ અમુક દાખલામાં માણસ જાતના સુખ ઉપર થતી અંતિમ અસર ઉપરથી વિચાર કરતાં ન્યાય અલબત એક બાજુએ, અથવા બીજી બાજુએ અથવા બન્નેની વચમાં રહે. પણ જ્યાં સુધી દરેક પક્ષ એમ માને કે પોતાનો વિચાર ખરો છે અને તે છોડી દેવા માટે તે કાંઇ કારણ જોતા નથી, તો બન્ને પક્ષને દોરવવા માટે કંઇ છે કે? શરૂઆતમાંજ જણાવવું ઉચિત છે કે રાજ્ય આવી અથડામણ થતી અટકાવવા માટે તેને બદલે શું થઇ

શકે તે યોગ્ય રીતે જણાવે છે. ટોલસ્ટોયના અનુયાયી માટે લશ્કરી નોકરી સિવાયની બીજી ફરજો ઘણી છે, અને જ્યાં સુધી તે જોખમદારીનો પોતા ઉપર પડતો કુલ ભાગ ઉપાડવા ખુશી હોય છે ત્યાં સુધી મુશ્કેલીનું સારી રીતે નિવારણુ થઇ શકે છે. વળી અધિક પક્ષની માત્ર સગવડને અલ્પ પક્ષની ધાર્મિક માન્યતા કરતાં કંઇ વિશેષ અગત્યતા આપી શકાય નહિ. ચોક્કસ જાહેર કામ શનિવારે કરવાનું સગવડભર્યું હોય, પણુ યાહુદીઓને તેમાં જોડાવા ફરજ પાડવા માટે માત્ર સગવડ કંઇ પૂર્ણ કારણુ થશે નહિ. ધાર્મિક અને નૈતિક માન્યતાની તુલના ધાર્મિક અને નૈતિક માન્યતા સાથેજ થઇ શકે. નૈતિક બાબતમાં સંખ્યાની કંઈ ગણુના થતી નથી, પણુ જનસમૂહના સામાન્ય ભલા માટેની આવશ્યકતાના સંબંધમાં પોતાની બુદ્ધિ અનુસાર શ્રેષ્ઠ રીતે જે માન્યતા વિચારપૂર્વક ઘડવામાં આવે તેજ લેખાય છે, વ્યક્તિના અંતઃકરણુની માન્યતાના જેટલાજ અને જેવાજ હક્કો સમાજના અંતઃકરણુની માન્યતાને પણુ હોય છે. જો આપણી ખાતરી થતી હોય કે માત્ર અધિકારનાં નિત્યકર્મને લઇને પણુ ન્યાય અને દયાશીલતાના હિતમાં ધાર્મિક મઠને લગતાં ધોબીખાના ઉપર દેખરેખ રાખવી જરૂરની છે, તો આપણે તે માટે આગ્રહ કરવોજ જોઇએ, વ્યક્તિના અંતઃકરણુની માન્યતા જેવી ને તેવી રહેવા દેવા સારૂ જે કંઇ કરી શકાય તે સઘળું કરવામાં આવે તો સામાન્ય ભલાં માટેની જનસમૂહની સામાન્ય માન્યતાને પોતાને માર્ગે જવા દેવી જોઇએ. આખરે બહારની વ્યવસ્થા સમાજને હસ્તક રહે છે, અને વાંધો ઉઠાવવાનો હક્ક વ્યક્તિનો રહે છે.

બીજી તરફ વ્યક્તિ ઉપર સમાજનો હમેશાં સ્વીકારવામાં આવે છે તે કરતાં વિશેષ હક્ક રહે છે. હાલની પરિસ્થિતિમાં રાજ્ય તેને માટે જે કંઇ કરે છે તે સ્વીકારી લેવાની અને તેની તરફથી મળતી જાત સલામતી તથા બોલવા લખવાની છૂટવડે ઉપલબ્ધ થતાં શ્રેષ્ઠપદનો તેનાં કામો ઉપર આક્ષેપ મુકવામાં તથા તેની સત્તાનો અસ્વીકાર કરવામાં ઉપયોગ કરવાની તેની વૃત્તિ વિશેષ થાય છે, તે પોતાને ફાવે તેમ સામાજિક વ્યવસ્થામાં અથવા તેની બહાર રહેવાનો હક્ક ધારણુ કરી લે છે. જે સામાન્ય કાયદો

એનું રક્ષણ કરે છે તેના ઉપર એ આધાર રાખે છે, અને પોતાના અંતઃકરણની માન્યતાને જુલમી લાગે તેવા કોઇ ખાસ કાયદામાંથી પોતાને મુક્ત માને છે. એની માફક દરેક જણ વર્તે તો સામાજિક વ્યવસ્થા અટકી પડે એ ભૂલી જાય છે. અથવા તે બાબત વિચાર કરવાની તસ્દી પણ લેતો નથી. જો દરેક માણસ જે કાયદો પોતે ખોટો માનતો હોય તેને કોઇ પણ પ્રતિબંધ વિના તાબે ન થવાનો પોતાનો હક્ક હોવાનો દાવો કરે તો તેવા માણસોનો સમાજ કેવી રીતે ટકી શકે તે ખુલ્લું જણાવવામાં તે ખચિત નિષ્ફળ જાય છે. ખરૂં જોતાં, વધારે કોમળ અંતઃકરણની માન્યતા સામાજિક જોખમદારીના અપૂર્ણ ભાન સાથે મળતી આવે, એ સંભવિત છે. પણ એ મળતાપણું અજાુગતું છે અને આપણે યોગ્ય રીતે કહી શકીએ કે જો અંતઃકરણની માન્યતાને બને તેટલો આદર આપવા રાજ્યની ફરજ હોય, તો તેવા અંતઃકરણના માલિકની તેટલી અને તેવીજ ફરજ રાજ્ય પ્રત્યે હોવી જોઇએ. આવી અરસપરસની છૂટછાટ મુકતાં અને સામાજિક ભાવનાનો વિકાસ થતાં કાયદા અને અંતઃકરણની માન્યતા વચ્ચેના ઝગડા ઘણી સાંકડી હદમાં લાવી શકાય છે. છતાં સામાજિક ઐક્યતા ઉત્પન્ન કરવા માટે મૂળ પરિસ્થિતિ કેવી જોઇએ તે બાબત માણસો સામાન્ય રીતે એક મત ન થાય ત્યાં સુધી એ બન્ને વચ્ચે કેવી રીતે સંપૂર્ણ સામ્ય થાય તે એક સવાલજ રહેશે.

એથી ઉલટું એમ પૂછી શકાય કે વ્યક્તિનો છૂટથી વિકાસ થાય માટે આગ્રહ કરવામાં આપણે સમાજની તેના અંગભૂતો પ્રત્યેની ફરજ ઘણી ઓછી દર્શાવી નથી. આપણે સઘળા સ્વીકારીએ છીએ કે આખો સમાજ છોકરાંઓની સંભાળ લેવા માટે એકત્ર જોખમદાર છે. શું પુખ્ત ઉમરે પહોંચેલા લોકો એવા નથી કે છોકરાંની માફક તેમની પણ સંભાળ લેવાની જરૂર હોય? મૂર્ખ, દુર્બળ, નબળા મનના અથવા દારૂ પીનારનું શું? આ વર્ગના લોકો માટે બુદ્ધિપૂર્વક આત્મનિશ્ચય કરવાના હક્કનો અર્થ શું થાય? તેઓ ખરાબ સોબતના ચેપથી બીજાઓને નુકશાન કરે, તે સિવાય તેઓ પોતાને પણ નુકશાન કરે છે. માત્ર તેઓનું ભલું કરવાની દૃષ્ટિએ

અને બીજા કોઇ પણ વિચાર બાજુએ રાખીશું આપણી તેમની તરફ કંઇ ફરજ નથી ? તેમનાજ ભલા ખાતર અને દરેક અંતિમ વિચાર બાજુએ રાખી નબળા મનના લોકોને આપણી સંભાળ હેઠળ લેવાનો અને દારૂ પીનારાને દારૂ પીતા અટકાવવાનો શું આપણો હક્ક નથી ? અને જો એમ હોય તો વાજબી રીતે જોરજુલમ થઇ શકે. એ વિશે આખા ક્ષેત્રનો વિસ્તાર આપણે વધારવો ન જોઇએ, અને શું આપણે એ સ્વીકારવું ન જોઇએ કે કોઇ પણ માણસને તેના ભલાની ખાતર અને બીજા કોઇ અંતિમ હેતુ વિના જે આપણે વાજબી ધારીએ તે કરવા અને જે આપણે ગેરવાજબી ધારીએ તે કરવાથી દૂર રાખવા ફરજ પાડવામાં હરકત નથી !

જવાબ એ છે કે, આ સિદ્ધાંત સર્વને એક સરખી રીતે લાગુ પાડવાની દલીલ કરવામાં આવે છે ત્યાંજ તે દલીલ નબળી પડે છે. આપણને ગાંડા ઉપર તેમના સારા માટે તેમજ સામાજિક કારણોને લઇને દાબ મૂકવાની ફરજ પડે છે. પણ જો બીજું કંઇ પણ કારણ ન હોય તો તેમનું સારૂં કરવાની મતલબ એજ સર્વ રીતે પુરતું કારણ થાય. તેમને કમનસીબે સ્વતંત્રતાનો જે અર્થ આપણે કરીએ છીએ તે સ્વતંત્રતા તેમના સંબંધમાં લાગુ પડતી નથી, કેમકે તેઓ બુદ્ધિપૂર્વક પોતા માટે સારૂં શું છે ? તે નક્કી કરવા અશકત હોય છે, અને તેથી જે પ્રકારની વૃદ્ધિ માટે છૂટાપણું ઉપયોગી થઇ પડે છે તેવી વૃદ્ધિ માટે પણ તેઓ અશકત હોય છે. એજ સ્થિતિ નબળા મનના લોકોના સંબંધમાં પણ લાગુ પડે છે, અને જો તેઓ તરફ એજ રીતે વર્તવામાં આવતું નથી, તો તેનું કારણ માત્ર એજ છે કે, એક વર્ગ તરીકે તેમને સરખામણીમાં ઘણા અર્વાચીન વખતે સ્વીકારવામાં આવ્યા છે. દારૂ પીનારે પોતાની પ્રેરણા બુદ્ધિને અંકુશમાં ન રહે એટલે દરજ્જે વધવા દેવાથી તે તેનો ભોગ થઇ પડે છે, એટલે સુધી તેના સંબંધમાં પણ કેટલેક અંશે આ હકીકત લાગુ પડે છે. અને તેને દેખરેખ રાખવા લાયક ગણવો કે નહિ ? એ સવાલનું નિરાકરણ દરેક પ્રસંગમાં તેનામાં આત્મનિગ્રહની જે શક્તિ રહી હોય તેમાં એવી રીતે દેખરેખ રાખવા મુકવામાં આવતા પ્રતિબંધને લીધે બગાડો થાય કે સુધારો

તે ઉપર આધાર રાખે છે. આ સઘળી દલીલમાં સ્વતંત્રતાનાં આવશ્યક તત્વને એટલે આત્મનિગ્રહની શક્તિ જીવંત હોય તેની ઉપયોગિતાને અડચણ રૂપ થાય એવું કંઇ નથી, એટલુંજ સાબિત થયું છે કે જ્યાં એ શક્તિ જીવંત હોતી નથી ત્યાં માણસોને દુઃખમાંથી બચાવવા યોગ્ય છે, અને થઇ શકે એમ હોય તો તેમને એવી સ્થિતિમાં રાખવા ગોઠવણ કરવી કે તેમાં પ્રેરણા બુદ્ધિનું સાધારણ સમતોલપણું પુનઃસ્થાપી શકવાનો ઘણો સંભવ રહેતો હોય. વિશેષમાં એટલું જણાવવા હરકત નથી કે દારૂ પીનારની બાબતમાં લાલચમાં ફસાવવાનાં સાધન દૂર કરવાની, અને માણસની નબળાઇ દુઃખ, અને કુકર્મોમાંથી નફો મેળવવાના દરેક પ્રયત્નને સૌથી વિશેષ અંશે સમાજના હિતની વિરૂદ્ધનાં ગણવાની વધારે પ્રત્યક્ષ અને પ્રાથમિક ફરજ છે. મારા ધારવા પ્રમાણે કચડી નાંખે, એવી પ્રેરણાબુદ્ધિ ઇચ્છાશક્તિને દબાવી શકતી હોય તેવા સઘળા પ્રસંગોમાં આ દલીલ લાગુ પડે છે. આવા પ્રસંગ અને એક સરખા નહિ હોય એવા પક્ષો વચ્ચે કંઈ ઘણો તફાવત નથી. લાલચ આપનાર શાંત રીતે પોતાનો નફો કર્યા જાય છે, અને દુઃખ ભોગવનારના શરીરમાં સેતાનીયત ભરેલી વાસના ઘર કરતી જાય છે. આ બાબતમાં એવા પ્રકારનું દબાણ ચાલે છે કે જેને સ્વતંત્રતાની ખરી ભાવના પોતાના દુશ્મન તરીકે ગણ્યા વિના રહે નહિ, અને એમાં બીજાને એવા પ્રકારનું દુઃખ ઉત્પન્ન થાય છે કે તે પ્રેરણાબુદ્ધિનાં તેના ઉપર થતાં દબાણને લીધે કબુલ કરવાને તૈયાર થતો હોવાથી તે ઓછું વાસ્તવિક હોય.

તાત્પર્ય એ નીકળે છે કે સ્વતંત્રતાના મંતવ્યમાં એવું કંઇ નથી કે જે સામાન્ય ઇચ્છાશક્તિ ખરેખર કાર્યસાધક હોય તેવા ક્ષેત્રમાં એ ઇચ્છાશક્તિના અમલની આડે આવી શકે, તેમ સામાન્ય ઇચ્છાશક્તિના હેતુ તથા રીતની વાસ્તવિક ભાવનામાં એવું કંઇ નથી કે તે મારફત જે કાર્યો કરવાથી સ્વતંત્રતાની કિમત વિશેષ અંકાતી હોય તેવાં સામાજિક અને વ્યક્તિના સંબંધનાં કાર્યો બજાલાવવામાં સ્વતંત્રતા ઉપર કાપ મુકાય. સ્વતંત્રતા અને દબાણ મારફત કરવાનાં કામો એક બીજાની પૂરવણી જેવાં

હોય છે, અને સ્વરાજ્ય ભોગવતું રાજ્ય આત્મનિગ્રહી વ્યક્તિની પેદાયશ તેમજ વસ્તુસ્થિતિ હોય છે.

આ પ્રમાણે એક બાજુએ રાજ્ય તરફથી મુકાતા દબાણ સામેના સખત પ્રતિરોધની સાથે સાથે બીજી બાજુએ તેનો અંકુશ વધતો જાય છે એનું કારણ સમજવા કંઇ મુશ્કેલી નડતી નથી. એ પ્રતિબંધો વધારવા કે ઘટાડવાનો સવાલ નથી પણ તેની ફરી વ્યવસ્થા કરવાનો છે. જે સમય દરમ્યાન હુન્નર ઉદ્યોગ સંબંધી કાયદાઓ ઝપાટાબંધ ઘડાતા ગયા તેજ વખતે રાજ્યના કોઇ સત્તાધીકારી[1] તરફથી સાંપ્રદાયીક ધાર્મિક શિક્ષણ માટેની વ્યવસ્થા ઘડવાના પ્રયત્નને મળતા આવતા પ્રયત્ન વિરૂદ્ધ સખતમાં સખત વિરોધ ચાલ્યો હતો. બન્ને વચ્ચેનો તફાવત સંપૂર્ણ રીતે વાસ્તવિક છે. મૂળમાં સ્વતંત્રતાની તેજ ભાવનાથી અને ઇચ્છાશક્તિની તેજ ભાવનાથી હુન્નર ઉદ્યોગ નિયમિત કરવાના કામને તેમજ ધાર્મિક ભક્તિ તથા સાંપ્રદાયીક મંતવ્યોને રાજ્યના અંકુશ માટેની વ્યવસ્થાથી છૂટા પાડવાના કામને ઉત્તેજન મળ્યું હતું.

અત્યાર સુધી આપણે રાજ્ય, વ્યક્તિને શું કરવા ફરજ પાડે છે તેનો વિચાર કર્યા કર્યો છે. એ ઉપરથી જો આપણે રાજ્યે વ્યક્તિને માટે શું કરવાનું છે, એ સવાલ ઉપર ઉતરીએ તો એક જુદોજ પણ સરખોજ સવાલ ઉઠે છે. અને આપણે તેને મળતી આવતી વિચારની આપલેની નોંધ લેવી પડે છે. વ્યક્તિએ પોતા માટે જે કરવુ જોઇએ તે જો રાજ્ય તેને માટે કરે તો તેની અસર ચારિત્ર્ય પર થાય કોઇ પણ બાબતમાં આરંભ કરવાની શક્તિ તથા સાહસ ઉપર વળી કેવી અસર થાય? હવે અહીં સવાલ છુટાપણાનો નહિ પણ જોખમદારીનો છે અને તેને અંગે અંતઃકરણની લાગણી તપાસવી પડે છે. તેમજ તેને લગતાં વિચારમાં પણ માલમ પડી આવે એવો ફેરફાર થઈ ગયો

---

૧ કોઇ પણ સંપ્રદાયને ખાસ લગતા ન હોય એવા વિચારનાં શિક્ષણની પુષ્ટિ વિરૂદ્ધ જે વાંધો વારંવાર લેવામાં આવતો તે એ હતો કે એવું શિક્ષણ સાંપ્રદાયીક શિક્ષણનું માત્ર રૂપાંતર હતું અને તે રાજ્યની મદદ મેળવવા આગ્રહી હતું.

છે. જેમકે, નિર્ધનતાના સંબંધમાં જાત મહેનત પ્રથમ જરૂરની વસ્તુ છે એવો ઘણો જુનો વિચાર હતો. પોતાની તેમજ પોતાના કુટુંબ માટેની જરૂરીઆતી ચીજોની જોગવાઇ કરવી એ દરેક માણસનું કામ હતું. જો એમ કરવામાં એ ખરેખર તદ્દનજ નિષ્ફળ ગયો તો તેને કે તેનાં કુટુંબજનોને ભૂખે મરવા દેવાય નહિ, અને તેના સંબંધમાં કામ આવે એવું ગરીબ લોકોના સંબંધના કાયદા (Poor laws) નું સાધન હતું. પરંતુ ગરીબના દરેક ખરા મિત્રોનો હેતુ તેમને એવા કાયદાના સાધનમાંથી મુક્ત રાખવાનો હોવો જોઇએ. પુરેપુરી રોજી ન મળતી હોય તેવે પ્રસંગે મજુરોને મદદ કરવા સારૂ જાહેર ભંડોલમાંથી ફાવે તેમ છૂટથી નાણાં ઉપાડવાનું શું પરિણામ આવ્યું? તે સને ૧૮૩૪ પહેલાંના ચાળીશ વર્ષના અનુભવે આપણને શીખવ્યું હતું. પરિણામ માત્ર એજ આવ્યું હતું કે પડતી ખોટ પુરવા સારૂ માણસો જેટલા પ્રમાણમાં જાહેર મદદ ઉપર આધાર રાખી શકે તેટલા પ્રમાણમાં મજુરીનું ધોરણ નીચું ગયું હતું, અને નિર્ધન પણ સખત મજુરી કરનાર માણસનો બરોબરીઓ થઇ પડતો હોવાથી સ્વતંત્ર મજુરી કરવા માટેનાં નિમિત્ત પણ સાથે સાથે નબળાં પડી ગયાં હતાં. સાધારણ રીતે વ્યકિતના પ્રયત્નની જગ્યાએ બીજાઓની મદદ લેવા તજવીજ કરવામાં આવે તો પરિણામ એ આવે કે વ્યકિતની કોઇપણ બાબતમાં આરંભ કરવાની શકિત શિથિલ થઇ જાય અને આખરે ઔદ્યોગિક રોજીનો દર ઘટી જાય. દાખલા તરીકે, એમ ધારવામાં આવતું—અને આજ મુદ્દો ઘડપણમાં પેન્સન આપવાની સૂચના વિરૂદ્ધ આગળ ધરવામાં આવ્યો હતો—કે જે સઘળી વસ્તુ જરૂરીઆતો માટે માણસથી જોગવાઈ કરવાનું બની શકતું હોય તેમાંની એકાદ માટે જોગવાઈ કરવાનું કામ તેની પાસેથી ખસેડી લેવામાં આવે તો તે પ્રમાણમાં તે મજુરીના ઓછા દરથી સંતોષ પામશે. જો શેઠીઓ તેને અકસ્માત માટે બદલો આપે તોતે પોતાના હિસાબે અકસ્માત સમયે પોતાનો નિભાવ કરવા માટે બંદોબસ્ત કરવામાં નિષ્ફળ જશે, જો કર ભરનારાઓ એનાં છોકરાંઓનું ભરણપોષણ કરે તો તેમનો નિર્વાહ કરવા માટે તે કમાવાની દરકાર કરશે નહિ. આથી એક તરફથી એમ જણાવવામાં આવતું હતું કે મજુરીનો દર

રોજી મેળવનારની જરૂરીઆતોને બેસતો આવવા તરફ દેરાશે, જે પ્રમાણે એની જરૂરીઆતો બીજાં સાધનો મારફત પુરી પાડવામાં આવે તેમ તેની મજુરીનો દર ઘટશે, એ પ્રમાણે દેખીતી મદદ મોટે ભાગે સ્વપ્નવત્ માલમ પડશે, અને એમ થતાં આખરે, વ્યક્તિને મહેનત કરવા ઓછું ઉત્તેજન મળતાં મજુર વર્ગની શક્તિને ફાયદો થાય એવી ઉત્પન્ન કરવાની શક્તિ ઓછી થવા માંડશે, હુન્નર ઉદ્યોગ માટેનું પ્રોત્સાહન ઘટશે, અને આખી સમાજ વધારે ગરીબ થશે. બીજી તરફથી એમ માનવામાં આવતું કે, મજુર વર્ગોની સ્થિતિ ગમે તેવી દયાજનક હોય છતાં તેને સુધારવાનો ખરો માર્ગ વ્યક્તિનાં સાહસ ઉપર અને કદાચિત, કેટલાક તત્વજ્ઞોના વિચાર પ્રમાણે, રાજીખુશીથી એકત્ર થતા સંઘ અથવા મંડળો ઉપર આધાર રાખવાનો છે. આ સાધનો મારફત મજુર વર્ગની કાર્યસાધક શકિતમાં વધારો થશે, અને તેને મળતા નિયમિત દરમાં વધારો થશે. દઢતાથી બહારના કોઇ પણ જાતની મદદ તેને આપવાનું બંધ કરીને આપણે મજુર વર્ગોને પોતાના ઉપરજ આધાર રાખતાં શીખવવું જોઇએ. અને તેમને નિયમમાં આણવાની પદ્ધતિથી દુઃખ ઉપજતું હોય તોપણ ભવિષ્યને માટે સારી આશા રહે છે. ધીમે ધીમે તેઓ આર્થિક સ્વતંત્રતાની એવી સ્થિતિએ આવી પહોંચશે કે તેમાં રાજ્ય ઉપર આધાર રાખીને નહિ, પણ પોતાનાં મગજની શક્તિવડે તથા પોતાના હાથમાં રહેલાં બળવડે તેઓ જીંદગીનાં જોખમોની સામે થવા શક્તિવાન થશે.

આ વિચારો હવે પહેલાના જેટલા માન્ય થતા નથી. સર્વ બાજુએ આપણે રાજ્યને ગરીબ વર્ગોના નિભાવ માટેની ચાલુ ગોઠવણો કરતું જોઇએ છીએ, અને એ ગોઠવણો કોઇપણ રીતે એકલા નિર્ધન વર્ગો માટેજ નથી. આપણે તેમનાં બાળકોને કેળવણી આપતું, દાક્તરી તપાસ માટે જોગવાઈ કરતું, કર ભરનારાઓને ખરચે મહોલાઓને ખવડાવવા પરવાનગી આપતું, કંઇ પણ ખરચ વિના મજુરોને એક ખાતામાંથી બીજા ખાતામાં જવાની ગોઠવણ કરતી સંસ્થાઓ ( Labour Exchanges ) મારફત રોજી મેળવવામાં મદદ કરતું, રોજગારી બેહદ ઓછી કરવાની મતલબથી મજુરીના

દર નક્કી કરી તે વ્યવસ્થિત કરવા મહેનત કરતું, અને જેઓની આવક અઠવાડીએ તેર શિલિંગથી ઓછી હોય તે સઘળાઓને બદલામાં કાંઇપણ મહેનત કરાવ્યા વગર ઘડપણમાં પેન્શન મળે એવી ગોઠવણ કરતું જોઇએ છીએ. આપણે વાસ્તવિક રીતે સવાલ કરી શકીએ કે શું આ સઘળી બાબતોમાં રાજ્ય વિસ્તૃત અને ઉદાર પણ વગર વિચારના પરોપકારને માર્ગે આંધળું થઇ આગળ ધસ્યું જાય છે? આથી કોઈપણ બાબતમાં વ્યક્તિની આરંભ કરવાની શક્તિ તથા વ્યક્તિની અથવા માબાપની જોખમદારી ઉપર થતી અસર પ્રત્યે શું રાજ્ય બેદરકાર છે? અને શું તે તેમ રહી શકે? અથવા શું આપણે એમ ધારી શકીએ કે વધારે ડાહ્યા પુરૂષો તેઓ શું કરવા મથે છે તે વિશે સારી રીતે માહિતગાર છે, એ બાબત તેમણે સર્વ બાજુએથી તપાસી છે, અને રાજ્યની ફરજ તથા વ્યક્તિની જોખમદારીની વાસ્તવિક ભાવનાથી તેઓ દોરાય છે, ખરો પ્રશ્ન એજ છે કે ખરેખર આપણે પરોપકાર કે ન્યાય કરવા માંગીએ છીએ?

આપણે ઉપર જણાવી ગયા છીએ કે બુદ્ધિ અને ચારિત્ર્ય પોતાની મેળે ખીલે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરી ટકાવી રાખવી એ રાજ્યનું કર્તવ્ય છે. એજ પ્રમાણે આપણે હવે કહી શકીએ કે રાજ્યનું કર્તવ્ય એવી પરિસ્થિતિ ટકાવી રાખવાનું છે કે જેમાં તેના નાગરિકો સંપૂર્ણ સામાજિક કાર્યસિદ્ધિને માટે જે સઘળું જરૂરનું હોય તે પોતાના પ્રયત્નવડે મેળવી શકે. તેમને માટે ખાવાનું રહેઠાણ તથા કપડાં લત્તાં પુરાં પાડવાં એ કંઇ રાજ્યનું કામ નથી. રાજ્યે એટલી સંભાળ રાખવાની છે કે સાધારણ પંક્તિનો માણસ માનસિક શારીરિક કે ઇચ્છાશક્તિના સંબંધમાં ખોડ ખાંપણ વાળો ન હોય તો તે ઉપયોગી નીવડે એવી મહેનત મજુરી કરી પોતાનું અને પોતાનાં કુટુંબીજનોનું ભરણપોષણ કરી શકે અને મકાન તથા કપડાં લત્તાંની ગોઠવણ કરી શકે એવી આર્થિક સ્થિતિ હસ્તી ભોગવતી હોય. જાત અથવા મિલ્કત સંબંધી હકના જેવાજ 'કામ કરવાનો હક' તથા 'માણસનો નિભાવ થઇ શકે એટલી મજુરી' મેળવવાનો હક વાસ્તવિક અને સબળ છે, એટલે તે હકો યથાર્થ સામાજિક વ્યવસ્થાનો આવશ્યક

ભાગ છે. જો સમાજમાં એક પણ સાધારણ શક્તિનો સત્ય નિષ્ઠાવાળો માણસ ઉપયોગી નીવડે એવી મહેનત મજુરી કરી પોતાના ભરણપોષણનું સાધન ચોક્કસ રીતે મેળવી ન શકે તો એટલે દરજ્જે તે સમાજમાં ગેર-વ્યવસ્થા ચાલતી કહેવાય. સામાજિક વ્યવસ્થામાં કોઇ ઠેકાણે ખોડ હશે, અને આર્થિક વ્યવસ્થામાં કંઇક આડખીલી આવી હશે. છૂટો છવાયો કારીગર એ વ્યવસ્થાને સરળ બનાવી શકે નહિ. બજારને અંકુશ હેઠળ આણવા બાબત તેનો વિચાર ભાગ્યેજ કોઇ પુછશે. તે જે ઉદ્યોગમાં કામ કરતો હોય તેમાં જોઇએ તે કરતાં વધારે માલ તૈયાર કરવામાં આવે, અથવા કદાચ વર્ષોની ખંતથી જે ખાસ હથોટી એને હાથ આવી ગઇ હોય તે માલની બનાવટમાં કંઇક નવી અને સોંઘી રીત દાખલ થવાથી નકામી થઇ પડે તો તેમાં એની કંઇ ભૂલ હોતી નથી. તે ઉદ્યોગ ચલાવતો નથી કે નિયમિત કરતો નથી. તેમાં થતા ફેરફાર માટે તે જોખમદાર નથી છતાં તે માટે એને ભોગવવું પડે છે. આટલા કારણથીજ તે પરોપકાર માટે નહિ પણ ન્યાય માટે માંગણી કરે છે. એની માંગણી પુરી પાડવી અતિશય મુશ્કેલ થઇ પડે. તે પ્રમાણે અમલ કરતાં ઘણા મોટા પ્રમાણમાં આર્થિક વ્યવસ્થા પુનઃ રચવી પડે. એમાં સમાએલા ઔદ્યોગિક સવાલોનું રહસ્ય એટલું થોડું જણાએલું હોય કે કેટલીક બાબતો સુધારવા જતાં આપણે સહજમાં તેને વધારે ખરાબ કરી મુકીએ. આ સઘળા ઉપરથી ન્યાય માટેની આ ચોક્કસ માંગણી પુરી પાડવાનાં સાધન ખોળી કહાડવામાં કેટલી મુશ્કેલી નડે છે તે જણાય છે, પણ એથી એ ન્યાયની માંગણી તરીકે તેમાં કંઇ ફેરફાર થતો નથી. એકાદ હક્ક ટકાવી રાખવાનાં સાધન અપૂર્ણ જણાએલાં હોય છતાં પણ હક્ક તે હક્કજ રહે છે; અને આર્થિક ગેરવ્યવસ્થાને પરિણામે જે મજુરને રોજી ન મળતી હોય અથવા ઓછી મજુરી મળતી હોય તે દેશમાં એ સ્થિતિમાં જ્યાં સુધી રહે ત્યાં સુધી તે સમાજની પરોપકાર બુદ્ધિ ઉપર નહિ પણ ન્યાય ઉપર લાંછન રૂપે રહે છે.

રાજ્યની ફરજની અને મજુરના હક્કની આ ભાવના અમલમાં આવતી હોય તો તેમ કંઇક ભાગે સામાન્ય જોખમદારીની વધતી જતી ભાવ-

નાને લીધે અને કંઇક ભાગે અનુભવથી મળતા લાભને લીધે થતું હોય. અનિયંત્રિત વેપારના યુગના શરૂઆતના સમયમાં વાસ્તવિક રીતે એ આશા રાખી શકાય કે જાત મહેનતથી જોઇએ તેવી મુશ્કેલી ફેડી શકશે, અને સોંઘી ખાધખોરાકી તથા વિસ્તરતા વેપાર મારફત સાધારણ પંક્તિનો મજુર ડહાપણ તથા કરકસરથી સારા વખતમાં પોતાનો નિભાવ કરી શકશે એટલુંજ નહિ, પણ માંદગી, રોજગારી તથા વૃદ્ધાવસ્થા માટે કંઇ બચાવી શકશે. ખરેખરી જે હકીકત બની છે તેથી મોટે ભાગે આ આશાઓ નિષ્ફળ ગઇ છે. એ ખરૂં છે કે આખી ઓગણીસમી સદી દરમ્યાન ઇંગ્લંડમાં આજીવિકાનું ધોરણ વધારે અને વધારે ઉંચું ચડતું ગયું છે. ખાસ કરીને એ પણ ખરૂં છે કે ગરીબોના સંબંધના કાયદા રદ્દ ( Repeal of the Corn Laws ) થવાની અને દસ કલાક કામ કરવા બાબતનો કાયદો ( Ten Hours Act ) ઘડવાની અગાઉના ભારે સંકટથી ભરેલા સમયથી માંડીને ખરી અને પરખાઇ આવે એવી સામાજિક સુધારણા થતી આવી છે. વેપારીઓના સંઘ બાંધવાનો પ્રચાર તથા સહકાર વધ્યાં છે, એકંદર રીતે મજુરીનો દર વધ્યો છે, આજીવિકાનો ખરચ ઘટ્યો છે, ઘરો અને આરોગ્ય સુધર્યાં છે, અને મરણ પ્રમાણ હજારમાં આસરે બાવીસથી પંદર ઉપર ઉતરી પડ્યું છે. પણ આ સઘળા સુધારા છતાં દરેક માણસ હરીફાઇ કરી શકે એ ધોરણ ઉપર, વેપારી સંઘની એકત્ર ખેંચતાણથી એ હરીફાઇમાં ઉમેરો થાય અને તેનો બચાવ થાય છતાં સાધારણ પંક્તિનો મજુર સંપૂર્ણ રીતે અને જીંદગીભર આર્થિક સ્વતંત્રતા ભોગવે એવો સંભવ અતિશય દૂર લાગે છે. મજુરીના દરમાં થએલો વધારો કોઇ પણ રીતે દોલતની સામાન્ય વૃદ્ધિના પ્રમાણમાં થયો હોય એમ દેખાતું નથી. આજીવિકાનુંજ આખું ધોરણ ઉંચું ચડયું છે. કેળવણી માટેની ગોઠવણ થતાં નવી જરૂરીઆતો વધી છે અને એ જરૂરીઆતોને પહોંચી વળવા આજીવિકાનું ધોરણ વધારે ઉંચું લઇ જવા લગભગ ફરજ પડી છે. એકંદર રીતે ઇંગ્લંડના મજુર વર્ગો યુરોપખંડના બીજા કેટલાક દેશોના મજુરો કરતાં ઓછા કરકસરીઆ

હોય છતાં તેઓ ભવિષ્ય માટે જોઇએ તે કરતાં વધારે બેદરકાર રહે છે એવો આક્ષેપ તેમના ઉપર મુકી શકાય નહિ. હિતકર મંડળો ( Friendly Societies ) વેપારી સંઘ ( Trade Unions ), સહકારી-મંડળો ( Cooperative Societies ) અને સેવિંગ્સ બેન્કોમાં એકઠી થતી અનામત રકમો મજુરીના વધતા જતા દરના પ્રમાણ કરતાં પણ વધારે વધતી જાય છે. એમ છતાં સાધારણ પંક્તિનો હાથે કામ કરનાર મજુર પોતાની જાત તેમજ કુટુંબ માટે જીંદગીનાં સઘળાં જોખમો જે મારફત વેઠી શકે એવા સંપૂર્ણ સ્વતંત્રતાના શ્રેયને પહોંચે એવો સંભવ જણાતો નથી. માત્ર એ શ્રેયવડે હરીફાઇવાળી પદ્ધતિ સંસ્કૃતિ પામેલાં અંતઃકરણની માંગણીને ખરેખર પહોંચી વળશે. મી. બુથે લન્ડનમાં તથા [1]મી. રોન્ટ્રીએ યૉર્કમાં, તેમજ બીજાઓએ ગામડાંઓમાં જે સંભાળભરી તપાસ ચલાવી છે તેથી એટલું ખુલ્લું થયું છે કે મજુર વર્ગોનો ઘણો મોટો ભાગ એક સાધારણ કુટુંબનાં માણસોનાં શરીર ટકાવી રાખવા માટેની ફક્ત જરૂરીઆતોના કુલ ખરચ જેટલી રકમ કમાવા ખરેખર અશક્ત છે; અને મજુર વર્ગોનો મોટો ભાગ નિઃસંશય આના કરતાં સારી સ્થિતિમાં હોય છે, છતાં આ તપાસ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે બીજાઓના પ્રમાણમાં સારી સ્થિતિ ભોગવનારાઓ પણ સંકટ સમયે, એટલે દાખલા તરીકે, છોકરાં હજી નિશાળે ભણતાં હોય તે વખતે, અથવા આધેડ વયના પાછલાં વર્ષોમાં મુખ્ય કમાનાર શરીરે અશક્ત થવા માંડતો હોય તે વેળાથી આ પ્રાથમિક નિર્ધનતાની સીમા તરફ વળે છે. કોઇપણ અમુક વખતે[1] જો વસ્તીના માત્ર દસ ટકા જેટલાજ લોકો ખરેખર નિર્ધનતાની સીમા ઉપર પોતાનો ઉદરનિર્વાહ કરતા હોય, તો વાજબી રીતે એમ ધારી શકાય કે એથી બમણા અથવા ત્રણગણા લોકો તેમની જીંદગી દરમ્યાન

---

૧. મી. રોન્ટ્રીના જણાવ્યા પ્રમાણે 'બીજા પ્રકારની નિર્ધનતા' માં સબડતા હોય તેમનો આમાં સમાવેશ થતો નથી, કારણ એમાં કેટલેક અંશે જાતીય જોખમદારી આવે છે. એમ છતાં એટલું યાદ રાખવાનું છે કે ભારે નિર્ધનતાથી કાર્યસાધક વહીવટની મુશ્કેલીઓ વધે છે.

એક અથવા બીજે વખતે એ સીમા ઉપર આવી પહોંચવા જોઇએ. પણ જ્યારે આપણે સાધારણ કુટુંબના ફક્ત શરીરનિર્વાહના વિચાર ઉપરથી સંસ્કૃતિ પામેલા જીવનની ઓછામાં ઓછી ખરી જરૂરીઆતો પુરી પાડી શકે, અને બહારની કોઇપણ મદદ ઉપર આધાર રાખ્યા વિના સરઅવસરનો સઘળો બોજો ઉપાડી શકે એટલી મજુરીની રકમનો વિચાર કરી આપણે મી. રોન્ટ્રીના આંકડામાં વધારો કરવો જોઈએ. એ વધારાની રકમની હજી ગણતરી થઇ નથી, પણ તેના સંબંધમાં એટલું તો જણાવવું લગભગ ખરૂં લાગે કે સૌથી ઉંચા પ્રકારની હુન્નરમંદી ધરાવનારા કામગારો સિવાય બીજા કોઈ પણ ઉપર કહેલી જરૂરીઆતો પુરી પાડવા માટે જોઇએ તેટલી આવક મેળવવા શક્તિવાન નથી. પણ, જો હકીકત એવી હોય તો, એટલું સ્પષ્ટ છે કે ઔદ્યોગિક હરિફાઇની પદ્ધત માણસનો નિભાવ થઇ શકે એટલી મજુરીની ભાવનામાં રહેલી નૈતિક માંગણી પુરી પાડવામાં નિષ્ફળ જાય છે. એ પદ્ધતથી કોઇપણ સ્વતંત્ર રાજ્યના દરેક નાગરિકને જેવું તંદુરસ્ત અને સ્વતંત્ર જીવન ગાળવાનો જન્મસિદ્ધ હક્ક હોય તેવા જીવન માટેનાં સાધનો યુનાઇટેડ કિંગડમના જનસમાજને મેળવી આપે એવા સુધારાની આશા બંધાતી નથી. આ માન્યતાએ જનસમાજના મનમાં ધીમે ધીમે દાખલ થઈ તેને સામાજિક પુનરોદ્ધારના નવીન વિચાર તરફ વાળ્યું છે. મેં જણાવેલા ફેરફારનો સઘળો મુદ્દો એકજ સિદ્ધાંતમાં વર્ણવી શકાય કે વ્યક્તિ એકલી ટકી શકે નહિ, પણ તેની અને રાજ્યની વચ્ચે અરસપરસ ફરજ રહેલી છે. રાજ્ય પ્રત્યે એની ફરજ એ છે કે એણે પોતાના અને કુટુંબના ભરણપોષણ માટે ખંતથી મહેનત મજુરી કરવી. તેણે પોતાનાં નાનાં બાળકોની મજુરીમાંથી લાભ મેળવવાનો નથી, પણ તેમની કેળવણી, તંદુરસ્તી સ્વચ્છતા અને સાધારણસુખ માટે જાહેર નીતિ પ્રમાણે જે કંઇ કરવાનું હોય તે પ્રમાણે વર્તવાનું છે. એથી ઉલટું રાજ્યની એની પ્રત્યે એ ફરજ છે કે એને સારૂ જીંદગીનું ઉચ્ચતર અને સુધરેલું ધોરણ ટકાવી રાખવાનાં સાધનોની પેરવી કરી આપવી, પણ બજારની રકઝકમાંથી જે રોજી એ મેળવી શકે તે મેળવવા દેવાથી આ ઋણ બરાબર મુક્ત થએલું કહેવાય નહિ.

સામાજિક ફરજના આ વિચારથી જાહેર જોખમદારી ઉપર વિશેષ

ભાર મુકાય છે, પણ તેથી ખાનગી જોખમદારીની અવગણના થતી નથી. આ મિશ્ર નીતિનો ચોથો સિદ્ધાંત છે કે જોખમદારી અને સત્તા સમાન હોવાં જોઈએ. હવે પુરેપુરો બદલો મળે એવું કામ કરવાની તક મળતાં કોઇપણ માણસને પોતાના નિર્વાહ માટે કમાવાની સત્તા છે. તકનો સૌથી સારો ઉપયોગ કરવો એ તેનો હક્ક અને તેની ફરજ છે, અને જો એમ કરવામાં એ નિષ્ફળ જાય તો તે નિર્ધન, અથવા કોઇ આખરનો પ્રસંગ લઇએ તો, ગુન્હેગાર તરીકે શિક્ષા ભોગવવાને યોગ્ય રીતે પાત્ર થાય. પણ તે એટલીજ છૂટથી તકનો લાભ લઇ શકતો નથી. માત્ર સાંકડી હદમાંજ એ તક એના અંકુશ હેઠળ આવી શકે છે. કામ કરવાની તક તથા કામ માટેની મજુરી એકબીજામાં ગુંચવાઇ ગએલી એવી અસંખ્ય સામાજિક શક્તિ મારફત નક્કી થાય છે, કે જે કોઇપણ વ્યક્તિ, અને ખચિતજ કોઇપણ છૂટો છવાયો મજુર, નિયમન કરી શકે નહિ. જો તેના ઉપર અંકુશ મુકી શકાતો હોય તો સમાજની વ્યવસ્થિત ક્રિયા વડેજ તેમ થઇ શકે, અને તેથી ન્યાયની રીતે જોખમદારીની વ્હેંચણી કરતાં, સમાજે જ તેના ઉપર સત્તા ચલાવવી જોઇએ.

પણ એમ કહેવામાં આવે છે કે આ ઉદારમતવાદ નહિ પણ સમાજ સત્તાવાદ છે. વ્યક્તિના આર્થિક હક્કનો તુલના કરતાં આપણે હુન્નરઉદ્યોગની સમાજસત્તાવાદી વ્યવસ્થાનો વિચાર કરવા તરફ દોરવાઇ ગયા છીએ: પણ સમાજસત્તાવાદ જેવા શબ્દના ઘણા અર્થ હોઇ શકે, અને તેથી બનવાજોગ છે કે જેમ ઉદારમતવાદી સમાજસત્તાવાદ હોય તેમ અનુદાર સમાજસત્તાવાદ પણ હોય. એ હકીકતમાં એકાદ શબ્દને વળગી રહેવા કરતાં આપણે અર્થશાસ્ત્રની બાબતમાં રાજ્યની ઉદારમતવાદની શું ભાવના છે તે તપાસીએ. ઔદ્યોગિક સુધારણા માટેની જે પ્રાથમિક સરતો નક્કી કરવામાં આવી છે તે સિદ્ધ કરવામાં શાની જરૂર છે, અને એ સરતો મિલ્કતના હક્ક તથા ઔદ્યોગિક બાબતમાં છૂટથી સાહસ ખેડવાના હક્ક સાથે કેવી રીતે બંધબેસતી થાય છે તે ઘણા સામાન્ય શબ્દોમાં આપણે નક્કી કરવા પ્રયત્ન કરીએ.

# પ્રકરણ ૮ મું

## આર્થિક ઉદારમતવાદ.

સમાજસત્તાવાદનાં બે રૂપ સાથે ઉદારમતવાદને કંઇપણ સંબંધ નથી. એ બેને આપણે વગર વિચારે સ્વીકારેલો સમાજસત્તાવાદ અને અધિકારી પક્ષનો સમાજસત્તાવાદ એ નામે ઓળખીશું. વગર વિચારેલો સમાજસત્તાવાદ ઇતિહાસના ખોટા અર્થ ઉપર રચાયો છે. એની માન્યતા પ્રમાણે સામાજિક જીવન તથા વિકાસ આર્થિક તત્વની ક્રિયા ઉપરજ માત્ર અવલંબી રહે છે, પણ ખરૂં જોતાં શુદ્ધ સમાજશાસ્ત્રની શરૂઆત એવા સમાજની ભાવના ઉપર થાય છે કે જેના સઘળા અવયવો એકી વખતે પરસ્પર ક્રિયા કરવા માંડે. એકજ મુદ્દાનો વિચાર કરીએ તો આર્થિક તત્વ ઓછામાં ઓછું વિજ્ઞાનિક શોધનું પરિણામ તેમજ કારણ છે. આખી દુનીઆ ઉપર પ્રસરી રહે એવા દેશપરદેશ વચ્ચેના વ્યવહારની જરૂર ન હોય તો આખી દુનીઆ ઉપર ફરી વળે એવી તારની પદ્ધતિ અમલમાં આવત નહિ. પણ વિજ્ઞાન રસિકોના જે ઉત્સાહવડે ગૅાસ અને વેબરના પ્રયોગો ફળીભૂત થયા તે ઉત્સાહ ન થયો હોત તો વિજળીક તારના સંદેશા મોકલવાની પદ્ધત હસ્તીમાં આવી ન હોત. વળી વગર વિચારે સ્વીકારેલો સમાજસત્તાવાદ ખોટા આર્થિક પ્રથક્કરણ ઉપર રચાયો છે. એ પ્રથક્કરણમાં મજુરીને સર્વોપયોગી ગણવામાં આવે છે અને સાહસને નિયમન કરવાની, મુડીના ઉપયોગના બદલામાં અનિવાર્ય રકમ આપવાની, કુદરતની ઉત્પાદક શક્તિની, અને જે ગુંચવણ ભરી સામાજિક શક્તિઓ ખપ અને માલની વધઘટ નક્કી કરી માલ અદલબદલ કરવાના દર ખરેખર નક્કી કરે છે તે શક્તિઓની ભિન્ન ક્રિયાઓની અવગણના થાય છે, એ સઘળી ક્રિયાઓને એકબીજા સાથે ભેળી દેવામાં આવે છે અથવા તેને વિરૂપ બનાવવામાં આવે છે, રાજકોય દૃષ્ટિએ, વગર વિચારે સ્વીકારેલો સમાજસત્તાવાદ હસ્તીમાં ન હોય એવા જુદા જુદા વર્ગો વચ્ચેના સ્પષ્ટ દેખાઇ આવતા

તફાવતને લઇને વર્ગો વચ્ચેની લડાઇ ચાલતી માની લે છે. ભિન્નતાના ખુલ્લા અને સરળ માર્ગ તરફ વળવા કરતાં હાલનો સમાજ વધારે અને વધારે ગુંચવણ ભરી રીતે જુદા જુદા હિતોની ભેળસેળ કરતો દેખાય છે, અને મજુરવર્ગના હિતમાં 'મુડીવાળાઓ' સામે હુમલો લઇ જવો એ હમણાના કોઇ પણ પરિવર્તન કરનાર માટે અસંભવિત છે, કારણ તેને તરતજ માલમ પડશે કે જે 'મજુરવર્ગ'ને તે તેડું કરે છે તેના અડધા ભાગનું હિત પરોક્ષ અથવા અપરોક્ષ રીતે 'મુડીવાળાઓ'ના હિત સાથે જોડાએલું છે. ભવિષ્ય માટે વગર વિચારે સ્વીકારેલો સમાજસત્તાવાદ એમ ધારે છે કે રાજતંત્ર તરફથી હુન્નરઉદ્યોગ ઉપર નિર્બંધ મુકવાની તર્કશાસ્ત્રાનુસાર વિકાસ પામતી પદ્ધતિની યોજના કરવામાં આવશે. આ સંબંધમાં જે કંઇ કહી શકાય તે એટલુંજ છે કે સર્વ બાબતમાં પરાકાષ્ટાએ પહોંચતું કાલ્પનિક રાજ્ય ઘડવું એ સમાજશાસ્ત્રની શુદ્ધ રીત નથી, એવા રાજ્યમાં સ્વતંત્રતા, ફેરફાર અને વિકાસ માટે અપૂર્ણ જોગવાઇ થાય છે, અને સમાજસત્તાવાદીના ધ્યેયને વ્યાવહારિક ચર્ચાના પ્રદેશમાં આણવા માટે તેણે જે કંઇ કરવાનું છે તે આપણી હમણાની આખી વ્યવસ્થાની જગ્યા લે એવી પદ્ધત રચવાની નથી પણ વિદ્યમાન ઔદ્યોગિક વ્યવસ્થામાં જે કંઇ ગેરવ્યવસ્થિત હોય તેને સુધારવાના અને જે કંઇ વાસ્તવિક હોય તેને ખીલવવાના વ્યાવહારિક કામમાં રાજનીતિજ્ઞને મદદ મળે એવો સિદ્ધાંત રચવાનો છે. એવા સિદ્ધાંતમાં જો સારાં અણુ હશે તો આવા કામમાં તેનો ઉપયોગ થતાં તે ખીલશે, અને તેવીજ રીતે ખાસ કરીને જે પ્રમાણમાં હુન્નરઉદ્યોગ ઉપરના એકત્ર નિર્બંધથી વ્યવહારમાં સારાં પરિણામ નિપજતાં માલમ પડશે તે પ્રમાણમાં તે વિશેષ લંબાવવામાં આવશે. કાલ્પનિક સૃષ્ટિની ધારી લીધેલી સ્પષ્ટતા ભ્રમમય છે કારણ કે એની વસ્તુ ખરી હકીકત નહિ પણ કૃત્રિમ વિચારો છે. પુસ્તકો મારફત ઘડાએલી 'પદ્ધતિ'ને એવા સિદ્ધાંત તરીકે ફરી રચવી જોઇએ કે જેની બુદ્ધિપૂર્વક ચર્ચા થઇ શકે તે પહેલાં આપણે ઓળખીએ છીએ તેવી રેલ્વેને ખાણને, કારખાનાને કચેરીને તે લાગુ પાડી શકાય. રાજકીય બાબતોમાં વ્યાવહારિક

બળ તરીકે સમાજસત્તાવાદનો વિકાસ, ખરેખરી રીતે, આવી ફરી રચના-વડે આગળ વધ્યો છે, અને આ ફેરફારમાં જડવાદી કાલ્પનિક રાજ્યનો હેતુ સમાએલો છે.

અધિકારી પક્ષનો સમાજસત્તાવાદ જુદાજ પ્રકારનો સંપ્રદાય છે. સ્વતંત્રતા અને હરીફાઇ વચ્ચેના ઘોંટાળા ઉપર આધાર રાખતા સ્વતંત્રતાના શ્રેય માટેના તિરસ્કારથી શરૂ કરી તે સામાન્ય રીતે સાધારણ પંક્તિની માણસ જાત તરફ કંઇક વિશેષ તિરસ્કાર ધરાવતો થાય છે તે કુલ્લે જનસમાજને લાચાર અને અશક્ત પ્રજા ધારે છે અને તેની તરફ દયાથી વર્ત્તવાની તે પોતાની ફરજ ગણે છે. અલબત્ત ખરી દયાની સાથે દઢતા રહેવી જોઇએ, અને સાધારણ પંક્તિના માણસનું જીવન તેના પોતાના ભલા માટે ઘડાએલું હોવું જોઇએ. તેને માટે વ્યવસ્થા થાય છે એમ જાણવાની એને જરૂર નથી. સમાજસત્તાવાદની વ્યવસ્થા પાછળ રહી કામ કર્યે જશે, અને અટપટી રચનાનો અમલ થયે જશે, અથવા પાછળથી તારો ખેંચાયા જશે. પ્રત્યક્ષ રીતે, ચારિત્ર્ય અને બુદ્ધિમાં અમીરપદ ભોગવતા ખાસ ચુંટી કહાડેલા લોકોના વર્ગ લશ્કર સિવાયની રાજ્યની સઘળી નોકરીમાં રહેશે. અને વહીવટનું વ્યાવહારિક કામ કરશે. એ વર્ગની પાછળ રહી ઐક્ય જાળવી રાખવા માટેનાં તેમજ પ્રગતિને ઉત્તેજન આપનારા મંડળો કામકાજની સૂચના આપશે, અને વળી એવાં મંડળોની પાછળ એક અથવા વધારે એવા નિષ્ણાત માણસો રહેશે કે જેમની પાસેથી દુનીઆને દોરવનારા વિચારો ઉદ્‌ભવશે. પ્રજાવાદી રાજતંત્રનો ખેલ થોડો વખત ચાલશે. પણ સામાજિક જીવનની વ્યવસ્થાનું કામ ખરેખર ઉપાડી લે એવી સામાન્ય ઇચ્છાશક્તિની ભાવના અતિશય મૂર્ખાઇ ભરેલા ભ્રમ જેવી ગણવામાં આવે છે. હાલ તરત નિષ્ણાત પુરૂષો પ્રજાવાદી નમુના મારફત ઘણી સહેલાઇથી કામ કરી શકશે. કારણ એ રૂપો ઇંગ્લંડમાં હસ્તી ધરાવે છે, અને તેમનો નાશ કરવાથી ઉથલપાથલ થઇ જાય. રાજતંત્રનું પ્રધાનલક્ષણ પ્રજાના મન વશ કરી લેવાની રીતમાં રહે છે. પ્રજાવાદના પ્રત્યક્ષ અગ્રેસરો અજ્ઞાન પ્રાણીઓ છે. તેઓને થોડી યુક્તિથી જે માર્ગે તેમણે જવું જોઇએ તે

માર્ગ ઉપર મુકી શકાય છે અને જનસમૂહ ઘેટાંની માફક તેમની પાછળ પાછળ જશે. રાજતંત્ર ચલાવવાનો હુન્નર એવો છે કે માણસો પોતે શું કરે છે તેની તેમને ખબર ન પડે છતાં આપણી મરજી માફક તેમની પાસે કામ કરાવવું. અને તેમને ક્યાં લઇ જવામાં આવે છે તે બતાવ્યા વિના તેમને એટલે સુધી લઇ જવા કે તેમનાથી પાછા ફરી શકાય નહિ. આવી ભાવના ઉપર રચાએલા સમાજસત્તાવાદને પ્રજાવાદ અથવા સ્વતંત્રતા સાથે આવશ્યક બાબતોમાં કંઇ લેવા દેવા નથી. એ કંઇ નહિ પણ શ્રેષ્ઠ પુરૂષ તરફથી ઘડવામાં આવેલી જીંદગીની વ્યવસ્થાની યોજના છે. તે દરેક માણસે કેવી રીતે કામ કરવું, કેવી રીતે રહેવું, એ નક્કી કરશે, અને નવી મનુષ્ય સ્વભાવને ઉત્કૃષ્ટ પંક્તિએ લઇ જતા આગ્રહ કરનારાની મદદથી એ પણ નક્કી કરશે કે માણસે જીવવું જોઇએ કે કેમ, અથવા તેને જન્મ લેવા કંઇ કારણ છે કે નહિ. ગમે તેમ જો તેનો જન્મજ થવો જોઇતો હોય, એટલે જો તે એવા કુળમાં ઉત્પન્ન થયો હોય કે તે કુળના ગુણો પસંદ કરવા લાયક ન હોય, તો તે પોતાની ઓલાદ વધારે નહિ એ માટે સામુદાઇ સંભાળ લેશે.

જો સાધારણ પંક્તિનો ઉદારમતવાદી પોતે સાધારણ માણસ હોવાનું ધારતો ન હોય તો તેને જીંદગીની આ ભાવના તરફ વિશેષ દિલસોજી થશે. તેની બીલકુલ ખાતરી છે કે બીજાઓને માટે તેમની જીંદગીનો વહીવટ તે કરી શકશે નહિ. પોતાની જીંદગીનો વહીવટ કરવાનું તેને માટે પુરતું છે. પણ શ્રેષ્ઠ પુરૂષની પરવાનગીથી બીજાઓની રીત વધારે ડહાપણ ભરેલી હોય છતાં પોતાનાથી જુદી હોય તો તેનું અનુકરણ કરવા કરતાં તે પોતાનીજ રીતે વહીવટ કર્યે જશે. તેની ખાતરી હોય કે અમુક સ્ત્રી નક્કી કરેલી જાતનાં છોકરાંઓ ઉત્પન્ન કરી શકશે તો પણ તેને પરણવા કરતાં તે પોતાની પસંદ કરેલી સ્ત્રીને પરણવાનું વધારે પસંદ કરશે. તેને નક્કી કરેલા ધોરણ અનુસાર પોતાનું જીવન બનાવવું નથી. તે અવશ્ય કરીને ખાનેસુમારીના પત્રકમાં એક રકમ તરીકે પોતાને માનતો નથી. તેને નક્કી કરેલાં ધોરણ અનુસારના કપડાં અથવા ખોરાક જોઇતો નથી, તેને

તો તેને સગવડ ભરેલાં લાગે તેવાં કપડાં અને તેને પસંદ આવે તેવો ખોરાક જોઇએ છીએ. તેનામાં રહેલા માણસના આવા મૂળ ગુણો સાથે તેનામાં રહેલો ઉદારમતવાદ અનુકૂળ થઇ પડવા સારૂ તત્પર રહેશે એવી ધાસ્તી રહે છે. ખરેખર તે એને એથી પણ આગળ જવા ઉશ્કેરે છે. એ વાદ તેને એવો વિચાર કરવા પ્રેરે છે કે એકંદર રીતે બીજા માણસો એના જેવાજ છે અને એનીજ રીત પ્રમાણે જીંદગી વિશે વિચાર બાંધે છે, અને જ્યારે એ વાદ તેના અંતઃકરણમાં સામાજિક ફરજ વિશે સૂચન કરે છે ત્યારે તે એને એના જાતિબંધુઓના ભલા માટે તેમની ઉપર અમલ ચલાવવા શક્તિવાન કરે એવા શ્રેષ્ઠ પદે પહોંચવા કરતાં, સામાન્ય હેતુઓ બર લાવવા સારૂ તેમની જોડાજોડ ઉભો રહી શકે એવી મિત્રાચારીની ભાવનાએ પહોંચવા ઉત્તેજન આપે છે.

એ પ્રમાણે જો ઉદારમતવાદી સમાજવાદ જેવું કંઇ હોય—અને એવું કંઇ છે એ હજી તપાસ કરવાનો વિષય છે—તો તે સ્પષ્ટ રીતે બે બાબતોને અનુસરી હોવો જોઇએ. પ્રથમ તો તે પ્રજાવાદી હોવો જોઇએ. તે સામાન્ય જનસમાજમાંથી ઉદ્ભવવો જોઇએ. અને નહિ કે ઉચ્ચ વર્ગોમાંથી અથવા તો તે ન્યાયનું વધારે સંપૂર્ણ પ્રમાણ અને અરસપરસ મદદ કરવા માટેની વધારે સારી વ્યવસ્થા મેળવવા માટેના આખા સમાજના પ્રયત્નો મારફત બહાર આવવો જોઇએ. તે માટે થોડાં એક ઉંચી પંક્તિનાં માણસોના નહિ પણ જનસમાજના મોટા સમૂહોના પ્રયત્ન થવા જોઇએ, અને એ સમૂહોની જ ખરી ઇચ્છા તે મારફત બર આવવી જોઇએ. અને બીજું, અને તે કારણ માટે, તેણે પ્રત્યેક માણસ સાથેના પોતાના સંબંધનું સ્પષ્ટીકરણ કરવું જોઇએ. સાધારણ પંક્તિનો માણસ પોતાના જીવનની વ્યવસ્થા માટે ખરેખર કાળજી રાખે છે તો તેને એ બાબત એણે છૂટો મુકી દેવો જોઇએ. એ વાદ સ્વતંત્રતા ઉપર રચાવવો જોઇએ અને તેણે વ્યક્તિતાને દબાવી દેવા કરતાં તેને ખીલવવા મહેનત કરવી જોઇએ. આ હેતુઓ ક્યાં સુધી ઉપયુક્ત હોય છે, એમ સવાલ કરી શકાય. વ્યક્તિને પોતાની મનલાયક વસ્તુ પસંદ કરવા સારૂ મળતા છૂટાપણાનો અનાદર કર્યા વિના અથવા

કોઇપણ બાબત આરંભ કરવાની શક્તિનાં અને બળશક્તિનાં મૂળ ઝરણાંને સુકવી નાંખ્યા વિના સામાન્ય સુખના હિતનાં હુન્નર ઉદ્યોગને વ્યવસ્થિત કરવાનું ક્યાં સુધી શક્ય છે? કેટલે સુધી નિર્ધનતાનો નાશ થઇ શકે એમ છે અથવા ઔદ્યોગિક પ્રગતિમાં અટકાવ નાંખ્યા વિના ક્યાં સુધી આર્થિક સમાનતા ઘડી શકાય એમ છે? આ સવાલ મુકવામાં વધારે આવશ્યક મુદ્દાઓ ઉભા થાય છે. અર્થશાસ્ત્રમાં 'સમાનતા' નો ખરો અર્થ શું છે? દાખલા તરીકે, શું એનો અર્થ એવો થશે કે સઘળાઓને સરખો બદલો મળવો જોઇએ, અથવા સરખા પ્રયત્ન કરનારાઓને સરખો બદલો મળવો જોઇએ અથવા સરખા જ્ઞાન તથા ગુણવાળાઓને સરખો બદલો મળવો જોઇએ? અર્થશાસ્ત્રમાં ન્યાયનો પ્રદેશ કયો છે? ન્યાય ક્યાં અટકે છે અને પરોપકાર ક્યાંથી શરૂ થાય છે? અને આ સઘળા ઉપરાંત મિલકતનું જ ધોરણ શું છે? તેનાં સામાજિક કર્તવ્ય અને ઉપયોગિતા શું છે? વિનિયુક્ત સ્વાર્થ તથા ભોગવટાથી મળેલા હક્કને કેટલે દરજ્જે માન આપી શકાય એમ છે? આવા નાનકડા પુસ્તકમાં આવા આવશ્યક સવાલોની સર્વ રીતે સંપૂર્ણ તપાસ લેવી અશક્ય છે. સૌથી સારો માર્ગ એજ છે કે ઉદારમતવાદનાં જે સિદ્ધાંતો અત્યાર અગાઉ આપણે જણાવી ગયા છીએ તેમાંથી વિકાસની જે દિશાઓ નીકળતી દેખાતી હોય તે તરફ પ્રયાણ કરી તેમાંથી ક્યાં સુધી નિર્ણય થઈ શકે છે તે જોવું.

આપણે જોયું છે કે સાધારણ તંદુરસ્ત નાગરિક જાતે પોતાનો નિર્વાહ કરી શકે એવી પરિસ્થિતિ નિભાવવી એ સત્ત્યની ફરજ છે. આ ફરજ અદા કરવા માટેના બે માર્ગ છે. એક તો માલ ઉત્પન્ન કરવાનાં સાધનોને પહોંચવા માટે જોગવાઈ કરી આપવાનો છે, અને બીજો ઉત્પન્ન થએલા માલના સામાન્ય ભંડોળમાંથી અમુક ભાગ વ્યક્તિને મળે એવી ખાતરી આપવાનો છે. ખરૂં જોતાં, ઉદારમતવાદી કાયદાઓ ઘડવામાં આ બન્ને માર્ગ સ્વીકારવામાં આવ્યા છે, એક તરફથી આ કાયદાઓએ, હજી પણ ગમે તેટલી બ્હીકથી તથા નિરર્થક રીતે, અંગ્રેજ ખેડુત વર્ગને જમીનથી વિખુટા પાડવાની ક્રિયા ઉલટાવી નાંખવાનું કામ ઉપાડી લીધું છે. સમકાલીન બારીક તપાસ ઉપરથી એ સ્પષ્ટ થતું જાય છે કે આવી રીતે વિખુટા

પડવું એ ધીમે ધીમે અમલમાં આવતા આર્થિક બળનુંજ અનિવાર્ય પરિણામ નહોતું. ગામ ખેતરોની આસપાસ વાડ કરી લેવાની જે વિચારયુક્ત નીતિ પંદરમા સૈકામાં શરૂ થઇ હતી, સોળમા સૈકાની અધવચથી અઢારમાં સૈકા સુધી કંઇક ભાગે અટકી પડી હતી, અને બીજા જ્યોર્જ રાજા અને રાણી વિકટોરિઆના અમલ દરમ્યાન પૂર્ણ થઇ હતી તે મારફત આ સ્થિતિ પ્રાપ્ત થઈ હતી. જેવી રીતે આ ક્રિયાને અમીર વર્ગ તરફનો ટેકો હતો, તેવીજ રીતે પ્રજાવાદ તેને ફત્તેહમંદીથી ઉલટાવી નાંખી શકશે, તથા મજુર વર્ગની વસતીના આધાર રૂપે ખડો રહી શકે એવો સ્વતંત્ર ખેડુત વર્ગ ફરી બાંધવાનું બની શકશે એવી આશા રાખવા દરેક કારણ રહે છે. એમ છતાં આ પ્રયોગમાં એક અથવા બીજા રૂપમાં સામાન્ય માલકીનો સમાવેશ થાય છે. મજુર ફક્ત રાજ્ય તરફની નાણાંની મદદ વડે જમીન મેળવી શકે છે, અને ઉદારમતવાદીઓનો ખચિત એવો અભિપ્રાય નથી કે રાજ્યે એક વખત વંશપરંપરા ચાલ્યા કરે એવી વગર સરતે બક્ષિસ આપેલી જમીન ( fee simple ) હાથ કરી હોય તે ફરીથી બીજાઓને સોંપી દેવી. એથી ઉલટું, ખેતીવાડીની પેદાયશના ન્યાયની રીતે ભાગ પાડવામાં, જમીનના પ્રકાર અથવા સ્થાનને લઇને અથવા જકાતને લીધે વધી ગએલા ભાવોને લઇને, જે સઘળો ફાયદો મળે તે કોઈપણ માણસના મજુરીને પ્રતાપે મળેલો ન હોવાથી, તે કોઇપણ માણસને ભાગે જશે નહિ, અથવા બીજી રીતે કહીએ, તો તે દરેક માણસને એટલે આખા સમાજને ભાગે જવો જોઇએ, આ કારણ માટેજ ઉદારમતવાદી કાયદાઓ મારફત નાના જમીનદારોનો નહિ પણ નાના ગણોતીઆઓનો વર્ગ ઉત્પન થાય છે. આ કાયદાઓની રૂએ એ વર્ગને જમીન પોતાને હાથ આવશે અને તેમની મહેનત મજુરીનાં ફળનો બદલો મળશે એ સિવાય વિશેષ કંઇ મળશે નહિ. જે કંઈ વધારો રહેશે તે ગણોતના રૂપમાં રાજ્ય લેશે, અને રાજ્યના ખાતાદારને બંડ તોફાનથી સંપૂર્ણ રીતે સલામત રહે એવી ગોઠવણ કરવાનું ઇચ્છવા જોગ છે છતાં ચોક્કસ સમયે ગણોત ભાવ તથા ખરચની વધઘટ સાથે બંધ બેસતા થશે. આ પ્રમાણે રૂઢિમાર્ગવાદની નીતિ

મિલકતને અંગે રહેલી મત આપવાની શક્તિમાં મદદ રૂપ થાય એવો જમીનની માલકી ધરાવનાર ખેડુત વર્ગ સ્થાપવાની છે. ત્યારે ઉદારમતવાદની નીતિજ રાજ્યનો એવો ખાતાદાર વર્ગ સ્થાપવાની છે કે જેની આબાદીથી આખા સમાજને ફાયદો થાય. એક નિર્ણય વ્યક્તિને અગત્ય ગણવાનો છે. બોજો ધારી શકાય તેટલે સુધી સમાજસત્તાવાદના ધ્યેયની ઘણી નજદીક આવે છે.

પણ બ્રિટિશ ખેતીવાડીનું ભવિષ્ય ગમે તેવું ચળકતું હોય, છતાં ઇંગ્લંડના આર્થિક જીવનમાં સર્વોપરી દરજ્જો તે કદી પણ મેળવી શકશે નહિ. તેમજ નાનાં ખાતાં કદી પણ ખેતીવાડીનાં સર્વમાન્ય રૂપ થાય એવો સંભવ નથી. હુન્નર ઉદ્યોગનો મોટો ભાગ મોટાં સાહસ ઉપાડનારાઓના હાથમાં વધારે અને વધારે જતો જાય છે, અને કદાચ જતો રહેશે. છૂટા છવાયા મજુરના હાથમાં માલ ઉત્પન્ન કરવા સારૂ ગમે તેવા સાધનો મુકવામાં આવે છતાં તે આવા સાહસ જોડે હરીફાઇ કરી શકશે નહિ. એથી કરીને લોકોના મોટા સમૂહને યોગ્ય રીતે નિર્વાહ ચલાવવાનાં સાધનોની ખાતરી આપવી હોય, તો નિર્વાહ માટે પુરતો થાય એટલા રોજ ઉપર ચાલુ કામ મળ્યા કરવાની, અથવા તેમ નહિ તો બદલામાં જાહેર મદદ મળવાની તેને ખાતરી મળવી જોઇએ. આગળ જણાવવામાં આવ્યું છે તેમ, અનુભવ ઉપરથી માલમ પડે છે કે સાધારણ પંક્તિના મજુરનો હરીફાઇ મારફત નક્કી થયેલો રોજ, સાધારણ કુટુંબની નિયમિત જરૂરીઆતો ઉપરાંત જીંદગીના સઘળા સરઅવસરોના ખરચ માટે, માંદગી, અકસ્માત, રોજગારી તથા વૃદ્ધાવસ્થા સારૂ કંઇ બચત કરવા માટે પુરતો નથી અને પુરતો થાય, એવો સંભવ પણ નથી. અકસ્માતની બાબતમાં ખરચની જોગવાઇ કરવાનો બોજો રાજ્યે શેઠીઆ ઉપર નાંખ્યો છે. વૃદ્ધાવસ્થાની બાબતમાં તેણે વધારે દઢ સિદ્ધાંત અનુસાર બોજો પોતે ઉપાડી લેવાનું ઠરાવ્યું છે. વૃદ્ધાવસ્થામાં પેન્શન મળવા સંબંધી કાયદા ( Old Age Pensions Act )નો રૂએ સિદ્ધાંતની દષ્ટિએ જે નવા ફેરફારો થયા તેનું વાસ્તવિક સ્વરૂપ ઓળખવું ઘણું અગત્યનું છે. ગરીબ લોકોની બાબતના કાયદા ( Poor Law ) મારફત વૃદ્ધ તથા

ગરીબ લોકોના સામાન્ય સમૂહને ખરેખરા ભૂખમરામાંથી બચાવવાની ખાતરી મળી હતી. પણ એ કાયદો માણસ છેકજ નિર્ધનતાની અણીએ પહોંચતો ત્યારે અમલમાં આવતો. જેઓએ પોતાના નિર્વાહ માટે મજુરી કરી હતી તેમને મદદ કરવામાં તે નિષ્ફળ ગયો હતો. માણસો સશક્ત નિર્ધન લોકો માટે સ્થાપેલાં કારખાનામાં જે સુખમાં રહી શકે તે કરતાં વધારે સુખમાં પોતાની મુંડી ઉપર રહેવા સારૂ કંઇ પણ બચાવવાની તેમને આશા ન રહે તો એ કાયદાથી ઘણાને જાત મહેનત કરી પોતાનાં નિર્વાહ કરવા ઉત્તેજન મળતું નથી. પેન્શન પદ્ધતિમાં નિર્ધનતાની કસોટીનો અનાદર થાય છે. તે ઓછામાં ઓછી આપવાની ચોક્કસ રકમની જોગવાઇ કરે છે, કે તેથી એ ધોરણ ઉપર આધાર રાખી માણસ સ્વતંત્ર રીતે કરકસરીઓ થાય તો પોતાની જરૂરીઆતો માટે જોઇએ એટલું બચાવવાની તેને આશા રહે. એથી જાત મહેનતને તથા મિત્રાચારી ભરી મદદ અથવા પુત્રને લાયકના ટેકાને શિથિલ બનાવવા કરતાં તેનાથી તેમને ઉત્તેજન મળે છે. ચોક્કસ રીતે એ સ્વતંત્રતાનો એવો મુદ્દો છે કે જેનો ઐચ્છિક પ્રયત્ન મારફત ઉપયોગ થઇ શકે, પણ તેનો પુરેપુરો લાભ લેવા માટે ઐચ્છક પ્રયત્નની જરૂર પડે છે.

ગરીબ લોકોની બાબતના કાયદાને છિન્નભિન્ન કરી નાંખવા માટેની ચળવળ જે સૂચના ઉપર ખડી થઇ છે, તે કંઇ નહિ પણ આ સિદ્ધાંત સામાન્ય રીતે કેવી રીતે લાગુ પડે તેજ છે. એ સૂચના એવી છે કે નિર્ધન લોકોને બચાવવા કરતાં આપણે નિર્ધનતાથી દૂર રહેવા માટેનાં સાધનોનો સામાન્ય રોતે ઉપયોગ થઇ શકે એવી યોજના કરવામાં વ્યક્તિને પોતાની તરફથી એને મળતો પ્રયત્ન કરવા માટે નિયમિત રીતે આમંત્રણ કરવા જરૂર પડે તો પણ તેવી યોજના કરવી જોઇએ. આ સરતો પ્રમાણે અમલ કરવાની એક રીત એ છે કે જેવી રીતે વૃદ્ધિની બાબત કરવામાં આવે છે તે પ્રમાણે ખાનગી માણસોને પ્રયત્ન કરવા માટે એક ધોરણ ઠરાવી આપવું, બીજી રીત રાજ્યની મદદથી વીમો ઉતરવાની છે, અને માંદગી, નબળાઇ તથા બેરોજગારી સવાલના એક ભાગનું નિરાકરણ કરવાની આશાએ ઉદાર-

મતવાદી કાયદા બાંધનારાઓ આ ધોરણ ઉપર પ્રયોગ કર્યા જાય છે. ત્રીજી રીત નાનાં છોકરાંઓની વિધવા થએલી અથવા ધણીએ તજી દીધેલી માના ધણીવાર કરૂણા રસથી ભરેલા દાખલામાં ગરીબ લોકો સંબંધી કાયદાના વહીવટનો નિર્ણય કરનારાઓ ન્યૂન પક્ષ તરફથી જે રીતે કામ લેવામાં આવે તે છે. અત્યારસુધી એવી માતાઓ પરોપકારને પાત્ર ગણવામાં આવે છે. તે પોતાનું શ્રેય નિભાવી શકે એવી રીતે તેને મદદ કરવી એ પરોપકારી પુરૂષોનું કામ છે તેમ ઘરની બહાર ગમે તેટલી મહેનત કરવી પડે તો તે કરીને પણ ગરીબ લોકોને મળતો દરમાયો ન લેવા પ્રયત્ન કરવો એ તેની ફરજ છે. હક્ક અને ફરજની નવીન ભાવના ગરીબ લોકો સંબંધી કાયદાનો વહીવટ કરનારાઓની દલીલમાં પ્રત્યક્ષ જણાય છે. એ દલીલ એવી છે, કે માતા તરીકેની ફરજો અને જોખમદારીઓની બાબતમાં, આપણે જે કંઇ બોલીએ છીએ તે ખરા ભાવથી માનીએ, તો આપણે સ્વીકારવું જોઇએ, કે માતા બહાર રોજે કામ કરવા જાય અને છોકરાંઓને શેરીમાં રખડતાં મુકે, અથવા પાડોસીની બેદરકારી ભરેલી સંભાળ હેઠળ મુકે તેનાં કરતાં ઘેર રહી પોતાનાં બાળકોની સંભાળ લે તેમાં તે સમાજની વિશેષ સારી સેવા બજાવે છે, અને નાણાંની મદદ મેળવવા વધારે લાયક બને છે. આ દલીલની મહત્તા જે પ્રમાણમાં આપણે સ્વીકારીએ તે પ્રમાણમાં આવા પ્રસંગમાં કેવા પ્રકારની જાહેર મદદ આપવી જોઇએ તે વિશેના આપણા વિચાર ફેરવીએ છીએ. હવે આપણે માતાને રોજે કામ કરવા જવાની ફરજ પાડવાનું વાજબી ધારતા નથી તેમ જાહેર નાણાંની મદદ મેળવવાથી તેનો દરજ્જો હલકો પડે છે એમ પણ ધારતા નથી. હવે આપણે ખરૂં જોતાં જાહેર નાણાંની મદદને ધર્માદા તરીકે લેખતા નથી, પણ સામાજિક સેવા કરવા માટે આપેલી રકમ તરીકે ગણીએ છીએ અને એ સંબધમાં આપણે એટલીજ સરત મુકવા માગીએ છીએ, કે માતાએ એ રકમમાં મજુરીમાંથી આવક કરી ઉમેરો કરવા પ્રયત્ન કરવો નહિ, પણ પોતાના ઘરનો બોજો જાળવી છોકરાંઓ તંદુરસ્ત અને સુખમાં રહે એવી રીતે તેમને ઉછેરવાં.

હરીફાઇની પદ્ધતિના બચાવમાં જુના કાળથી બે જાણીતી દલીલો કરવામાં આવે છે. એક મજુર વર્ગની ટેવો ઉપર રચાએલી છે. એમ કહેવામાં આવે છે કે બચત નાણું દારૂ પીવામાં ખરચે છે, અને જો અનામત મુકવા માટે કંઇ રકમ ન રહેતી હોય તો તેનુ કારણ એટલુંજ છે કે તેઓએ કાવાખાનામાં એ નાંખી દીધી છે. ટેવોમાં થતા ખરા ફેરફારથી આ દલીલનો સત્વર રદીઓ અપાતો જાય છે. જે મદ્યપાનનિષેધક ચળવળથી બે પેઢી ઉપર ઇંગ્લંડના ધનાઢ્ય લોકોની ટેવ સુધરી ગઇ હતી તેની અસર આપણા વખતમાં સઘળા વર્ગના લોકોમાં સપાટાબંધ પ્રસરતી જાય છે. દારૂના ખરચનો આંકડો હજી હદ ઉપરાંતનો ભારે આવે છે, સાધારણ પંક્તિનો મજુર પોતાની અઠવાડીક રોજની રકમનો જે ભાગ દારૂ પાછળ ખરચે છે, તે હજી ઘણો મોટો હોય છે, પણ તેમાં ઘટાડો થતો જાય છે, અને અસલના વખતમાં મજુરીના રોજમાં ઘટાડો કરવો એ દારૂના ખરચનો આંકડો ચડાવવા. બરાબર હોવાની જે બ્હીક વાસ્તવિક રીતે રાખવામાં આવી હોત તે આપણા વખતમાં મજુર વર્ગની વસ્તીની આર્થિક સ્થિતિ સુધારવાની વિરૂદ્ધ દલીલ તરીકે ગણાતી નથી. હવે આપણે અસલની માફક વેપારની આબાદાનીના વખતમાં દારૂના ખરચનો આંકડો અસાધારણ રીતે વધી એથી પણ વધારે સચોટ રીતે નિર્મૂળ થઇ છે. કર્તાના સમય સુધી એવી તકરાર જોરથી લેવામાં આવતી હતી કે લોકોના સામાન્ય સમૂહની આર્થિક સ્થિતિ કોઇ પણ રીતે સુધારવાનું પરિણામ એ આવશે કે જન્મ પ્રમાણ વધી જશે અને તેથી મજુરોની સંખ્યામાં વધારો થતાં મજુરીનો દર આપોઆપ અસલ સ્થિતિએ ઉતરી પડશે. લોકોની સંખ્યા વધશે અને તેઓ બધા અગાઉની પેઠેજ દુઃખી થશે. જન્મ પ્રમાણમાં ખરેખર જે ઘટાડો થયો છે તેનાં બીજાં પરીણામ ગમે તેવાં આવે છતાં તેથી આ દલીલ વધારે વખત ટકી શકતી નથી. જન્મ પ્રમાણ આબાદી આવતાં વધતું નથી, પણ ઘટે છે. હદ બહારની વસ્તી વધી જવાની બ્હીક રહેતી નથી. જો તરતને તરત કંઇપણ જોખમ હોય તો તે એથી ઉલટી:બાબતમાં રહે છે. અભિપ્રાયમાં થતા ફેરફારોની આપણે જે નોંધ લીધી છે તેમાં આ દલીલની જે દશા થઇ છે તે ઘણી અગત્યની ગણાવવી જોઇએ.

એમ છતાં જે વ્યવસ્થાનું રેખાદર્શન આપણે કર્યું છે તે રાજ્ય તરફથી ધર્માદા મદદ આપવા માટેની વિશાળ સંસ્થા કરતાં વિશેષ નહોય, અને તેમ હોવાથી મોટા પ્રમાણમાં ધર્માદા મદદ આપવાથી નિપજતાં પરિણામો તેમાં રહેલાં હોય એમ ધારી શકાય. એનાથી વ્યક્તિના સર્વ શક્તિનાં મૂળ સુકાઇ જશે અને તેની સ્વતંત્રતા નિઃસત્વ બનશે. પ્રથમ મુદ્દા ઉપર આથી કંઇક ઉલટા વિચારોને પુષ્ટિ આપે એવી ચોક્કસ સબળ દલીલોનો આપણે ઉલ્લેખ કરી ગયા છીએ. રાજ્ય જે કંઇ કરે છે, અને કરવા ધારેલા સઘળા ફેરફારો સંપૂર્ણ રીતે કરવામાં આવતાં તે જે કંઇ કરે, તે સાધારણ માણસની જરૂરીઆતો વેરી પાડવા માટે કોઇ પણ રીતે બસ થશે નહિ. હજી પણ તેને પોતાના નિર્વાહ માટે મજુરી કરી રોજી મેળવવી પડશે. પણ આ પ્રમાણે રચાતા ધોરણ ઉપર તે પોતાની ખરેખરી જરૂરીઆતોનો વિચાર બાંધી શકશે; તે વધારે પ્રમાણમાં સહીસલામત રહી શકશે, ભવિષ્યને માટે વધારે સારી આશા બાંધી શકશે, અને તેને પોતાની જીવનનૌકા ખડકોથી દૂર રહી હંકારી લઇ જવાની વધારે ખાત્રી રહેશે. જીંદગીના અનુભવ ઉપરથી એટલું સૂચન થાય છે કે ભયના કરતાં આશાથી વધારે સારૂં પ્રોત્સાહન મળે છે, અને ધાસ્તી કરતાં સહીસલામતી માટેની ખાતરીથી વધારે સારી માનસિક પરિસ્થતિ ખડી થાય છે. નિરાશાથી કોઇ વેળા માણસ અસાધારણ પ્રયત્ન કરવા ઉશ્કેરાય તો તેની અસર ઉડતી રહે છે, અને જાથુની અસર માટે સાધારણ તંદુરસ્તીવાળા જીવનના વાણાતાણા પુરનારા નિર્બંધ અને શક્તિના મિશ્રણને ખીલવવા સારૂ વધારે સ્થિર પરિસ્થિતિ વિશેષ લાયક હોય છે. સામાજિક સંસ્થાનાં દરેક રૂપાંતરનો ગેરઉપયોગ કરે એવા કેટલાકો હોય છે, તેમ પોતાની લાભકારક સ્થિતિનો ગેરઉપયોગ કરે એવા પણ હોય છે. પણ એકંદર રીતે એમ ધારવામાં આવે છે કે વ્યક્તિની જોખમદારીનું કાયદેસર ક્ષેત્ર વાસ્તવિક રીતે આલેખવામાં આવે, એટલે, વ્યક્તિ ઉપરનો બોજો સાધારણ મનુષ્ય સ્વભાવ ખમી શકે તેના કરતાં વિશેષ ભારે ન હોય તો એ જોખમદારી વધારે સ્પષ્ટ રીતે નક્કી કરી શકાય અને તે ઉપાડવા માટે વધારે ચાંપીને આગ્રહ કરી શકાય.

પરંતુ એમ કદાચ કહી શકાય કે બહારની મદદ ઉપર જરા પણ આધાર રાખવાથી સ્વતંત્રતાનો નાશ થાય છે. એ ખરૂં છે કે મદદ માટે ખાનગી પરોપકાર તરફથી આશા રાખવાથી આ પરિણામ નીપજે છે. કારણ એથી એક માણસને બીજાની મહેરબાની ઉપર આધાર રાખવાની જરૂર પડે છે. પણ એમ જણાવવું જોઇએ કે જે જાતની મદદ મેળવવા સારૂ પોતાનો હક્ક હોય એમ માણસ ધારતો હોય, તો તેનાથી આવશ્યક રીતે એજ પરિણામ ઉપજતું નથી. વળી પરોપકારથી સ્વતંત્ર પ્રયત્નની કિંમતમાં ઘટાડો થવા પામે છે. કારણ તે જ્યાં ખોટ અથવા નિષ્ફળતા જણાતી હોય તે તરફ વહે છે. તે દુર્ભાગ્યના બદલા તરીકે ગણાય છે અને એ સહેલથી નિષ્કાળજીપણાને ઉત્તેજન આપવા તરફ ઢળે છે. બીજી તરફ જે હક્કની રૂએ પ્રાપ્ત થાય છે તેનો નસીબવાન તેમજ કમનસીબવાન એક સરખો ઉપભોગ કરે છે. એ બેમાંના એકની તરફેણમાં તે મદદરૂપે હોતો નથી, પણ નસીબદેવી વિરૂદ્ધ બન્નેને જે સરત દોડવાની હોય છે તેમાંથી સરખા અંતર કપાય છે. આ પછી આપણે ખરા સવાલ ઉપર આવીએ છીએ. જે ઉપચારોની આપણે ચર્ચા કરીએ છીએ તે શું એકત્ર પરોપકારના વિશિષ્ટરૂપે અથવા સામાન્ય હક્કના સ્વીકારરૂપે પરોપકારના અથવા ઉપચારો ન્યાયના ઉપચારો તરીકે ગણવાના છે? આ પ્રશ્નની પુરેપુરી ચર્ચા કરવામાં અર્થશાસ્ત્રની તેમજ સામાજિક નીતિશાસ્ત્રની એવી ગુંચવણ ભરેલી અને કેટલીક બાબતોમાં નવીન પ્રકારની ભાવનાઓ ઉપલબ્ધ થાય છે, કે આ પ્રકરણમાં તેનો જોઇએ તેવો વિસ્તારપૂર્વક ઉલ્લેખ ભાગ્યેજ કરી શકાય. પણ અર્વાચીન ઉદારમતવાદના સિદ્ધાંતની ચળવળમાં ગૂઢ રહેલી સામાજિક અને આર્થિક ન્યાયની ભાવનાઓની રૂપરેખા દર્શાવવા આપણે પ્રયત્ન કરીશું.

આપણે આ વિષયની ચર્ચા શરૂ કરતાં જણાવીશું કે કાયદાનુસાર સિદ્ધાંત ગમે તે હોય, પણ વ્યવહારમાં ઇંગ્લંડનો હમણાંનો ગરીબ લોકો સંબંધી કાયદો દરેક માણસને જીવન નિર્વાહ માટેની બીલકુલ આવશ્યક

વસ્તુઓ મેળવવાનો હક્ક હોવાનું સ્વીકારે છે. નિર્ધન સ્ત્રી અથવા પુરૂષ રાજ્યના કોઈપણ સત્તાધિકારી પાસે આવે તો તેને ખાદ્ય ખોરાકી પુરી પાડી આશ્રય આપવાની એની ફરજ છે. એ નિર્ધનની મનુષ્ય પ્રાણી તરીકેની જરૂરીઆતોને લઇને તેનો રાજ્યનાં નાણાં ઉપર એટલે સુધી હક્ક છે, એ સિવાય બીજા કોઇ કારણે તેને એવો હક્ક નથી. એમ છતાં જ્યારે એ નિર્ધન હોય ત્યારે જ માત્ર એ હક્ક પ્રમાણે અમલ થઈ શકે છે; અને સત્તાધિકારીઓ જે સરતો ઠરાવે તેને વશવર્તીને જ ફક્ત તે એ બજા લાવી શકે છે. એ સરતો અન્વય જ્યારે કારખાનામાં કામ કરવું પડે છે ત્યારે તે તેની સ્વતંત્રતા ગુમાવે છે. સને ૧૮૩૪નો મુખ્ય સિદ્ધાંત એ હતો કે સ્વતંત્ર મજુરી કરનાર કરતાં નિર્ધનનું કિસમત 'ઓછું લાયક' ગણવું જોઇએ. કદાચ આપણા સમયમાં વિચારનો જે ફેરફાર થયો છે તે દર્શાવતાં આપણે કહી શકીએ કે વધારે નવા સિદ્ધાંત પ્રમાણે નિર્ધનતા કરતાં સ્વતંત્ર મજુરી કરનારનું કિસમત વધારે લાયક છે, એવી ખાતરી કરી આપવાની સમાજની ફરજ છે. આ હેતુથી સામાન્ય પુંજી ઉપરનો હક્ક વિસ્તારવામાં આવે છે અને તે ફરી ઘટવવામાં આવે છે. વ્યક્તિ તરફથી કંઇ ગેરવર્તણુક અથવા બેદરકારી થએલી સાબિત થાય નહિ ત્યાં સુધી એ હક્કના ભોગવટાથી છૂટાપણું ગુમાવવા જેવી શિક્ષાને પાત્ર થાય એવાં પરિણામ ભોગવવાં પડતાં નથી. આના ગુહ્યમાં રહેલી દલીલ એ છે કે યુનાઇટેડ કિંગડમ જેવાં ધનાઢ્ય રાજ્યમાં, આરોગ્ય અને સંસ્કૃતિ પામેલા જીવન માટે અનુભવ ઉપરથી નૈતિક મદદનું જે આવશ્યક ધોરણ ઠરે તે પ્રમાણે મદદ સામાજિક દૃષ્ટિએ ઉપયોગી થાય એવી મજુરી મેળવવા માટે દરેક નાગરિકને જરૂરનાં હોય તેટલાં સાધનો ઉપલબ્ધ હોવાં જોઇએ. : અને ઔદ્યોગિક વ્યવસ્થા પ્રત્યક્ષ ચલાવવામાં આ સાધનો ખરેખર જોઇએ તેટલા પ્રમાણમાં ઉપલબ્ધ ન હોય તો એ ખોટ પુરી કરવા સારૂ રાષ્ટ્રીય પુંજી ઉપર પરોપકારની રાહે નહિ પણ હક્કની રૂએ તેનો દાવો હોવાનું ઠરેલું છે.

મિલકત સંબંધી હક્કો આપણે બધા કબૂલ કરીએ છીએ. શું ત્યારે કદાચ મિલકત ઉપર પણ સામાન્ય હક્ક નથી ? જે આર્થિક વ્યવસ્થામાં

વારસા અને બક્ષિસના સંબંધના કાયદાઓ અન્વય અતિશય ભારે અસમાનતા વંશપરંપરા ચાલી જાય છે તેવી વ્યવસ્થાના મૂળમાંજ કંઇ ખોટું નથી? શું આપણે એવી સ્થિતિ શાંત રીતે સ્વીકારવી જોઇએ કે જેમા ઘણી મોટી સંખ્યાનાં માણુસો પાસે તેઓ કમાય તે સિવાય બીજું કંઇ હોતું નથી ત્યારે બીજાઓ પાસે તેઓ જન્મે છે ત્યારે સામાજીક દૃષ્ટિએ ગમે તેવી પુણ્યવંત વ્યક્તિની જે કિંમત લેખાય તેના કરતાં તેઓ પાસે વિશેષ પુંજી હોય? શું એમ ન થઇ શકે કે વિચારપૂર્વક ઘડેલી આર્થિક નીતિની વ્યવસ્થામાં આપણે સમાજના અંગભૂતને તેવા અંગભૂત તરીકે રાષ્ટ્રની પુંજી ઉપરના ઓછામાં ઓછા ચોક્કસ દાવાના રૂપમાં મિલકતનો યથાર્થ હક્ક ધારણ કરવા દઇએ. વિચાર તો ઘણો સુંદર છે એમ કહી શકાય, પણ નીતિ બાજુએ મુકતાં, એવાં સાધનો કયાં છે કે તેમાથી ઓછા ભાગ્યવાન પોતાનો હિસ્સો મેળવે? આવા કામમાં વાપરવા સારૂ મળે એવી સંગ્રહિત મિલકત બ્રિટિશ રાજ્ય પાસે ઘણી થોડી છે, બલકે કંઇજ નથી. તેની મહેસુલ કર ઉપર આધાર રાખે છે, અને આખરે એનો અર્થ કંઇ નહિ પણ એટલોજ છે કે ગરીબોના ફાયદા સારૂ ધનવાનો કરને પાત્ર થાય છે. આપણને કદાચ કહેવામાં આવે કે એ ન્યાય નથી તેમ પરોપકાર નથી. પણ ચોકખી લૂટ છે. આના જવાબમાં હું એટલુંજ કહીશ કે રાષ્ટ્રની પુંજીમાં ખુટકો પડવો એ અગાધ આર્થિક ગેરવ્યવસ્થાની નિશાની છે. હું એવી દલીલ કરીશ કે દોલત માટે સામાજીક તેમજ જાતીય ધોરણ છે. શેહેરોમાં તથા તેની આસપાસના પ્રદેશોમાં ઉઘરાવવામાં આવતાં જમીનનાં ભાડાં જેવાં દોલતનાં કેટલાંક સ્વરૂપ વાસ્તવિક રીતે સમાજે ઉત્પન્ન કરેલાં છે; અને ભૂતકાળમાં રાજતંત્ર તરફથી ચલાવવામાં આવેલી ગેરવર્તણુકને પરિણામે જ માત્ર એવી દોલત ખાનગી પુરૂષોના હાથમાં જવા પામી છે. ફક્ત આપણા અર્થશાસ્ત્રની ખોડવાળી વ્યવસ્થાને લઇને કરી શકાતી અને વારંવાર સ્પષ્ટરીતે સમાજની વિરૂદ્ધ ઉતરે એવી વલણ ધરાવતી નાણાં સંબંધી ઉથલ પાથલો તથા સટ્ટાના સોદાઓમાં દોલતનાં બીજાં વિશાળ મૂળો રહેલાં માલમ પડે છે. એક તરફથી આપણા આબકારી કાયદાઓ અન્વય, અને શહેર

સુધરાઇના કામ માટે જોઇતાં માણુસો તથા સામગ્રી પુરી પાડવાનો હક્ક ખાનગી માણુસોના હાથથાં જવા દેવાના અસલ વ્યવહારની રૂએ, ખડા થએલા કંઇક અંશે એકહથ્થા અધિકારમાં બીજાંક ારણો રહેલાં જણુાય છે. વારસાના સિદ્ધાંતની રૂએ એવી રીતે એકઠી થયેલી મિલકત પિતા તરફથી પુત્રના હાથમાં ઉતરી જાય છે; અને પરિણુામે એક નાના વર્ગના હાથમાં સંસ્કૃતિના આર્થિક લાભનો હિસ્સો મેળવવા માટેનો વારસો જન્મથીજ આવે છે, ત્યારે બીજો ઘણો મોટો વર્ગ એવો રહે છે કે જે એમ કહી શકે કે 'વસ્ત્ર રહિત અમે દુનીઆમાં જન્મા છીએ, અને તેજ વસ્ત્ર રહિત અમે ત્યાંથી જઇશું, આ આખી પદ્ધતિને સુધારવાની જરૂર હોવાનું પ્રતિપાદન કરવામાં આવે છે. એમ જણુાવવામાં આવે છે કે આ પરિસ્થિતમાં મિલકત મુખ્યત્વે કરીને એવી સંસ્થા થતી અટકી પડે છે કે જે મારફત દરેક માણુસ પોતાની મેહેનતનાં ફળ ભોગવી શકે, અને સામાન્ય રીતે જમીનદાર જે સરતો ઠરવે તે પ્રમાણે બીજાઓને કામે રાખવાના કામમાં હથીયાર તરીકે થઇ પડે છે. આ વલણ અનિષ્ટ ગણુાય છે, અને તેનો ઉપાય એવાં સંખ્યાબંધ નાણાં બાબતનાં, ઔદ્યોગિક તથા સામાજિક કામોથી થઇ શકે કે તેને પરિણુામે સમાજ ઉપયોગમાં લઇ શકે એવાં સામાન્ય જથ્થો વધે અને તે એવી રીતે કામે લેવાય કે તેથી જેઓ આળસ,—અશક્તિ અથવા ગુન્હાને લીધે પોતાને મળતો લાભ ગુમાવતા નથી તે બધાઓની આર્થિક સ્વતંત્રતા જલવાઇ રહે. સામ્યતાવાળા સમાજનાં જુના—કામમાં મળી આવતાં રૂપોમાં દરેક માણુસ પોતાને લાયક સ્થિતિમાં જન્મે છે. એ સ્થિતિને અંગે સામાન્ય જમીનનો યોગ્ય ભાગ તેને માટે રહે છે. આ પદ્ધતિનાં છેલ્લાં અવશેષનો નાશ કરવામાં આર્થિક વ્યક્તિસ્વાતંત્ર્યવાદે જન સમાજનાં સુખનો ભારે ભોગ આપી મહાન આર્થિક પ્રગતિનો પાયો નાંખ્યો છે. અર્થશાસ્ત્રમાં રહેલા જમીનને લગતા સવાલનો આશય મિલકત નાશ કરવાનો નથી, પણુ હાલની જરૂરીઆતોને લાયક થાય એવી પરિસ્થિતિમાં મિલકતને લગતી સામાજિક ભાવનાને તેના યોગ્ય સ્થાનપર ફરી મુકવાનો છે. આમ કરવા માટે આપણે પ્રાચીન ઇતિહાસમાં વાંચીએ છીએ તેવાં

જમીનની ફરી વહેંચણી માટેના અપરિપક્વ ઉપાયો યોજવાના નથી. પણ એમ કરવા માટે દોલતના સંબંધમાં રહેલાં સામાજીક તથા વ્યક્તિને લગતાં તત્વો જુદાં પાડવાનાં છે. સામાજીક પુંજીનાં મૂળ રાષ્ટ્રની તીજોરીમાં આણુવાનાં છે, અને તેને સમાજના અંગભૂતોની મૂળ જરૂરીઆતો માટે સમાજની મુનસફી ઉપર કામમાં લેવા માટે રાખવાનાં છે.

મિલકતનો મૂળ પાયો સામાજિક છે, અને તે બે અર્થમાં. એક તરફથી, સમાજનું વ્યવસ્થિત બળ મિલ્કત ધારણ કરનારાઓને ચોરો તથા લૂટફાટ કરનારાઓ સામે રક્ષણ આપી તેમના હક ટકાવી રાખે છે. ગમે તેટલાં ટીકાત્મક વિવેચન છતાં ઘણા લોકો હજી જાણે મિલકતના હક કુદરત અથવા ઇશ્વર તરફથી ચોક્કસ ભાગ્યવાન વ્યક્તિઓનો પોતાની મિલ્કતનો કબજો ભોગવટો વિના અડચણે ચાલ્યા કરે એ માટે કાયદાની વ્યવસ્થાનો છૂટથી ઉપયોગ કરવા રાષ્ટ્રને તેમનાં નોકર તરીકે હુકમ કરવા અપરિમિત હક હોય એમ માનતા લાગે છે. તેઓ ભૂલી જાય છે કે સમાજના વ્યવસ્થિત બળ વિના એ હક્કોની ભાગ્યેજ કંઇ કિમત થાય છે. તેઓ એટલો વિચાર નથી કરતા કે ન્યાયાધીશ, પોલિસ સિપાઇ અને સમાજ જે સ્થિર વ્યવસ્થા ટકાવી રાખે છે તે વિના તેમની શી દશા થશે, સમૃદ્ધ વેપારી એમ માનતો હોય કે જાત મહેનત વડે જ તેણે પોતાની દોલત એકઠી કરી છે, તો જે એટલો વિચાર કરવા અટકતો નથી કે જે સ્થિર સુલેહ શાંતિને લીધે વ્યાપારી પ્રગતિ થઇ શકી છે તે શાંતિ રસ્તાની, રેલ્વેની, અથવા દરીઆની સહીસલામતી, કૌશલ્યવાળા મજુરોનાં જુથનાં જુથ, એ સંસ્કૃતિને લીધે જે કુલબુદ્ધિ એ કામમાં લઈ શકે તે બુદ્ધિ, દુનીઆની સામાન્ય પ્રગતિને લીધે જે માલ બનાવે છે તે માટે થતી માંગ, અને જે શોધખોળો એ નિયમ તરીકે વાપરે છે અને જે વિજ્ઞાન કુશળ પુરૂષો અને હુન્નર કળાને વ્યવસ્થિત ધોરણે મુકનારાઓના પેઢીધર પેઢી ચાલતા આવેલા પ્રયત્નને પરિણામે વિસ્તાર પામી છે તે શોધખોળો એ સઘળું ન હોત તો એ એક પણ ડગલું આગળ ભરી શકત ? જો એ પોતાની દોલતનું મૂળ શોધે તો એને એટલું સ્વીકારવું પડશે, જેમકે એની મિલ્કત વગેરેનો કબજો–ભોગવટો સમાજ ટકાવી રાખે છે અને તેની

સહી સલામતી માટે ખાતરી આપે છે તેમ એ મિલ્કત વગેરેની મૂળ કલ્પના બાંધવામાં પણ સમાજ મુખ્યત્વે હિસ્સેદાર છે.

આ પછી આપણે બીજા અર્થમાં મિલ્કત કેવી રીતે સામાજિક છે તે ઉપર આવીએ છીએ. કિમતમાં સામાજિક તત્વ રહેલું હોય છે, તેમ ઉત્પન્ન કરવામાં પણ સામાજિક તત્વ રહેલું હોય છે. હમણાની હુન્નર કળામાં બીજાના પ્રયત્નની મદદ વિના વ્યકિત પોતે કરી શકે એવું ઘણું થોડું હોય છે. મજુરીના ઘણા બારીક વિભાગ પાડી નાંખવામાં આવ્યા છે; અને જેમ તેના વધારે વિભાગ પડે છે તેમ તેને સહકારી બનવાની વધારે જરૂર પડે છે. માણસો વેચવા માટે માલ તૈયાર કરે છે, અને અદલબદલ કરવાનો દર, એટલે કિમત, માંગ અને છત વચ્ચેના પ્રમાણવડે કરે છે. અને વળી એ પ્રમાણ એકએકમાં ગુંચવાઇ ગએલી સામાજિક શક્તિઓ મારફત નક્કી થાય છે. માલ તૈયાર કરવાની રીતમાં દરેક માણસ, પોતાની બુદ્ધિ ચાલે તે હદે, સંસ્કૃતિનાં મળી આવે તેટલાં સઘળાં સાધનોનો, બીજાં માણસોની મગજ શક્તિએ યોજેલાં સાંચા કામનો, તથા અનુકરણ કરેલી સંસ્કૃતિની બક્ષિસ તરીકે ગણાતી મનુષ્ય સામગ્રીનો ઉપયોગ કરે છે. આ પ્રમાણે સમાજ તરફથી તૈયાર કરવામાં આવતી પરિસ્થિતિ તથા તકોનો એક જાણ બીજાના કરતાં વધારે સારો ઉપયોગ કરશે. એવી રીતે એ સઘળાંનો થતો ઉપયોગ માલ તૈયાર કરવામાં વ્યકિત અથવા જાતને લગતું તત્વ ગણાય છે. અને એજ તત્વ વ્યકિતના બદલા માટેના દાવાનું ધોરણ બને છે. આવી જાતના પ્રયત્નને ટકાવી રાખી તેને પ્રોત્સાહન આપવું યથાર્થ આર્થિક વ્યવસ્થામાં આવશ્યક છે. અને આ સ્થળે સમાજસત્તાવાદની કોઇ ખાસ ભાવના આ જરૂરીઆત પુરી પાડશે કે નહિ એની તપાસ કર્યા વિના આપણે ખાતરીથી એટલું જણાવી શકીએ, કે જે સમાજસત્તાવાદનું રૂપ એની અવગણના કરે તેને લાંબા કાળ સુધી ટકી શકે એવી ફતેહ મળવી અશકય છે. એથી ઉલટું, જે વ્યક્તિસ્વાતંત્ર્યવાદ દોલતના સંબંધમાંના સામાજિક અંશનો અનાદર કરે છે તે રાષ્ટ્રનાં સાધનોમાં ઘટાડો કરે છે, હુન્નરકળામાંથી મળતા લાભનો જે ભાગ સમાજને ન્યાયની રીતે મળે

છે તે ભાગ તેની પાસેથી છીનવી લે છે, અને પરિણામે દોલતની એકપક્ષીય અને અન્યાયી વ્હેંચણી થાય છે. આર્થિક ન્યાય પ્રમાણે દરેક વ્યક્તિને માત્ર નહિ, પણ ઉપયોગી સેવા બજાવવાના કામમાં આવતા સમાજને લગતા અથવા વ્યક્તિને લગતા દરેક વ્યવહાર માટે, યોગ્ય જણાય એટલી રકમ આપવાની છે. એ રકમ એવા ઉપયોગી વ્યવહાર અને કાર્યસાધક રીતે ચલાવવાના કામને ઉત્તેજન આપવા તથા ટકાવી રાખવા માટે જરૂરની જણાય તે પ્રમાણે ઠરે છે. વ્યવહાર અને નિર્વાહ વચ્ચેનું આવું પ્રમાણુજ આર્થિક સમાનતાનું ખરૂં તાત્પર્ય છે.

એક તરફથી સમાજના અને બીજી તરફથી માલ પેદા કરનારાઓના અથવા દોલત વારસામાં ઉતરી હોય તેવાઓના હક્ક નક્કી કરવાની બાબતમાં આ સિદ્ધાંત લાગુ પાડતાં માલ પેદા કરવામાં આવતા જરૂરના અંશો વચ્ચેના, તફાવત કહાડવા પડશે, પરંતુ એમ કરવું ઘણા દાખલાઓમાં સહેલું નથી. ઉપર દર્શાવેલો શહેરની જમીનનો દાખલો લઇએ, તો તેમાં તફાવત સાધારણ રીતે સ્પષ્ટ જણાઇ આવે છે. લન્ડનમાંની ઘર બાંધવાની જમીનના કકડાની કિમત ખાસ કરીને લન્ડનને લીધે અને નહિ કે માલીકને લીધે ઠરે છે. વધારે યથાર્થ રીતે કહીએ તો એ કિમતનો કંઇક ભાગ લન્ડનને લીધે કંઇક ભાગ બ્રિટિશ સામ્રાજ્યને લીધે, અને આપણે કહીએ તો કંઇક ભાગ પાશ્ચાત્ય સંસ્કૃતિને લીધે નક્કી થાય છે. પણ આ સહાયભૂત તત્વોને એક બીજાથી છૂટા પાડવાનું અશક્ય જણાય તોપણ કિમતનો સઘળો વધારો એક અથવા બીજાં સામાજીક તત્વ ઉપર આધાર રાખે છે એ મુખ્ય મુદ્દો જોઇએ તેટલો સ્પષ્ટ છે, અને આ ઉપરથી જમીનની કિમત હકક પ્રમાણે સમાજની અને નહિ કે વ્યક્તિની મિલકત હોવાની જે ભાવના ઉદારમતવાદના વિચાર પ્રમાણે બંધાઇ છે તેનું કારણ સમજાશે. દારૂના ધંધા ઉપર નિબંધ રાખવા માટે પસાર કરેલા કાયદા અન્વય પરવાના આપવાનાં સ્થળોની જે એક હસ્થી કિમત પ્રત્યક્ષ રીતે ઉત્પન્ન થાય છે તેનો આ મુદ્દાના સંબંધમાં બીજો દાખલો છે. આવી બાબતોને નિયમન કરવામાં સમાજને જે મુશ્કેલી ઓ નડે છે તે એજ છે કે તેણે દોલતનાં આ સાધનોને પોતાના હાથમાંથી

જવા દીધાં છે અને આ પ્રકારની મિલકત બીજી કોઇ પણ જાતની મિલકતની પેઠે કાયદાના મૂળ પાયા ઉપર ખડી રહી છે અને રહેશે એ માન્યતા ઉપર એ મિલકતો બજારમાં છૂટથી એક જણુ પાસેથી બીજા પાસે ગઇ છે. આથી સમાજને માટે પોતાના સંપૂર્ણ હકને આગ્રહથી વળગી રહેવાનું શક્ય નથી. વ્યક્તિઓને ભારે સંકટમાં નાંખ્યા સિવાય તથા ઔદ્યોગિક પદ્ધતિને હચમચાવી મુકયા સિવાય બીજી કોઇ રીતે તે પોતાના સંપૂર્ણ હક ધારણુ કરી શકશે નહિ. તે જે કંઇ કરી શકે તે એજ છે કે વ્યક્તિનાં સાહસથી એકઠી થએલી દોલત ઉપર કર આકારવા કરતાં ધીમે ધીમે પોતાની એકત્ર પ્રગતિ ઉપર આધાર રાખતી દોલત ઉપર કર નાખવાનું શરૂ કરે, અને એમ કરી ધીમે ધીમે પોતાનાં એકત્ર કામનાં ફળની માલિકી ફરી પોતાના હાથમાં લઇ લે.

માલ ઉત્પન્ન કરવાની આખી ક્રિયામાં રહેલાં સામાજિક ઉપયોગિતાનાં વધારે સામાન્ય તત્વો બાબત સિદ્ધાંતની દષ્ટિએ ઘણી વધારે મુશ્કેલ છે. અહીં આપણે એવાં તત્વો સાથે કામ લેવાનું છે કે તેઓ તેમની પ્રવૃત્તિમાં એક બીજા સાથે એવાં સજડ ગુંચવાઈ ગએલાં છે કે માત્ર આડકતરી ક્રિયાથીજ તેઓ છૂટાં પડી શકે. આ ક્રિયા કેવી હોય તે સારી રીતે સમજવા માટે આપણે ક્ષણભર ધારી લઇએ કે ઉપર દર્શાવેલા બદલો આપવાના સિદ્ધાંતોનો અમલ કરવા ઔદ્યોગિક પદ્ધતિની કોઇ સર્વ રીતે સંપૂર્ણ કેન્દ્ર સંસ્થા પ્રયત્ન કરે. જે કેન્દ્રસ્થ સત્તાને આપણે એટલાં ડહાપણુ અને ન્યાયી બુદ્ધિવાળી હોવાનું માનીએ છીએ કે તે દરેક માણસને તેને યોગ્ય હોય એવી જગા અને દરેક માણસને વાજબી બદલો અપાવશે. તેને જો આપણી દલીલ બરાબર હોય તો દરેક માલ ઉત્પન્ન કરનારને, પછી તે હાથે મહેનત કરી કે મગજ શક્તિ વાપરી મજુરી કરતો હોય, હુન્નર ઉદ્યોગનું એકાદ ખાતું ચલાવતો હોય અથવા કોઇની દેખરેખ હુકમ નીચે કામ કરતો હોય, તોપણુ તેની સારામાં સારી શકિતનો ઉપયોગ કરવા ઉત્તેજન મળે અને પોતાનું કામ જીંદગી પર્યંત કર્યા કરવા સારૂ આવશ્યક જણાય તેવી સ્થિતિમાં તેને ટકાવી રાખે એટલો બદલો તેને આપવો પડશે. જો આપણે એમ માનવામાં ખરા હોઇએ કે પ્રતિવર્ષ ઉત્પન થતી દોલતના મોટા ભાગનું મૂળ

સામાજિક છે તો એ ઉપરથી બીજું અનુમાન એ નીકળશે કે આ બદલો આપ્યા પછી કંઇ વધારો રહેશે તે સમાજની તીજોરીમાં પડશે અને પ્રજા હિતનાં કામ માટે, રાષ્ટ્રનો બચાવ, જાહેર બાંધકામ, કેળવણી, ધર્માદા, અને સંસ્કૃતિવાળાં જીવનના ઉત્કર્ષ માટે વાપરવા સારૂ કામ આવશે.

આ માત્ર મગજમાંથી ઉપજાવી કહાડેલી સ્થિતિનું આબેહુબ વર્ણન છે, અને કોઇ પણ રાજતંત્રમાં આટલું બધું ડહાપણ વ્યાવહારીક રીતે હોઇ શકે, અથવા કોઇ એક સત્તાધીશના હાથમાં આટલો બધો અધિકાર રાખવાથી એવાં પરિણામ ન નીપજે કે જેથી બીજી દિશાએ થતી પ્રગતિમાં વિક્ષેપ પડે એ બાબત તપાસવાની જરૂર રહેતી નથી. રાજ્યને મિલકતની બાબતમાં વહીવટ ચલાવવામાં મદદ મળે તેમાં ન્યાયી વ્હેંચણીના સિદ્ધાંતો આ વર્ણનથી માત્ર સ્પષ્ટ થાય છે. તે આર્થિક ન્યાયની ભાવના તથા કરની વ્હેંચણી કરવામાં તથા હુન્નર ઉદ્યોગની પુનઃરચના કરવામાં કેવા ધોરણ ઉપર આપણે ચાલવું તે દર્શાવવામાં મદદ કરે છે. એકાદ બે દાખલા લઇ આપણે તેનો સંબંધ દર્શાવીશું.

અર્વાચીન પરિસ્થિતિમાં સટ્ટો ખાનગી દોલત મેળવવાનું અગત્યનું સાધન છે. શું એ સામાજિક દોલતનું પણ સાધન છે? શું તે સમાજને માટે કંઇ મેળવી આપે છે? શું તે કંઇ એવી એકાદ ફરજ બજાવે છે કે જે માટે આપણે આદર્શ રૂપી રાજવહીવટ કંઇ બદલો આપવાનું જરૂરનું ધારે. હું કેટલાક રેલ્વેના શેર ૧૧૦ ના ભાવે ખરીદ કરૂં. એક બે વર્ષ પછી અનુકૂળ લાગ મળતાં હું તે ૧૨૫ ને ભાવે વેચી નાંખું. એ વધારો વાજબી રીતે મેળવ્યો છે કે ગેરવાજબી રીતે? આ એકજ દાખલામાં જવાબ ખુલ્લો છે, પણ એમ કહી શકાય કે આ પ્રસંગે મારાં સુભાગ્યને જોરે મને નફો થયો અને બીજાંના કમભાગ્યને લીધે તેને નુકસાન થયું, એ તો નિઃસંશય છે. પણ, એથી વધારે આગળ ન જતાં, જો હિસાબ સરભર કરતાં મારી પાસે સારી દોલત એકઠી થાય, અથવા આ રીતે હું આવક ઉભી કરૂં તો એ દોલત અથવા આવક પ્રાપ્તિકારક સેવા બજાવી મેળવેલી કહેવાશે.

નહિ. આનો જવાબ એમ આપી શકાય કે શેર ખરીદનારા અને વેચનારા આડકતરી રીતે માંગ અને છતનો સંબંધ બંધબેસ્તો કરી ઉદ્યોગનું નિયમન કરે છે. કોઇ ખાસ બજાર વિશેના જ્ઞાનની માહિતી મેળવેલા પ્રવિણ ધંધાદારી માણસોના સંબંધમાં એમ હોઇ શકે. પરંતુ અનુકૂળ લાગ આવે નફો મેળવવવાની આશાએ તેઓ બજારમાં માથું મારતા હોય તો તેઓ જુગારી ગણાશે. એ બેમાંનો કયો વર્ગ મોટો છે એ નક્કી કરવાનો આપણે ઢોંગ કરીશું નહિ. હું માત્ર એટલુંજ જણાવીશ કે, હકીકત ઉપરથી તો આવાં ખાસ સાધનવડે મેળવેલો નફો એ ચાલાક અથવા ભાગ્યવાન પુરૂષો એ માલ પેદા કરવામાં કરેલી ચોકકસ મદદ માટેના બદલા કરતાં માલ પેદા કરનાર ઉપર તેમના તરફથી પડતા કર જેવો લાગે છે. આ વિચારની અનુભવસિદ્ધ બે કસોટી શકય છે. એક તો એ કે જનસમૂહની એક જાતની એવી એકત્ર સંસ્થા રચવી કે જેથી સટ્ટા બજારની અગત્યતામાં ઘટાડો થાય. જ્યારે જ્યારે અનુકૂળ તક આવે ત્યારે ત્યારે આ દિશામાં પ્રયત્ન કરવાની યથાર્થતા આપણા સિદ્ધાંત ઉપરથી નીકળશે. બીજી કસોટી એ છે કે આ સાધનવડે મેળવેલી આવક ઉપર ખાસ કર નાખવા, એટલે અનુભવ ઉપરથી સત્વર માલમ પડશે કે આવા કરથી માલ પેદા કરવા તથા વ્હેંચવાના કામમાં કોઇ પણ વખતે ખરેખર અડચણ આવે છે કે નહિ. જો એવી કંઇ અડચણ ન આવે તો કરનું વાજબીપણું આપોઆપ સિદ્ધ થશે, એ ઉપરથી એટલું સાબિત થશે કે વ્યક્તિઓ કુલે જે નફો હમણાં ખાઇ જાય છે તે તે અમુક આર્થિક ક્રિયા ચાલુ રાખવા સારૂ આપવાના બદલા કરતાં ઓછામાં ઓછા કરની રકમ જેટલો વધારે છે.

બીજો દાખલો આપણે વારસામાં મળેલી દોલતનો લઇશું. એ આપણા સમયની સામાજિક તેમજ આર્થિક સંસ્થામાં મુખ્ય અગત્યનું તત્વ છે. આપણા સિદ્ધાંત પ્રમાણે એ ખુલ્લું છે કે એ દિન પ્રતિદિન ઉત્પન્ન કરવામાં આવતી દોલત કરતાં તદ્દન જુદાજ પ્રકારની છે. એનો બચાવ માત્ર બે કારણે જ થઇ શકે છે. એક તો કબજા ભોગવટાથી મેળવેલો હક્ક, અને આર્થિક સંસ્થાની મૂળ રચનાને અવ્યવસ્થિત કરવાની મુશ્કલી આમાંથી

જબરદસ્તીની તથા ઉછાંછળી રીત વિરૂદ્ધ નિરૂત્તર દલીલ મળે છે, પણ આર્થિક પુનઃ રચનાની શાંત અને ધીમી નીતિ વિરૂદ્ધ કંઇ પણ દલીલ મળતી નથી. બીજી દલીલ એવી છે કે વારસામાં મળેલી પુંજીથી કેટલીક આડકતરી ક્રિયાઓ થાય છે. છોકરાંઓ માટે જોગવાઇ કરવાની તથા કુટુંબના મૂળ પુરૂષ થવાની ઇચ્છા મારફત પ્રયત્ન કરવામાં ઉત્તેજન મળે છે. ફુરસદે કામ કરતા વર્ગની હૈયાતીને લીધે કલ્પનાશક્તિનો છૂટથી વિકાસ થવાનો તથા રાજ્યની સેવા બજાવવા માટે નિસ્વાર્થી પુરૂષો અને સ્ત્રીઓ મળવાનો સંભવ રહે છે. ફરીથી હું સૂચન કરીશ કે આ દલીલની કિંમતની ખરી કસોટી કરવા માટેની એકજ અનુભવસિદ્ધ કસોટી છે. બહારની હકીકત ઉપરથી વારસામાં મેળવેલી દોલત આવકથી મેળવેલી દોલત કરતાં જુદાજ પ્રકારની છે, અને વાજબી તથા ગેરવાજબી રીતે મેળવેલી આવક વચ્ચેનો તફાવત શોધવાની શરૂઆત કરવામાં ઉદારમતવાદની નીતિ બરાબર જ હતી. મુડી અથવા જમીનમાંથી મેળવેલી આવક વ્યકિતની બચત ગણાય અને નહિ કે તેને વારસામાં મળેલી ગણાય એટલે સુધીજ એ તફાવત વિશે ગેરસમજુતી થવાનો સંભવ છે. ખરો તફાવત વારસામાં મળેલી તથા જાતે પેદા કરેલી દોલત વચ્ચે રહે છે, અને જાતે પેદા કરેલી આવક ઉપરના કરથી, કરની રકમ જેટલો હુન્નર ઉદ્યોગનો નફો ઘટે અને તે ચલાવવાનાં સાધનભૂત કારણો નબળાં પડે તોપણ વારસામાં મળેલી દોલત ઉપરના કરમાં વધારો થવાથી એવી કંઇ અસર થાય અથવા તેથી બીજી કંઇ સામાજિક ક્રિયા મૂળથી છિન્નભિન્ન કરી નાંખે એમ કોઇ પણ રીતે પ્રત્યક્ષ માલમ પડતું નથી. વળી એ બાબતનો ફક્ત અનુભવ ઉપરથી નિકાલ થઇ શકે, પણ જો અનુભવ ઉપરથી એમ જણાય કે વારસામાં મળેલી દોલત ઉપર કર નાંખવાથી મુડીની ઉપયોગમાં લઇ શકાય તેવી રકમમાં ઘટાડો થશે નહિ અને કોઇપણ ઉપયોગી કામ થતું અટકશે નહિ, તો પરિણામે ચોકખો નફો રહેશે. રાજ્ય કદીપણ એકલું માલ પેદા કરનાર થઇ શકે નહિ. કારણ માલ પેદા કરવામાં વ્યકિતત્વ અગત્યનો અંશ છે. પણ પરિસ્થિતિની આવશ્યકતાને લીધે એક તરફથી કુદરતી સાધનો ઉપર

અને બીજી તરફથી ભૂતકાળમાં ઘણાં વર્ષોથી એકઠા થયેલા વારસા ઉપર કેટલે દરજ્જે એ પોતાનો નિર્બંધ મુકી શકે તે કહી શકાય નહિ.

જો ઉદારમતવાદની નીતિ વાજબી અને ગેરવાજબી રીતે મેળવેલી આવકો વચ્ચે તફાવત કરવા માત્ર નહિ પણ ગમે તે સાધન મારફત મેળવેલી ભારે આવક ઉપર વધારાનો કર ( Super-tax ) નાંખવા માટે આગ્રહ કરે તો વળી મૂળ સિદ્ધાંત માટે માનપૂર્વક એવો શક આવવા કારણ રહે છે કે જેટલે સુધી કેટલીક વ્યકિતઓ સમાજને ઉપયોગી થાય છે તેટલે સુધી કોઇ એક માણસ કોઇ પણ રીતે ઉપયોગી થાય કે કેમ. જો દુનીઆમાંની અસાધારણ મોટી દોલત મહાન બુદ્ધિશાળી પુરૂષોને ભાગે જાય, તો આપણે આ શકમાં સુધારો કરવો પડશે. આપણે શેકસપીઅર, બ્રાઉનિંગ, ન્યુટન, અથવા કોબ્ડન જેવા કોઇક પુરૂષને શું આપવું જોઇએ, એ નકકી કરવું અશકય છે એ ખરૂં; પણ સારે નસીબે તેમ કરવાની આવશ્યકતા રહેતી નથી. કારણ બુદ્ધિશાળી માણસને પોતાની ઉત્કંઠાને લીધે બીજાઓને આપવાની જરૂર લાગે છે, અને સમાજ પાસથી બદલામાં તે એટલુંજ માગે છે કે તેને એકલો રહેવા દેવો અને કંઇક શાંતિ તથા ચોખ્ખી હવા અનુભવવા દેવી. વળી એની ગમે તેવી સેવા છતાં, વિચાર અને કલ્પનામય જીવનની મૂળ જરૂરીયાતો મેળવવાનું બની શકે તે માટે સાધારણ રીતે જે યોગ્ય જણાય તે કરતાં વિશેષ માંગવાનો ખરેખર તેને કંઇ હકક નથી, કારણ તેની ઉત્પાદક શકિત તેના હૃદયમાંથી ઉદ્‌ભવતા પ્રોત્સાહનને લીધે સતેજ થાય છે. અને એજ પ્રોત્સાહનથી બીજા કોઇની ઇચ્છાની દરકાર રાખ્યા વિના તે આગળ ખેંચાય છે. હુન્નરકળાની મોટા પાયા ઉપર વ્યવસ્થા કરનારાઓનો દાખલો આથી જુદો પડે છે. પરંતુ તેઓનું કામ સામાજિક દષ્ટિએ સંગીન જણાય ત્યાં સુધી તેઓ પણ નફા માટેના ખરા પ્રેમ કરતાં અંતરમાંથી લાગતી આવશ્યકતાથી વધારે ખેંચાય છે. તેઓ ભારે નફો કરે છે, કારણ કે તેઓનાં કારખાનાં એટલી હદે પહોંચે છે કે ત્યાં તેમને નફા ખાતે બચત રહેતી હોય તો જરૂર બચતની ઘણી મોટી રકમ થાય છે, અને તેઓને મળતી ફતેહની નિશાની તરીકે તેમજ

વધતી જતી સામાજિક સત્તાના મૂળ પાયા તરીકે નાણું ભેગું કરવામાં તેઓ વિશેષ રસ લેતા જણાય છે. પણ મારા ધારવા પ્રમાણે આ પ્રકારનાં મત ઉપર નફા માટેની અભિલાષાથી સીધી રીતે જે અસર થાય છે તે હદ ઉપરાંતની માનવામાં આવે છે. અને આની સાબિતી માટે આ વર્ગના ઘણા પુરૂષો જે કામોથી પોતાનો આર્થિક લાભ ઘટવા પામે તે કામો સ્વીકારવા અને છૂટાછવાયા પ્રસંગમાં આગ્રહથી ઉત્તેજન આપવા જે ત્વરાથી આગળ આવે છે તેનો હું પ્રથમ હવાલો આપીશ, અને રાજતંત્રને જે ઉંચા પ્રકારની વેપારી શકિતવાળાં માણસોને એવે પગારે ઘણા મોટા જથામાં કામમાં લેવાનું બની શકે છે કે તે મેળવનાર સંપૂર્ણ રીતે જાણે છે કે વેપાર ધંધાની સ્પર્ધામાં જે આવક તે મેળવી શકે તેની સાથે એ પગાર કોઇપણ રીતે સરખાવી શકાય નહિ તેનો હું બીજો હવાલો આપીશ.

આ ઉપરથી આપણે એકંદર રીતે એટલું અનુમાન કરીએ કે વધારાના કરનો મૂળ પાયો એવી ભાવના ઉપર રચાયો છે કે વાર્ષિક ૫૦૦૦ પૌંડની આવક ઉપર આવતાં આપણે કોઇ પણ વ્યકિતની[૧] ઔદ્યોગિક કિમતની હદ ઉપર આવી પહોંચીએ છીએ. એ રકમથી વધારાની આવક ઉપર એકદમ વધ્યા જતા પ્રમાણમાં કર નાંખી આપણે ખરી સામાજિક ઉપયોગિતાવાળી સેવા મળતી અટકાવી શકવાના નથી. એના કરતાં આપણે

૧ એ ખરૂં છે કે જ્યાં સુધી અમુક પ્રકારની બુદ્ધિવાળો માણસ વાર્ષિક ૫૦૦૦૦ પૌંડની આવક મેળવી શકે છે, ત્યાં સુધી સમાજને તેની સેવા ૫૦૦૦ પૌંડ માટે મળી શકશે નહિ, પણ કર વડે તથા આર્થિક વ્યવસ્થા ફરી રચવાથી પરિસ્થિતિ એટલી ફેરવી નાંખવામાં આવે કે વ્યવહારમાં ૫૦૦૦ પૌંડજ વધતામાં વધતા મેળવી શકવાની હદ બંધાય. અને સૌથી બુદ્ધિશાળી માત્ર પ્રયત્ન કર્યાથી એટલી રકમ મેળવી શકે તો એટલો પ્રયત્ન થયા કરશે એમાં શક રાખવા કંઇ કારણ રહેતું નથી. બદલાની ચોખ્ખી રકમ કરતાં, ઔદ્યોગિક અથવા વ્યાપારી શકિતનો જે પ્રમાણમાં ઉપયોગ થાય તે પ્રમાણમાં બદલામાં થતા વધારાથી શક્તિનો વિશેષ ઉપયોગ કરવા માટેનું આવશ્યક પ્રોત્સાહન મળે છે.

અઢળક દોલત, સામાજિક સત્તા તથા આડંબર માટેનો ગર્વ એ સઘળાં માટેનો અસામાજિક ઉત્સાહ વધારે પ્રમાણમાં દબાવી શકીશું.

આ દાખલાઓ સામાજિક ક્રિયા ટકાવો રાખવાની આર્થિક ન્યાયની ભાવના કેટલેક દરજ્જે ધટ્ટ બનાવવા માટે પુરતા થશે. તેઓ વળી એ બતાવવા કામ આવે છે, કે સાધારણ રીતે માનવામાં આવે છે તે કરતાં રાજ્યનાં ખરાં સાધનો ઘણાં મોટાં અને વધારે ભિન્ન પ્રકારનાં છે. દોલતનું જે તત્વ સામાજિક મૂળમાંથી ઉદ્દભવે છે તે અથવા વિશેષ ખુલાસાથી કહીએ તો હૈયાત વ્યકિતઓના પ્રયત્નથી જે સઘળું ઉદ્દભવતું નથી તે સઘળું સમાજને મેળવી આપવું, એ કરનો ખરો હેતુ છે. આ સિદ્ધાંત ઉપર રચાએલા કરનું ધોરણ લોકોના જનસમૂહ માટે જીવન નિર્વાહની આરોગ્ય પરિસ્થિતિ મેળવી આપવા સારૂ વાપરવામાં આવે તો તો આપણી પુંજી દબાણમાં નાખવા જેવું થતું નથી. જેની પાસેથી કર ઉઘરાવવામાં આવે છે તેને લૂંટવામાં આવતા નથી. કરની બાબત બાજુએ રાખીએ તો તે રાજ્યને લૂંટતો જણાશે. જે કર મારફત રાજ્ય સામાજિક ઉપયોગિતાનો અમુક હિસ્સો મેળવી શકે છે તે જેને પોતાની માલિકીનું ગણવાનો કર ભરનારને અપરિચિત હકક છે તેમાંથી લઇ લીધેલી રકમ નથી, પણ તે તો સમાજ એની પાસેથી હમેશ જે માંગતી રહેતી હતી તેજ તે પાછી આપે છે.

પણ કર ઉઘરાવી એકઠી કરેલી રકમ શા માટે ખાસ કરીને ગરીબોના લાભાર્થે વપરાવવી જોઇએ ? કર ભરનારને લૂંટવામાં આવતો નથી એ કબૂલ કરીએ તોપણ ગરીબને શા માટે આપવું જોઇએ ? કર ભરનાર તથા ગરીબ એ બન્નેના સામાન્ય હિતની કોઇ બાબત માટે શા માટે એ રકમ ખરચવી ન જોઇએ ? કારણ, કર ભરનાર પણ ગરીબના જેવોજ સમાજનું અંગ છે ? નિઃસંશય ભેગી કરેલી સામાન્ય રકમ ખરચવાની ન્યાયી રીત એટલીજ છે કે સામાન્ય ભલું સાધી શકાય તેવા હેતુઓ માટે તે રકમ ખરચવી. અને ખરેખર ઘણી બાબતોમાં રાજ્યનો જાહેર ખરચ સઘળા વર્ગોના લાભ માટે ચલાવવામાં આવે છે. આ બાબત નોંધવા જેવી છે કે ખરચની જે ઘણી અગત્યની બાબતો પ્રત્યક્ષ રીતે વધારે ગરીબ વર્ગોના હિતની હોય છે તેના

સંબંધમાં પણ આ હકીકત ખરી જણાય છે. દાખલા તરીકે જાહેર આરોગ્યની વ્યવસ્થા વધારે ગરીબ લોકોનાં રહેઠાણ માટે કરવામાં ન આવે તો તે પ્રથમ રોગના સપાટામાં આવી જશે. તેમ માટે માત્ર નહિ પણ વધારે પૈસાવાળા લોકો પોતાને ફાવે તેમ દૂર રહેવા જશે તોપણ ચેપમાંથી બચતા નથી. તેમને માટે પણ જાહેર આરોગ્યની વ્યવસ્થા કેવી કીમતી છે તેનો વિચાર કરો. જુના કાળમાં ન્યાયાધીશ અને પંચ તેમજ કેદીઓ કેદખાનામ ચાલતા તાવથી મરણ પામતા. વળી માત્ર કામદારને નહિ પણ જેને ત્યાં તે નોકર રહે છે તે શેઠને પણ કેળવણીની આર્થિક ઉપયોગિતાની કેટલી જરૂર છે તેનો વિચાર કરો. પરંતુ જ્યારે આ સઘળી બાબતો સ્વીકારવામાં આવે ત્યારે રાજ્યના જાહેર ખરચનો ઘણો મોટો ભાગ નિર્ધનતા દૂર કરવા સારૂ થવો જોઇએ, એમ આપણે હમેશ માનતા આવ્યા છીએ એ કબૂલ કરવું પડશે. મૂળથી આ ખરચ કરવો સકારણ એટલા માટે છે કે પુરતાં શારીરિક સુખ સગવડોની ખરી ખોટને લીધે પડતાં દુઃખો અટકાવવાનું કામ સામાન્ય ભલું કરવાના કામનો આવશ્યક ભાગ છે. વળી એ મતલબ સચવાય એવી માગણી કરવાનો હક્ક હોય છે તેમ તે સાચવવા સઘળાની ફરજ છે. સામાન્ય જીવનમાં જેઓ ભાગ લેતા હોય તેઓમાંના એકને પણ ભોગવવી પડે એવી દૂર કરી શકાય તેવી પીડા ઉપર એ જીવન રચાયું હોય તો તે વિરોધ વિનાનું નહિ પણ વિરોધવાળું જીવન થાય છે.

પણ આપણે એથી આગળ જઇ શકીએ. આપણે શરૂઆતમાં જણાવ્યું હતું કે આરોગ્ય અને કાર્યસાધક જીવન ગાળવા માટે જરૂરની આર્થિક આવક ઉપયોગી કામ કરી મેળવવાનાં સાધન સઘળા સાધારણ પુખ્ત ઉમરે પહોંચેલા માણસો સારૂ મેળવી આપવાનું કામ સમાજનું છે. આપણે હવે સમજી શકીએ છીએ કે આર્થિક ન્યાયના સામાન્ય સિદ્ધાંત હેઠળ આવતો આ એક પ્રસંગ છે, અને જો તે બરાબર સમજવામાં આવે તો તે સૌથી મોટો અને સર્વ દિશામાં અસર ફેલાવે એવો પ્રસંગ છે. આ સિદ્ધાંત એમ ઠરાવે છે કે દરેક સામાજિક ક્રિયા કરવાને વ્યકિતની જીંદગી પર્યંત ઉત્તેજન

મળે અને તે ટકી શકે તે માટે જરૂરનો હોય તેટલો બદલો તે ક્રિયા કરવા માટે મળવો જોઈએ. હવે કોઇ પણ દાખલામાં આ બદલાની રકમ કેટલી હોવી જોઇએ, એ વિશિષ્ટ પ્રયોગ કર્યા વિના નક્કી કરવું કદાચ અશક્ય છે. પણ જે ભાવના ઉપર આપણે અત્યાર સુધી આપણી રચના ચલાવ્યા જઇએ છીએ, તેને અનુસરી, જો આપણે એટલું સ્વીકારીએ કે સઘળાં શાણાં અને પુખ્ત ઉમરે પહોંચેલાં સ્ત્રી પુરૂષની ફરજ છે કે તેઓએ સુધરેલાં પ્રાણીઓ, ઉદ્યોગી કામ કરનારાં, લાયક માબાપ, અને સલાહ સંપથી રહેનાર અને નિપુણ નાગરિકો તરીકે રહેવું જોઇએ તો એથી ઉલટું સમાજની આર્થિક વ્યવસ્થાનું કામ છે કે તેણે તે લોકોને એવું જીવન ગાળવા સારૂ આર્થિક સાધનો મેળવી આપવાં અને સમાજની જરૂરની ફરજ એ છે કે તેણે એ સાધનો કઇ કઇ સ્થિતિમાં નિષ્ફળ જાય તે તપાસવાનું અને પડતી ખોટ પુરવી. આ પ્રમાણે સામાજિક કાર્ય સાધકતાની પરસ્થિતિ ઉપરથી ઓછામાં ઓછો ઔદ્યોગિક બદલો કેટલો હોવો જોઇએ તે ઠરે છે, અને જો એ પરિસ્થિતિ રાજ્યની વિચારપૂર્વક પ્રવૃતિ વિના ગોઠવાતી નથી તો રાજ્યની વિચારપૂર્વક પ્રવૃત્તિ મારફત તે ગોઠવવી જોઇએ, જો કોઇ પણ ક્રિયા તથા તે ચાલુ કર્યા કરવા માટેના બદલા વચ્ચેનું પ્રમાણ ગોઠવવાનું કામ સારી આર્થિક વ્યવસ્થાનું હોય તો પ્રાથમિક જરૂરીઆતોને આ સિદ્ધાંત પ્રથમ અને સૌથી મોટા પ્રમાણમાં લાગુ પાડવો જોઇએ. આ જરૂરીઆતોથી બદલાનું ઓછામાં ઓછું ધોરણ ઠરે છે અને તે પછી કરવામાં આવતી ક્રિયાની વધતી જતી કિંમત અનુસાર કેટલાક પ્રમાણમાં બદલો વધારવો, એ નક્કી કરવા માટે બારીક પ્રયોગ કરવાની આપણને જરૂર પડે છે.

આવું ધોરણ અસાધ્ય છે એમ વાંધો લઇ શકાય. એમ તકરાર લઇ શકાય કે કેટલાકો એવા હોયછે કે તેઓ સંપૂર્ણ, કુલે કાર્યસાધક મુસારાને લાયક હોતા નથી, અને કદી થશે પણ નહિં. તેઓને આવો મુસારો મેળવી આપવા માટે જે કંઇ કરવામાં આવે તેથી ચોખ્ખી ખોટજ જશે. આર્થિક ન્યાયના આપણા ધોરણનો ભંગ થાય છે, એથી કામની ખરી

કિંમત હોય તેના કરતાં વધારે મોટી રકમ આપવી પડે છે, અને એ બે વચ્ચેનો ફરક એટલો મોટો થવા જાય કે તેને લીધે સમાજ અશક્ત થઇ જાય. અલબત્ત એટલું તો સ્વીકારવું પડશે, કે જનસમાજના સેંકડે અમુક જેટલાં માણસો શારીરિક દુર્બળતાવાળાં, માનસિક ખોડવાળાં, અને નૈતિક વિષયમાં નિર્બંધ વિનાનાં હોય છે. સઘળાઓએ કબૂલ કરવું પડશે કે આ વર્ગનાં માણસો સાથેનો વ્યવહાર અર્થશાસ્ત્ર સિવાયના બીજાં સિદ્ધાંતો ઉપર રચાએલો છે અને રચાએલો હોવો જોઇએ. એક વર્ગ માટે શિક્ષા રૂપી અંકુશની જરૂર રહે છે, બીજાને માટે આખી જીંદગી પર્યંત સંભાળ રાખવાની જરૂર રહે છે. અને માનસિક અને નૈતિક બાબતમાં દૃષ્ટ પણ શરીરે ખોડવાળા ત્રીજા વર્ગને કમનસીબે ખાનગી અને જાહેર પરોપકાર ઉપર આધાર રાખવો પડે છે. અહીં કોઈ કામ માટે બદલો આપવાનો સવાલ નથી, પણ માણસ જાતનાં દુઃખ નિવારણ કરવાનો સવાલ છે. અલબત્ત આર્થિક તેમ બીજાં કારણોને લઇને એ જરૂરનું છે કે દુઃખ નિવારણનું કામ એવી ભાવના ઉપર રચાવું જોઇએ કે જેમનાં દુઃખ નિવારણ કરવામાં આવે તેઓ બની શકે ત્યાં સુધી સ્વતંત્ર અને જાતે પોતાનો નિભાવ કરી શકે એવી સ્થિતિમાં રહે. પરંતુ મુખ્યત્વે કરીને જનસમાજના આ વર્ગો માટે જે કંઇ કરવામાં આવે તેનો ખરચ બચત નાણાંમાંથી થાય છે અને થવો જોઇએ. કોઇ વિવેચક એવો ખરો પ્રશ્ન ઉપાડી શકે કે આપણે આગ્રહ પૂર્વક જણાવીએ છીએ તેમ કામગાર વર્ગના જે ઘણા મોટા ભાગની આવક મુસારાની ઠરાવેલી ઓછામાં ઓછી રકમ કરતાં ખરેખર કમી થાય છે, તે ભાગ એ ઓછામાં ઓછી રકમ ખરૂં જોતાં પેદા કરી શકે એમ છે કે નહિ. તે આગ્રહપૂર્વક એવી દલીલ કરે છે કે હરિફાઇના બજારમાં તેઓ ખરેખર જે મુસારો મેળવી શકે તે ઉપરથી તેમની ખરી કિંમત અંકાય છે, અને નક્કી કરેલા પ્રમાણ કરતાં એમનો મુસારો કમી થાય તો સમાજની મરજી અને શક્તિ હોય તો ખોટ પુરી કરવામાં હરકત નથી, પણ એમ કરવામાં તે આર્થિક ન્યાયનું નહિ પણ પરોપકારનું કામ કરે છે, એ બાબત તેણે દુર્લક્ષ કરવું જોઇએ નહિ. આનો જવાબ એ છે કે મિલકતવાળા

શેઠીઆઓ સાથે સાટું કરવામાં મિલકત વિનાનો નર્યો મજુર જે કિમ્મત મેળવે, તે ઉપરથી એવો મજુર દોલતમાં ખરેખર કેટલો વધારો કરે તે બીલકુલ આંકી શકાય નહિ. સાટું કરનારા પક્ષકારો સરખા નથી, અને હલકો મુસારો એજ હલકી કાર્ય સાધકતાનું કારણ છે, અને એથી ઉલટું એજ કાર્યસાધકતા મુસારાના દર ઉપર પ્રતિકૂળ અસર કરે છે. ઉપલી રીતે કહીએ તો જીંદગીની પરિસ્થિતિમાં થએલી સાધારણ સુધારણાની અનુકૂળ અસર મજુરીની બદલો મેળવી આપવાના શક્તિ ઉપર થાય છે. છેલ્લી અડધી સદીમાં ખરા મુસારામાં ઘણો વધારો થયો છે. પરંતુ આવક વેરાનાં પત્રકો ઉપરથી એટલુંજ સિદ્ધ થાય છે કે વેપારી અને ધંધાદારી માણસની દોલત એથી પણ વિશેષ સપાટાબંધ વધી છે. કાર્ય સાધકતાના પ્રમાણમાં ઠરેલી ઓછામાં ઓછી રકમ સુધી એમ માનવાને દરેક કારણ રહે છે કે મુસારામાં થએલા સામાન્ય વધારાથી વાપરવા માટે કામ આવે એવી બચત રકમમાં ખચિતજ વધારો થશે, પછી એ રકમ નફા તરીકે વ્યક્તિઓના ગજવામાં પડે કે રાષ્ટ્રની આવક તરીકે રાજ્યની તીજોરીમાં જાય. મજુર વર્ગની સ્થિતિમાં કરવામાં આવતા આવશ્યક સુધારા માટે સમાજ તરફથી અમુક ધન રોકાએલું છે એમ આર્થિક દૃષ્ટિએ ગણીએ તો તે નાણાંનો જોઇએ તે કરતાં વધારે બદલો મળશે.

ફક્ત નિર્વાહ માટે જરૂરના મુસારામાંથી ખરચીને કઇ રકમો સિદ્ધાંત તરીકે આપવી જોઇએ, એનો આપણે બારીકાઇથી વિચાર કરીએ તો આ નિર્ણયને પુષ્ટિ મળે છે. આપણે, ઉપર ઉપરથી એમ માનવા તરફ દોરવાઇએ છીએ કે પુખ્ત ઉમરે પહોંચેલા માણસની મજુરીથી મળેલો મુસારો સાધારણ કુટુંબના નિભાવ માટે તથા સઘળી જોખમદારી માટે પુરતો હોવો જોઇએ. આપણે એમ ધારીએ છીએ, કે એ મુસારો સ્ત્રી તથા છોકરાંઓના ખાધખોરાકી તથા કપડાં લત્તાનાજ ખરચ માટે નહિ, પણ માંદગી, અકસ્માત તથા રોજગારીનાં જોખમ ખેડવા માટે પુરતો હોવો જોઇએ. તેમાંથી કેળવણીનો ખરચ નીભાવવો જોઇએ તથા ઘડપણ સારૂ કંઇ બચાવવું જોઇએ. જો એમ કરવામાં એ મુસારો નિષ્ફળ જાય તો આપણે એમ માનવા તરફ વળીએ છીએ કે મુસારો મેળવનાર મજુર પોતાનો નિભાવ કરી શકતો નથી. કોઇ

પણ જાતની વારસામાં મળતી મિલકત વિનાના અણુકિસબી મજુર તરફથી દોલતમાં જ ખરેખરો વધારો થાય છે તે આ રકમો ખાતે પડતા કુલે ખરચની બરાબર થશે કે કેમ ? તે વિશે શક રહે છે. પણ અહીં આપણો વિશેષ સિદ્ધાંત ઉપયોગમાં આવે છે. એની પાસેથી સઘળી વારસામાં મળેલી મિલકત છીનવી લેવી જોઇતી નહોતી. નાગરિક તરીકે સામાજિક વારસામાં તેને અમુક હિસ્સો મળવો જોઇએ. આ હિસ્સો વિપત્તિ, માંદગી તથા આર્થિક અવ્યવસ્થાને લીધે તથા અશક્તિ અને ઘડપણને લીધે આવતી બેરોજગારીને સમયે તેને ટેકારૂપ થશે. વળી એનાં છોકરાંઓનો હિસ્સો તે રાજ્ય તરફથી અપાતી કેળવણી છે. આ હિસ્સાનો ખરચ સામાજિક બચત રકમ ઉપર પડે છે. જો નાણાં પ્રકરણની વ્યવસ્થા રહેવી જોઇએ તેવી હોય તો એ બચત રકમથી બીજી વ્યક્તિઓની આવકમાં ઘટાડો થતો નથી, અને જે માણસ નાગરિક તરીકે સામાજિક વારસામાં સર્વને સરખી રીતે કામ આવતા હિસ્સા ઉપરાંત વિશેષ મદદ મેળવ્યા વિના જીંદગી દરમ્યાન પોતાનું ખરચ નિભાવ્યે જાય છે તે ન્યાયી રીતે જાત પોષણ કરતો ગણાવવો જોઇએ.

આ ઉપરથી ઉદારમતવાદના અર્થશાસ્ત્રીનો કેન્દ્રસ્થ મુદ્દો એ છે કે સામાજિક સેવા માટેનો બદલો એ સેવાના પ્રમાણમાં હોવો જોઇએ. સિદ્ધાંત એવો છે કે સામાજિક ઉપયોગિતાનાં દરેક કામ માટે એવો બદલો મળવો જોઇએ કે તેથી તે કાર્યસાધક રીતે કર્યાં જવા માટે પ્રોત્સાહન મળે અને તે ચાલુ રહે. જે કોઈ એવું કામ કરે છે તેને એવો બદલો મેળવવાનો હક્ક છે. પરંતુ તેથી વિશેષ મેળવવાનો હકક નથી. હક્ક શબ્દ અહિં શુદ્ધ નૈતિક અર્થમાં વપરાએલો છે; અને વિદ્યમાન દોલતનો બાકી રહેતો ભાગ સામાજિક કામ માટે વાપરવા સારૂ સમાજના હાથમાં રહેવો જોઇએ. વળી એજ અર્થમાં હક્ક શબ્દ વાપરતાં કોઇ પણ ઉપયોગી સામાજિક કામ કરવા સશક્ત હોય એવા દરેક સખસનો હકક છે કે એમ કરવા માટે તેને તક મળવી જોઇએ અને તેનો હકક છે કે તે માટે તેને જે બદલો મળે છે તે તેની મિલકત ગણાવી જોઇએ, એટલે એ બદલો છૂટથી વાપરવા સારૂ એના હાથમાં રહેવો જોઇએ અને તે મારફત પોતાને પસંદ પડે એવી રીતે તે પોતાનાં કામો નિયમન કરવા શક્તિવાન થાય, કોઇપણ સુવ્યવસ્થિત રાજ્ય

પોતાની પ્રજાના ભલા માટે જે સરતો અમલમાં આણવા માટે કોઇપણ પ્રકારે મહેનત કરે તે સરતોના અર્થમાં આ સર્વ હકક ગણાય છે. પણ આ ઉપરથી એમ તાત્પર્ય નીકળતું નથી કે આવી રીતે અમલ કરવાનો માર્ગ સરળ છે. અથવા મિલકતના ભોગવટામાં અથવા હુન્નર ઉદ્યોગની વ્યવસ્થામાં ઉથલ-પાથલ કરી નાંખનારા ફેરફાર મારફત એક સપાટે એવો અમલ થઇ શકે. અલબત એટલું તો સમજી લેવાનું છે કે રાજ્યને સર્વ મિલકત ઉપર ચોકક્સ માલકીપણાનો અધિકાર તથા સર્વ ઉદ્યોગો ઉપર દેખરેખ રાખવાની સત્તા મળેલાં હોય છે અને આર્થિક સત્તાનો આ સિદ્ધાંત આર્થિક ન્યાયના સિદ્ધાંતની બરાબરજ ગણી શકાય, કારણ કે કોઇ રીતે આર્થિક ઉદારમતવાદની મૂળ ભાવનાથી ઓછો આવસ્યક નથી. કારણ બીજી બાબતોની માફક અહીં પણ સ્વતંત્રતામાં નિર્બંધનો સમાવેશ થતો જણાય છે. પણ રાજ્ય પોતાની નિબંધ મુકવાની સત્તાનો કેવી રીતે અમલ કરે છે તે અનુભવ ઉપરથી અને ઘણા મોટા પ્રમાણમાં સાવચેતી ભર્યા પ્રયોગો મારફત જોવાનું છે. તેને કામ કરવામાં મદદરૂપ થાય એવો સિદ્ધાંત તથા કેવા હેતુ બાર લાવવા એણે મેહેનત કરવાની છે તે નક્કી કરવા આપણે પ્રયત્ન કર્યો છે. સાધનોનો નિયમિત અભ્યાસ અર્થશાસ્ત્રના પ્રદેશમાં કદાચ આવી જાય છે; અને ઇતિહાસ એમ શિક્ષણ આપતો જણાય છે કે કલાની શક્તિને આંજી નાખે એવી સંપૂર્ણ વ્યવસ્થા ખડી કરવા માટે માણસો ચાલુ વ્યવસ્થા જડમૂળથી ઉખેડી નાંખે છે ત્યારે જે પ્રગતિ થાય છે તેના કરતાં જ્યારે તેઓ પોતાની સમક્ષના સવાલોનું કકડે કકડે નિરાકરણ કરે છે ત્યારે થતી પ્રગતિ વધારે અખંડાલ અને નિશ્ચિત હોય છે.

એ પ્રત્યક્ષ છે કે આ ભાવનાઓમાં સમાજસત્તાવાદના શિક્ષણની રચના પુરી કરવા માટે જરૂરના ઘણા વિચારો આવી જાય છે, જો કે કેટલીકવાર સમાજસત્તાવાદ જે વ્યક્તિના હક્ક તથા તેની સ્વતંત્રતા તરફ દુર્લક્ષ કરતો જણાય છે તેના કાંઇ મૂળતત્વો ઉપર આ વિચારો ભાર મુકે છે, આર્થિક ઉદ્દામતવાદની તરફેણમાં જે ખાસ બીના મને નોંધવા લાયક જણાય છે તે એ છે કે, હુન્નર ઉદ્યોગની બાબતમાં સામાજીક તથા વ્યકિતના અંશોને તે સરખી રીતે ન્યાય આપતો જણાય છે, ત્યારે એથી ઉલટું ગૂઢ

સમાજસત્તાવાદ એક બાબત ઉપરજ આગ્રહ ધરે છે. અને ગૂઢ વ્યક્તિ સ્વાતંત્ર્યવાદ બીજી બાબતની તરફેણમાં પોતાનું સઘળું જોર વાપરે છે. ઐક્યતાની ભાવનાનો માર્ગ બતાવનારી કુંચી તરીકે ગણતા, આપણે સામાન્ય ભલાની દૃષ્ટિએ વ્યક્તિના હકો હમેશાં વણવીએ છીએ અને જે સઘન વ્યક્તિઓનો સમાજ બનેલો હોય તેમના ભલાની દૃષ્ટિએ આપણે સામાન્ય ભલાનો વિચાર કરીએ છીએ, જેમકે અર્થશાસ્ત્રમાં આપણે સ્વતંત્રતાને હરીફાઇ સાથે ભેળી દેવાથી દૂર રહીએ છીએ, અને કોઈપણ માણસને બીજાઓના કરતાં વિશેષ હક્ક હોવાનું કંઇ વાજબી જોતા નથી. સાથે સાથે માલ પેદા કરવામાં વ્યક્તિની અસલ કલ્પનાશક્તિ, બુદ્ધિ અથવા શક્તિ જે ભાગ લે છે તેની કિંમત ઓછી આંકતા નથી. પણ તેને પુરતી રીતે સ્વીકારવા માટેના દાવાની તરફેણમાં આપણે દૃઢથી આગ્રહ કરીએ છીએ. જે સમાજ સત્તાવાદીને પોતાની વ્યવસ્થા તર્કશાસ્ત્રાનુસાર સંબદ્ધ હોવાની તથા વ્યવહારમાં લાગુ પડી શકે એમ હોવાની ખાતરી હોય તે એક બીજાથી વિરૂદ્ધ જતા હકોને પરસ્પર બંધ બેસતા કરવા માટેના આ પ્રયત્નોને અપૂર્ણ તથા તર્કશાસ્ત્રના નિયમ–વિરૂદ્ધના ફડચા તરીકે ગણી કહાડે. એજ પ્રમાણે વળી એમ પણ બની શકે એમ છે કે જે સમાજ સત્તાવાદી માલ વાપરનારાઓ તરફથી જે તે હુન્નર ઉદ્યોગના સરકારી ધોરણ ઉપર થતી વ્યવસ્થાનેજ મૂળમાં સમાજસત્તાવાદને અંગે રહેલી માને છે, અને જેની ખાતરી હોય છે કે આદ્યોગિક સવાલોનું સંપૂર્ણ નિરાકરણ એજ દિશામાં થઇ શકશે, તે જે પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવામાં રહેલા અંશોનો વિચાર કરે છે અને પોતાના આદર્શ ફળીભૂત કરવા માટેના સાધનોની તપાસ લે છે, તે પ્રમાણમાં એ માર્ગે પાછળ હઠતો એટલે સુધી જશે કે જ્યાં અહીં દર્શાવેલા સિદ્ધાંતો પ્રમાણે ચાલુ બાબતોનો તોડ કહાડવા મથન કરતા માણસોના સંબંધમાં આવશે, અને વ્યવહારમાં આર્થિક ઉદારમતવાદના અગ્રેસરોમાં ફરતો જણાશે. જો એમ થાય તો, સને ૧૮૯૦ ના દાયકામાં રાજકીય ઉદારમતવાદ તથા મજુર પક્ષ વચ્ચે જે વિરોધ હતો તેને બદલે છેલ્લાં થોડાં વર્ષોમાં એ બન્ને પક્ષ વચ્ચે જે વધતો જતો સહકાર જણાય છે તે કંઇ હંગામી રાજકીય સગવડ સાચવવા માટે બનેલો આકસ્મિક બનાવ નથી, પણ પ્રજાવાદની આવશ્યકતામાં તેનાં મૂળ ઉંડાં ડટાયાં છે એમ સમજાશે.

# પ્રકરણ ૯ મું.



## ઉદારમતવાદનું ભવિષ્ય.

ઓગણીસમી સદી ઉદારમતવાદના યુગ તરીકે ગણી શકાય છતાં તેનાં આખરનાં વર્ષોમાં એ મહાન ચળવળની ઓટ બેઠી હતી અને તેમાં પાણી છેકજ નીચાં ગયાં હતાં. ઇંગ્લંડમાં તેમજ દેશાવરમાં ઉદારમતવાદના વિચાર ધરાવનારાઓને ઘણી સખત હાર ખમવી પડી હતી. પણ ચિંતાનું આ સૌથી ઓછામાં ઓછી અગત્યનું કારણ હતું. જેમ ઉદારમતવાદીઓ હારી ગયા હતા તેમ ઉદારમતવાદની સ્થિતિ એથી પણ ઘણી ખરાબ થઇ જતી દેખાતી હતી. એનામાંની એણી પોતાની શ્રદ્ધા ઠંડી પડી જતી હતી; એણે એની ફરજ બજાવી દીધી હોય એમ લાગતું હતું. ઉદારમતવાદ લોપ થઇ ગએલા રૂપમાં બંધાઇ ગએલા એકાદ સંપ્રદાય જેવો દેખાતો હતો. વળી ખનીજ પદાર્થના અવશેષની માફક તે ભારે ત્વરા તથા બળથી સતત ફર્યા કરતા બે પથ્થરોની વચ્ચે ઘણી કઢંગી સ્થિતિમાં આવી પડ્યો હતો. એ પથ્થરોમાંનો ઉપલો ધનાઢ્ય વર્ગના શાસન તંત્રવાળા સામ્રાજ્યવાદના રૂપમાં અને નીચેનો સામાજીક લોકશાસન તંત્રના રૂપમાં હતો. આ પક્ષવાળાઓ ઉદારમતવાદને એમ જણાવતા લાગતા હતા કે 'અમે તમારે વિષે સઘળું જાણીએ છીએ, અમે તમારામાં થઇને પસાર થઇ બીજી બાજુએ બહાર નીકળી આવ્યા છીએ, તમે તમારે કોબડન તથા ગ્લેડસ્ટન ઉપર, તેમજ વ્યક્તિના છૂટાપણા, રાષ્ટ્રના હક, તથા લોકશાસન ઉપર માનપૂર્વક વખાણનો ગ્હો ફાવે તેમ છોડયા જાઓ. તમે કહો છો તે ચોક્કસ રીતે ખોટું નથી. પણ તે અવાસ્તવિક અને અરસિક છે.' અહીં સુધી બન્ને પક્ષકારો એક મત હતા. સામ્રાજ્યવાદી, તથા સમાજસત્તાવાદી અમલદાર પૂર્ણાહુતિમાં એટલુંજ કહેતા કે 'તે હમણાના સમયને બંધબેસતું નથી.' સમાજસત્તાવાદી લોકશાસનના વિચારવાળો એટલુંજ જણાવતો કે 'એમાં પેટનું પુરૂં થાય એવું કાંઇ નથી. બીજી દરેક બાબતમાં સામસામા વિચાર

ધરાવનારા આ બન્ને પક્ષ એક બાબતમાં મળતા થતા હતા. બન્નેએ ભવિષ્યને પોતપોતા વચ્ચે વ્હેંચી લેવાનું હતું એમ છતાં તેમના મળતાપણાને કમનસીબે તરતજ માલમ પડયું કે વ્હેંચણી સરખે હિસ્સે થઇ નહોતી. ઉદારમતવાદ જુદો પડતો જતો હતો. તે દરમ્યાન તરતને માટે, સામાજિક લોકશાસનની આખરે સજીવન થવાની ગમે તેવી શક્તિ હોવા છતાં સામ્રાજ્યવાદના ઉછાળાએ સર્વ બાબતમાં પોતાની સત્તા જમાવી હતી. ઇંગ્લંડના રાજતંત્ર ચલાવનારા વર્ગોને પોતાની સત્તા બેસાડવાના હતા, તેઓ સામ્રાજ્યને ધટ્ટ બનાવવાના હતા, અને એમ કરવામાં અડચણરૂપે નડતાં બે પ્રજાસત્તાક રાજ્યોને કચરી નાખવાના હતા, તેઓ દેશાવરમાં તેમના હાથમાં નવા સપડાયલા જડ લોકોને 'કાયદો શીખવવાના' હતા. તેઓ સાંપ્રદાયી કે કેળવણી માટે નાણાંની જોગવાઈ કરી સ્વદેશમાં ખ્રિસ્તી સમાજની પુનઃ સ્થાપના કરવાના હતા, સાથે સાથે તેઓ દારૂના ઇજારદારોનું હિત સચવાય એવી યોજના કરવાના હતા. આખરે ઇશ્વર પ્રેરિત રાજતંત્ર ચલાવવાનું આ ખરેખર સશક્ત હથીઆર હતું. તેઓ સંસ્થાનોને ઈંગ્લંડ સાથે નાણાં બાબતની વિશેષ સવડતાનાં બંધનથી જોડવાના હતા, અને જકાત બાબત રક્ષણના ધોરણ ઉપર મહત્વના વેપારી હિત સંબંધ જોડવાના હતા. નવા સંપ્રદાયના સૌથી શ્રેષ્ઠ પંક્તિના પ્રતિનિધિઓના માનવા પ્રમાણે તેઓનું રાજતંત્ર સમાજ સંબંધી અંતઃકરણની માન્યતામાંથી ઉદ્‌ભવેલા જીવદયાના હક્ક પ્રત્યે કોઈ રીતે બેદરકાર નહોતું. તેઓ કારખાનાંને લગતા કાયદા ઘડવાના હતા, અને મજુરીનો દર નક્કી કરવા સારૂ પંચ સ્થાપવાના હતા. તેઓ લોકોને નિપુણ તથા નિયમિત આચારવાળા બનાવવાના હતા. નિયમિત આચારની આ ભાવનામાં લશ્કરી તત્વને સત્વર જોઇએ તે કરતાં વધારે અગત્યતા મળી. પણ એ બાબતમાં વિચારની ઉત્ક્રાંતિ સ્પષ્ટ ઓળખાઇ આવે એવી બે દશામાંથી પસાર થઇ. પ્રથમ આશાવાદ અને રાજ્યવૃદ્ધિનો યુગ હતો. અંગ્રેજ જન્મથીજ આખી દુનીઆનો રાજકર્તા હતો. જો તે જર્મન તેમજ અમેરિકનને પોતાના બંધુ તરીકે માન્ય રાખે અને જો તેઓ કાયદા પ્રમાણે વર્તનાર હોય તો તે

તેમની સાથે મિત્રાચારી બાંધવા તૈયાર થશે. બાકીની દુનીઆમાં નાશ પામતી પ્રજાઓ વસતી હતી; એવાં રાષ્ટ્રના નસીબમાં દેખીતી રીતે એમ લખાયલું હતું કે તેમના ઉપર નવી બહાર આવતી પ્રજાઓએ રાજ્ય ચલાવવું, અને એ પ્રજાના વેપારી સંઘોએ તેમની પાસેથી પોતાનો હેતુ સાધી લેવો. આશાવાદની આ વૃત્તિ દક્ષિણ આફ્રિકાની લડાઇ પછી ચાલુ રહી નહિ, કોલેન્ઝો અને મેગર્સફોન્ટેન આગળ એ વૃત્તિ ઉપર કારી ઘા પાડયો, અને ઘણાં થોડાં વર્ષમાં રાષ્ટ્ર અને સામ્રાજ્યને ઘટ્ટ બનાવવાની ચળવળના મૂળાધાર તરીકે રહેલી મહત્વાકાંક્ષાને સ્થાને ચોકકસ રીતે ભય ખડો થઇ ગયો. જકાતની સુધારણા માટેની ચળવળ મોટે ભાગે ઈંગ્લંડની વેપારી સ્થિતિ જોખમમાં આવી પડવાના વિચારથી ઉદ્ભવતી હતી. કંઇક ભાગે આશ્રયદાતા તરીકેની જર્મની સાથેની મિત્રતા ઝપાટાબંધ બદલાઇ ગઇ અને તેની જગ્યા પ્રથમ વેપાર સંબંધી ઈર્ષાએ અને પછી અંગ્રેજ રાષ્ટ્રની સહી સલામતી માટેના ખુલ્લા ભયની લાગણીએ લીધી. સમાજની સઘળી સત્તા નૌકા બાંધવા માટે ફાવે તેટલો ઉડાઉ ખરચ કરવા અને આનાકાની દેખાડતા લોકો ઉપર ફરજીયાત લશ્કરી નોકરીનો વિચાર ઠસાવવા દઢ થઇ હતી. કવાયત પામેલી પ્રજા હવે આખી દુનીઆ ઉપર સર્વોપરી અમલ ચલાવવા માટે નહિ પણ પોતાના મુલકને અખંડિત રાખવા માટે જરૂરની હતી.

હવે અર્વાચીન રૂઢિમાર્ગવાદના વાંકા ચૂકા વળાણવાળા માર્ગ તરફ લક્ષ દોડાવવા આ સ્થળે આપણને કંઇ જરૂર નથી. આપણે એટલુંજ ધ્યાનમાં રાખવાનું છે કે હાલના પ્રજાસત્તાક રાજ્યને જેની સામા થવાનું છે તે કંઇ પૂર્વથી ચાલતા આવતા રીત રિવાજની બલાજ ફકત નથી. તે જુદી પડી આવતી પ્રત્યાઘાત કરનારી નીતિ છે અને તે પોતાનો ચોક્કસ અને કોઇ પણ રીતે વિરોધ વિનાનો સંપ્રદાય છે, ને એવો આદર્શ છે કે દાખલા તરીકે મોર્નિંગ પોસ્ટ છાપાની દરરોજની ટીકામાં ઉત્તમ રીતે દર્શાવવામાં આવતા ઘણા ઉદાર વિચારવાળા માણસોને તે ઘણી સબળ રીતે પોતા તરફ ખચિતજ ખેંચશે. એ આદર્શ પ્રબળ, સર્વ રીતે પરીપૂર્ણ, અને લડાયક સામ્રાજ્યની મધ્યસ્થ અને સર્વોપરી શક્તિ તરીકે મનાતી નિપુણ અને કવા-

મત શીખેલી પ્રજા બનવાની છે. પ્રજાસતાક રાજ્યની ચડતી પડતી ઉપર રૂઢિમાર્ગવાદના વિકાસથી થએલા પ્રત્યાઘાત સાથે વિશેષે અને ખાસ કરીને આપણે સંબંધ છે. પરંતુ આ પ્રત્યાઘાતની અસરનો અંદાજ બાંધવા, તથા ખરેખર ઉદારમતવાદની હાલની સ્થિતિ તથા તેના ભવિષ્યનો કંઇક ખરો અડસટ્ટો કહાડવા આપણે છેલ્લાં દશ વર્ષ દરમ્યાન પ્રાગતિક વિચારની થએલી ચળવળ ઉપર ઝડપબંધ નજર ફેરવી જવી જોઇએ. સને ૧૮૮૦ માં જ્યારે ગ્લેડસ્ટને બીજી વખત પોતાનું રાજતંત્ર ગોઠવ્યું ત્યારે અસલની સામસામા પક્ષની સંસ્થા ગ્રેટબ્રિટનમાં જેવી ને તેવી દઢ રહી હતી. સેન્ટ જ્યોર્જના અખાતની સામી બાજુએથી આવેલા રાજદ્વારી પુરૂષોનાં ટોળાં એજ ફક્ત બન્ને મહાન પક્ષનો અનાદર કર્યો હતો. બ્રિટિશ રાજદ્વારી પ્રવૃતિ માટે ઉદારમતવાદ તથા રૂઢિમાર્ગવાદ વચ્ચેની શુદ્ધ ભિન્નતા જેવીને તેવી જળવાઇ રહી હતી, અને એ પક્ષો હજી વર્ગાવર્ગની જુદાઇની પંક્તિએ ઉતરી પડયા નહોતા. મોટાં વ્હિગ કુટુંબોએ પોતાનો દરજ્જો જાળવી રાખ્યો હતો, અને ઉમરાવ કુટુંબીજનો લૂટનું નાણું પોતપોતાંમાં વ્હેંચી લેતા હતા. પરંતુ એ દરમ્યાન નવીજ સ્થિતિ ઉદ્ભવતી હતી. અને ૧૮૭૨ માં પરાકાષ્ટાએ પહોંચેલી આબાદીની ઓટ બેઠી હતી. ઔદ્યોગિક પ્રગતિ ધીમી પડી ગઇ હતી; 'ભુખે મરતા ચાલીસ' Hungry forties તરફથી ઉપાડવામાં આવેલી ચળવળને પુષ્કળ ઉત્તેજન મળ્યું હતું, છતાં ખરચની કાપકુપ તથા નિરકુંશ વેપારમાંથી યથાર્થ રીતે કયાં સુધી ફાયદો મળે તે માણસોએ પ્રથમ જોવા માંડયું હતું. હેનરી જ્યોર્જના કામથી નિર્ધનતાના પ્રશ્ન તરફ નવું લક્ષણ જવા માંડયું હતું, વિલિયમ મોરિસના પરમધ્યેય તરફ જવાની પ્રવૃત્તિથી સમાજ સંબંધી વિશિષ્ટ મતનો પ્રચાર કરવાના કામને નવીન પ્રોત્સાહન મળ્યું. દરમ્યાન, ગ્રીનનાં સિદ્ધાંત અને ટોઇનબીનો ઉત્સાહ ઉદારમતવાદને વ્યક્તિના સંબંધની સ્વતંત્રતાની ભાવનાના બંધનોમાંથી છોડતાં હતાં અને આપણા સમયના કાયદાઓ ઘડવાના કામ માટે માર્ગ ખુલ્લો કરતાં હતાં. છેલ્લે ફેબિઅન સોસાયટીએ સમાજ સર્વ વાદનો દરજ્જો ઉતાર્યો, અને વ્યાવહારિક રાજ્યદ્વારી બાબતો તથા સ્થાનિક રાજ્યતંત્ર

સાથે તેનો સંબંધ જોડયો. ગ્રેટ બ્રિટન પાસિફિક મહાસાગરની અધવચમાં એકાદ ટાપુ હોત તો આ ચળવળની પ્રગતિ ઘણી સપાટાબંધ અને આડી અવળી ફાટયા વિના સરસ ચાલી હોત. આ નવીન વિચારોનું પુનરાવર્તન સને ૧૮૮૦–૧૮૮૫ની પાર્લામેન્ટમાં તથા પ્રધાન મંડળમાં થયું હતું, અને બર્મિંગહામના અંતિમ ઉદારમતવાદનાં તત્વો નાનાં મિત્ર મંડળોના ઉદારમતવાદ સાથે ભાગ્યેજ મળતાં આવતાં હતાં. એક તરફ મિલકતનાં હિત, બીજી તરફ પ્રજાસત્તાક રાજ્યનાં હિત એ બન્ને એકત્ર થાય એવી રીતે સામાજિક શક્તિઓની ફરી વહેંચણી થવાની અણી ઉપર વાત આવી હતી અને સને ૧૮૮૪ માં ગામડામાં વસતા મજુરોને આપવામાં આવેલા મતાધિકાર મારફત મળેલી મદદને જોરે સામાજિક સવાલોની બાબતમાં પ્રજાસતાક રાજ્યવાળાઓની ફત્તેહ થાય એમ હતું. આ સ્થિતિએ આયરલંડનો સવાલ બહાર આવ્યો. મી. ગ્લેડસ્ટન આયરલંડને સ્વરાજ્ય આપવાની તરફેણમાં મત ઉચ્ચાર્યો, અને ખોટે ધોરણે રાજદ્વારી પક્ષોમાં ભંગાણુ પડયું, મોટે ભાગે ઉચ્ચ અને મધ્યમ વર્ગના લોકો સંયુક્ત મતવાદ[1] ( Unionism ) તરફ વળી પડયા, પણ તેઓએ સાથે અંતિમ ઉદારમતવાદીઓના ( Radicals ) એક ભાગને લીધો; અને મી. ગ્લેડસ્ટનના જાત બળને જોરે પ્રજાસતાકરાજ્યની જરૂરીઆત વિશે કોઇ પણ રીતે ઉંડી કુશાગ્ર બુદ્ધિ ન ધરાવતા સંખ્યાબંધ લોકો ઉદારમતવાદના પક્ષમાં રહ્યા. તરતને માટે રાજદ્વારી લડત સામાજિક સવાલ ઉપરથી આયરલંડના સ્વરાજ્યના સર્વને લીન કરી નાખનારા એકજ મુદ્દા ઉપર ઉતરી પડી, અને નવા બંધાએલા સંયુક્તમતવાદીઓના પક્ષે વીસ વર્ષ સુધી લગભગ અખંડિત સર્વોપરિ સત્તા ભોગવી. વળી, જો એ સ્વરાજ્યનો મુદ્દો એકલોજ હોત તો સને ૧૮૯૨ માં તેનું નિરાકરણ થઈ ગયુ હોત, પણ દરમ્યાન એંસીમા દાહેકાનાં પાછલાં વર્ષોમાં સામાજિક સવાલે પાછું ઉગ્ર

૧ ગ્રેટબ્રિટન અને આયરલંડની અવિભક્ત પાર્લામેંટ રહેવી જોઇએ, અને આયરલડને સ્વરાજ્ય મળતાં તેની જુદી પાર્લામેંટ ન થાય એમ કહેનારા લોકોનો મત.

રૂપ લીધું હતું. સમાજસત્તાવાદ વ્યવહારમાં નિરૂપયોગી શક્તિ તરીકે વધુ ન રહેતાં તેણે વ્યવસ્થિત મજુર વર્ગ ઉપર અસર કરવા માંડી હતી. અને તે મારફત વધારે વિચારના કામગાર લોકો બિન કસબી મજુરોના સવાલનો તોડફોડ કરવા મક્કમ રીતે પ્રેરાયા હતા. સને ૧૮૮૯ની ગોદીઓમાં કામ કરતા માણસોની હડતાળથી નવીન સંયુક્તમતવાદ જાહેર સવાલો ચર્ચામાં લડાયક શક્તિ જેવો થઇ ગયો. અને મજુર પક્ષ (Labour party) ઉભી કરવાનો વિચાર બંધાવા લાગ્યો. અત્યાર પહેલાંના નબળા પડી ગએલા ઉદારમતવાદમાં જુના સવાલોની બાબતમાં વિશેષ મતભેદ પડયો અને પારનેલના છૂટાછેડાના મુકદ્દામાના નાટક રૂપી ખાનગી બનાવ કરતાં ઘણે મોટે ભાગ આ વધારે મોટાં કારણોને લઇને સને ૧૮૯૨માં એ વાદ નિષ્ફળ ગયો હતો. ઉદારમતવાદીઓનો પક્ષ ૧૮૯૨ થી ૧૮૯૫ સુધી કાયદા ઘડવાની સત્તા વિના અમલમાં રહેવાથી તેની આંટ વળી વિશેષ ઘટી હતી, અને સામ્રાજ્યવાદના ઉદયથી જાહેર હિતનો આખો વ્હો નવીજ દિશામાં ઘસડાઇ ગયો હતો. મજુર પક્ષની ચળવળ નિઃસત્વ બની ગઇ હતી, અને સને ૧૮૯૭માં એન્જિનીયરોની થએલી હારથી હડતાલ માર્ગે મહાન સામાજિક ફેરફાર કરાવવાની આશા પુરી થઇ. પણ એ દરમ્યાન, શાંત રીતે વિચાર બદલાતા હતા. મી. ચાર્લ્સ બુથ અને તેના સોબતીઓની મહેનતથી આખરે નિર્ધનતાનો પ્રશ્ન શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર વર્ણવાનું બન્યું હતું. સામાજિક અને આર્થિક ઇતિહાસ ધીમે ધીમે જ્ઞાનની નવી શાખાના વાસ્તવિક રૂપમાં બહાર આવતો હતો. મી. સીડની વેબ તથા તેમનાં પત્નીએ ઉપાડેલાં કામથી મજુરવર્ગના વ્યવસ્થિત પ્રયત્નો તથા રાજ્યની ફરજ વચ્ચેનો સંબંધ સ્પષ્ટ રીતે નિર્દિષ્ટ કરવામાં મદદ મળી, આવાં સૂક્ષ્મદર્શી અવલોકન કરનારને વધારે સંપૂર્ણ અને વિશિષ્ટ ઉપપત્તિનાં ' સેન્દ્રીય તંતુ ' માલમ પડશે.

એથી ઉલટું, ઉદારમતવાદના પક્ષમાંના સૌથી પ્રતિષ્ઠિત ગૃહસ્થોમાંના ઘણા, થતા ફેરફારથી બીન માહિતગાર રહી એથી તદ્દન ઉલટીજ શક્તિના પ્રભાવ હેઠળ આવી ગયા હતા. ઉંઘમાં ને ઉંઘમાં તેઓ સામ્રાજ્યવાદી થતા હતા, અને સામ્રાજ્યવાદમાંથી નીકળતાં અનુમાનો પ્રત્યક્ષ થવા માંડયાં

ત્યારેજ માત્ર તેઓ જાગ્યા હતા. દક્ષિણ આફ્રિકાની લડાઇ ફાટી નીકળી ત્યારેજ રૂઢિમાર્ગવાદની નીતિના નવા વિકાસથી સાધારણ ઉદારમતવાદીને પોતાની સ્થિતિનો વિચાર કરવાની ફરજ પડી. તેને ઉઠાડવા માટે હકકના ખુલ્લા ભંગથી લાગતા ધકકાની જરૂર હતી; અને સને ૧૯૦૧ ના ઉનાળામાં સર હેનરી કેમ્પબેલ બેનરમેને આપેલા ભાષણથી એ પક્ષમાં વ્યવસ્થિત બળ તરીકે ન્યાય મેળવવા માટેની વિચારણાનું પુનઃ જીવન થયું. એ ભાષણમાં સર હેનરીએ લડાયક ભાવનાના વ્હોની વિરૂદ્ધ પોતાના વિચારો જણાવ્યા અને ઉત્તમ વાકય પ્રયોગમાં લડાઇ ચલાવવાની રીત ઉપર હુમલો કર્યો. તે સમયે એમ ધારવામાં આવતું હતું કે આ દિવસથી સર હેનરીની રાજદ્વારી કારકિર્દીનો ફરી સુધરી ન શકે એવી રીતે નાશ થયો હતો. પરંતુ એજ દિવસથી રાજદ્વારી પક્ષના અગ્રેસર તરફ અત્યાર સુધી જે પૂજ્યભાવ બેદરકારીથી દર્શાવવામાં આવતો હતો, તે બદલાઇ જઇ તેનાં આગમનથી કોઇ પણ રાજદ્વારી સભાનો હર્ષ બતાવવાનું સર્વમાન્ય સૂચન થવા લાગ્યું, અને જો કોઇ માણસમાં શ્રેષ્ઠ પ્રકારની બુદ્ધિ ન હોય છતાં જો તેનામાં ચારિત્ર્ય અને તે વડે તેના અનુયાયીના મનના વિચાર જાણવાની સૂક્ષ્મ દૃષ્ટિ હોય તો તેના પક્ષમાં તે એક ગ્લેડસ્ટન જેવો થઇ પડે છે. ઉદારમતવાદના વિચારોમાં ન્યાયની ભાવનાનું ફરી સ્થાપન થવું એ પ્રથમ અને આવશ્યક જીત હતી. પછી જેમ જેમ રૂઢિ માર્ગવાદનો હુમલો વધારે અને વધારે આવવા લાગ્યો અને તેમાંથી નીકળતાં અનુમાનો સ્પષ્ટ થવા લાગ્યાં, તેમ તેમ વધારે જુના ઉદારમતવાદનાં હિત એક પછી એક હચમચાઇ જતાં સજીવન થવા લાગ્યાં. સને ૧૯૦૨ ના કેળવણી સંબંધી કાયદા ( Education Act ) એ રાજમાન્ય ધર્મના વિરોધીઓ[1] ( Non-Conformists )ને ઉશ્કેરી મુક્યા. જકાત સુધારણાની ચળવળને અનિયંત્રિત વેપાર માટે આગ્રહ કરનારાઓને પોતાના બચાવ માટે મહેનત કરવાની જરૂર પાડી અને ઉદાર-

---

૧ ઇંગ્લંડમાં સને ૧૬૬૨માં રાજાએ સર્વ લોકોને પાળવા સારૂ જે ધર્મ મંજુર કરેલો તે ધર્મ નહિ માનનારાઓ.

મતવાદના વધારે જુનાં અર્થશાસ્ત્રના સિદ્ધાંતો મારફત લોકો માટે શું કરવામાં આવ્યું હતું તેનું વાસ્તવિક સ્વરૂપ ઓળખવા તેમને સુચવવામાં આવ્યું. વ્યાવહારિક રાજદ્વારી બાબતોના સમાજસત્તાવાદીઓ એટલે મજુર પક્ષે જોયું કે તેઓ કોબડનના અંકુશોનો કોઇ પણ રીતે અનાદર કરી શકે નહિ. અનિયંત્રિત વેપાર ઉપર આધાર રાખતાં નાણાં પ્રકરણ ઉપર સામાજિક સુધારાની ઉભારણા રચાવાની હતી. બેરોજગારી દૂર કરવાના ઉપાયો માટેનાં ભ્રમમાં નાખનારા વચનોની સામા થવામાં તથા દેશ પરદેશ વચ્ચેનો સંબંધ છૂટથી ટકાવી રાખવાના હક્કને પુષ્ટિ આપવામાં ઉદારમતવાદ અને મજુર પક્ષ સહકાર કરતાં શીખ્યો. દરમ્યાન, મજુર પક્ષે હુમલો પોતા સામે પૂર્ણબળથી આવતો અનુભવ્યો હતો. એ હુમલો રાજદ્વારી પુરૂષો તરફથી નહિ પણ ન્યાયાધીશો તરફથી આવ્યો હતો. હજી આપણે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે ઇંગ્લંડમાં ન્યાયાધીશો ઘણી બાબતમાં ખરૂં જોતાં કાયદા બાંધનારા છે અને એમનું ચોક્કસ વલણ સતત એવું રહે છે કે તે કાયદા ઘડનારી અને રદ કરનારી સ્વીકારાએલી સંસ્થા હંમેશાં જાગ્રત રહે અને વારંવાર પ્રયત્ન કર્યા કરે તોજ એ અંકુશમાં રહી શકે. વેપારીસંઘનો અસલ મોભો નાબુદ કરવામાં ન્યાયાધીશોએ હમણાનો મજુર પક્ષ ઉત્પન્ન કર્યો અને તેનો ઉદારમતવાદ સાથે સંબંધ ઘાડો કર્યો. દરમ્યાન દક્ષિણ આફ્રિકામાં સામ્રાજ્યવાદનાં વિશેષ ફળ લણવાનો વખત આવ્યો, અને રૂઢિમાર્ગવાદની ભ્રાંતિએ ઉદારમતવાદના પુનર્જીવનની ચઢતી ભરતી માટે માર્ગ ખુલ્લો કરી આપ્યો.

એ ભરતીની અસર કોઇ પણ રીતે અદૃશ્ય થઇ નથી. સને ૧૯૦૬માં બન્યું હતું તેમ હવે પાર્લામેન્ટની ચુંટણીમાં ઉદારમતવાદી સભ્યો ભારે સંખ્યામાં ચુંટી કાઢતા નથી છતાં એના અનુયાયીઓ દઢતાથી સામાજિક સ્થિતિ સુધારવા તથા લોકસત્તાવાળું રાજતંત્ર મેળવવા સારૂ મેહેનત કર્યા જાય છે. આ ચળવળમાં સઘળાં રાજદ્વારી પક્ષોને પુરતી રીતે માલમ પડી આવ્યું છે કે ઉદારમતવાદના પકડાઈ આવે એવા વિચારોએ જાથુકનું કામ માથે ઉપાડયું છે. દાખલા તરીકે સમાજ સત્તાવાદી સંપૂર્ણ સ્પષ્ટતાથી

સ્વીકારે છે કે, લોકસત્તાવાળું રાજતંત્ર એ કંઇ અર્થ વિનાના સંકેતિક શબ્દો નથી, પણ આગ્રહથી લડી લડીને ટકાવી રાખવાની તથા વિસ્તારવાની ખરી વસ્તુ સ્થિતિ છે. તેને સારી પેઠે ખબર છે કે જો તેણે પોતાની મતલબ પાર પાડવાની હોય તો તેણે અમીર સભા તથા એવડા મતાધિકાર સામે હુમલો લઇ જવો જોઇએ. તે આ બાબતોને સામાજીક પ્રશ્નો ઉપરથી લક્ષ ખેંચી લેવા માટે અધકચરા વિચારના ઉદારમતવાદીઓ તરફથી નાંખવામાં આવેલી અડચણ તરીકે હવે વધારે વખત ગણતો નથી. તેને ખબર છે કે સ્વરાજ્યનો અને સામાન્ય રીતે સર્વ અધિકાર એક હાથમાં એકઠો થવા કરતાં જુદા જુદા માણસોને સોંપવાના સવાલ લોક સત્તાવાળા રાજતંત્ર માટેની વ્યવસ્થાનો વિખુટો ન પડે એવો ભાગ છે. અને નિયમ તરીકે, તે શુદ્ધ રાજદ્વારી હક્ક માટેની સ્ત્રીઓની માગણી માન્ય કરે છે એટલુંજ નહિ, પણ એ માગણી સ્વીકારવા માટે દર્શાવાતા મંદ ઉત્સાહ સારૂ ઉદારમતવાદી પક્ષ સાથે તે લડે છે. વળી સુલેહશાંતિ અને રાજ્યના ખરચની કાપકુપ સંબંધીના ઉદારમતવાદના અસલ વિચાર પણ સમાજ સત્તાવાદી સ્વીકારે છે, અને સંસાર સુધારાવાળાઓનું આખું મંડળ એ વિચારને પોતાના હેતુ ફત્તેહમંદથી પાર પાડવાને તેટલાજ અગત્યના ગણે છે. લોકોની મરજી અનુસાર તૈયાર કરવામાં આવતાં અંદાજ પત્ર પ્રમાણે જે આવક ઉત્પન્ન થવાનો અડસટ્ટો કહાડવામાં આવ્યો હોય તે સઘળી ચાલુ વહીવટ પ્રમાણે, ઘણુંજ ખરચાલ વહાણ બાંધવા માટે જવાની હોય તો એવાં અંદાજપત્ર સમાજનું કંઇ પણ દુઃખ ટાળશે નહિ, અને જો સમાજનું લક્ષ મોટી મોટી મહત્વાકાંક્ષા અથવા ભયથી બીજી તરફ ખેંચવામાં આવે તો તે સ્થાનિક પરિસ્થિતિ સુધારવાના કામમાં પડી શકશે નહિ. બીજે હાથે પોતાની વિચારશ્રેણી ગ્લેડસ્ટનના સિદ્ધાંતથી શરૂ કરતા ઉદારમતવાદીને મોટા પ્રમાણમાં ભાન થયું છે, કે જો તેણે તેના અસલ વિચારનાં આવશ્યક તત્વો નીભાવી રાખવાં હોય તો તેમ ચાલુ ફેરફારોને લાયક બની આગળ વધવાની રીત મારફત જ બની શકશે. તેણે જાણ્યું છે કે અનિયમિત વેપારે આબાદીનો પાયો પુર્યો હતો છતાં તેણે તેની ઇમારત રચી ન હતી.

એણે કબૂલ કરવાનું છે કે તેથી બેરોજગારી, કમી રોજી તથા ગીચ વસ્તીના સવાલોનું નિરાકરણ થયું નથી. તેને સ્વતંત્રતાના અર્થમાં વધારે ઉંડા ઉતરવાનું છે. અને સમાનતાના અર્થ સાથે ખરેખર હસ્તી ભોગવતી પરિસ્થિતિ કેવી રીતે બેસતી આવે તે તપાસવાનું છે. સુલેહ શાંતિના દૂત તથા હદ બહારની વધારી દીધેલી યુદ્ધ સામગ્રીના વિરોધ તરીકે તે એટલું સ્વીકારતો થયો છે કે સામાજીક સુધારણાના કામ માટે વાપરતાં બચતું નાણું યુદ્ધ સામગ્રી તૈયાર કરવા સારૂ વાપરવા કરતાં પ્રગતિનાં સાધનો ખીલવવામાં વાપરવું એ ખરેખરૂં યોગ્ય અને વાસ્તવિક છે. મદ્યપાન નિષેધક તરીકે દારૂ પીવાનું તદ્દન જ બંધ કરવાના અચોક્કસ સંભવ ઉપર આધાર રાખવા કરતાં તે એક તરફથી સામાજિક સુધારાની આડકતરી અસર ઉપર અને બીજી તરફથી કુલ ઇજારા મારફત મળતો નફો ઉડાવી દેવા ઉપર વધારે આધાર રાખતો જાય છે.

આ ઉપરથી એમ જણાય છે કે અધિકાર ભોગવતા ઉદારમતવાદી રાજતંત્રને સને ૧૯૧૦ના સંકટ સમયમાં જે અનેક શક્તિઓએ ટકાવી રાખ્યું હતું તે શક્તિઓમાં એવાં સેન્દ્રિયભાવનાનાં તત્વો સમાયલાં હતાં કે જેની મારફત ખરી સમાજિક પ્રગતિને પ્રોત્સાહન અને ગતિ મળે. ઉદારમતવાદ નાસીપાસીના ખાડામાંથી પસાર થઇ ગયો છે, અને સમાજસત્તાવાદ સાથે વિચારની આપ લે કરવામાં તે એક કરતાં વધારે પાઠ શીખ્યો છે અને તેણે સામા પક્ષને પાઠ શીખવ્યા છે. પરિણામમાં વધારે વિસ્તૃત અને ગૂઢ ચળવળ હસ્તીમાં આવી છે. વધારે શાંત તથા શુદ્ધ મનના માણસો એમાં રાજદ્વારી પક્ષોનાં નામના રહેલા તફાવત તથા ખરેખર એક બીજાની વિરૂદ્ધ જતા ચોક્કસ વિચારો છતાં હેતુની ખરી ઐક્યતા રહેલી સ્વીકારે છે. આ ચળવળનું ભવિષ્ય કેવું છે? શું તે ટકી શકશે? આપણે તેને શાંત અને ધીમે ધીમે વ્હેતાં ઝરણુ સાથે સરખાવી છે. તેવીજ એ શાંત ચળવળ છે કે, ધીમે રહીને દબાઇ જતાં મોજાં જેવી છે?

આ સવાલ કરવો એ ખરેખર પ્રજાવાદી રાજતંત્ર મૂળ તેમજ સ્વરૂપમાં રાજતંત્રનું શકય રૂપ છે કે કેમ એમ પુછવા બરાબર છે. જવાબ

આપવા માટે આપણે પ્રજાવાદનો ખરો અર્થ શું છે, અને ઉદારમતવાદની ભાવના આવશ્યક રીતે એના ઉપર શા કારણથી અવલંબી રહે છે, તે તપાસવું જોઇએ. અત્યાર પહેલાં એ પ્રશ્ન પ્રસંગવશાત્ ખડો થયો હતો. અને પ્રજાવાદી રાજતંત્રની તરફેણમાં વ્યક્તિના સંબંધની તેમજ બેન્થામના સિદ્ધાંત અનુસારની દલીલ અસમાધાનકારક ગણી તેને રદ્દ કરવા આપણે વાસ્તવિક કારણ હતું. આપણને એવો પણ શક રહ્યો હતો કે ચોક્કસ સંજોગોમાં સ્વતંત્ર અને સામાજિક ન્યાયનાં વિશિષ્ટ તત્વો ઉચ્ચ વર્ગના અથવા સુવ્યવસ્થિત સ્વેચ્છાચારી રાજ્ય અમલ હેઠળ સિદ્ધ થાય તેના કરતાં વધારે વિસ્તૃત મતાધિકાર હેઠળ ઓછાં સિદ્ધ થશે. આ ઉપરથી એમ સવાલ કરી શકાય કે પ્રજાવાદની ભાવના આપણે શા ઉપર રચી છે ? શું તે સામાજિક તત્ત્વજ્ઞાનના સાધારણ સિદ્ધાંતો ઉપર રચાઇ છે, કે આપણા દેશના અથવા સમકાલિન સંસ્કૃતિના ખાસ સંજોગો ઉપર અને સામાજિક વ્યવસ્થાના આપણા બીજા વિચારો સાથે એ આપણી ભાવના કેવી રીતે અનુકૂળ આવે છે ! શું આપણે એમ ધારી લઇએ છીએ કે પ્રજાવાદ મુખ્યત્વે કરીને આ વિચારો ગ્રહણ કરશે, અથવા જો તેનો અસ્વીકાર કરે તો તેનો પણ નિર્ણય આખરનો હોય તેમ ખુશીથી સ્વીકારી લઇશું ? અને આખરે કેવા પરિણામનીજ આપણે આશા રાખીએ છીએ ! શું પ્રજાવાદ પોતાની સત્તા જમાવી શકશે ? શું તેના હાથમાં એકાદ સામાન્ય હેતુ આવશે, અને તેને તે વિશિષ્ટ રૂપ આપી શકશે ? કે તે ભૂલ કર્યું જશે, અને જેઓ તેને પોતાની ઇચ્છા પ્રમાણે રૂપ આપવા ધંધો લઇ બેઠા છે તેમના હાથમાં મુંગે મ્હોડે પડી રહી, વારાફરતી ભય, મહત્વાકાંક્ષા તથા ઉત્સાહ અને નાસીપાસીના આવેશને તાબે થઇ રહેશે ?

પ્રથમ આપણે સાધારણ સિદ્ધાંત લઇએ. પ્રજાવાદ ફક્ત વ્યક્તિના હક્ક અથવા ખાનગી હિત ઉપર રચાયો નથી. આ એક બાબત થઇ. એજ પ્રમાણે તે સમાજના અંગભૂત તરીકે વ્યક્તિના કર્ત્તવ્ય ઉપર રચાયો છે, તે સામાન્ય ભલાનો આધાર સામાન્ય ઇચ્છાશક્તિ ઉપર રચે છે, અને એ ઇચ્છાશક્તિ ઘડવામાં તે દરેક પુખ્ત ઉમરે પહોંચેલા, બુદ્ધિશાળી પુરૂષને

ભાગ લેવા ફરમાવે છે. તેની તરફના કંઇ પણ યથાર્થ પ્રયત્ન વિના લોકો માટે ઘણાં સારાં કામો થઇ શકે એમાં કંઇ શક નથી. તેમાં યોગ્ય પોલિસની, ખાનગી કાયદાની, ન્યાયી પદ્ધતિની, કેળવણીની, વ્યક્તિના છૂટાપણાની, અને સુવ્યવસ્થિત હુન્નર ઉદ્યોગની વ્યવસ્થા કરવામાં આવી હોય, તેને આ આશીર્વાદ રૂપી બક્ષિસો પરદેશી રાજકર્તાને હાથે અથવા જ્ઞાનસંપન્ન અમલદાર વર્ગ અથવા પરોપકારી શેહેનશાહ તરફથી મળે. ગમે તે માર્ગે મેળવેલાં હોય તોપણ એ સઘળાં ઉપયોગી અને વાજબી છે. પણ પ્રજાવાદી સિદ્ધાંત પ્રમાણે એવી રીતે મેળવેલી એ વસ્તુઓમાં ચેતન ઉત્પન્ન કરે એવાં તત્વનો અભાવ રહે છે. જે લોકો ઉપર આવી રીતે અમલ ચલાવવામાં આવ્યા હોય તેઓ જે માણસને નસીબદેવીની બહારની સઘળી બક્ષિસો મળી હોય, જેને સારા સલાહકારો મળ્યા હોય, જેની આસપાસની પરિસ્થિતિ અનુકૂળ હોય, જેના સાહસ માટે વાતાવરણ અનુકૂળ હોય છતાં તેણે ઉપાડેલું કામ આબાદ થાય તે માટે તેને પોતાને ઘણી થોડી અથવા બીલકુલજ મેહેનત કરવી પડતી નથી તેના જેવા છે. આપણે એવા માણસને જે માણસ વિપદવસ્થામાં થઇ મહા મહેનતે એના કરતાં ઘણા ઓછા પ્રતિષ્ઠિત મોભાએ પહોંચે છે તેના જેટલો આબરૂદાર ગણતા નથી. આપણી પાસે જે કંઇ હશે તે વાસ્તવિક રીતે ઉપયોગી હશે, પણ આપણી પાસે તે કેવી રીતે આવ્યું તે પણ અગત્યનો સવાલ છે. તેવીજ રીતે સમાજની બાબતમાં પણ છે. ભલું રાજતંત્ર સારૂ છે, પણ ભલી ઇચ્છાશક્તિ વધારે સારી છે. અને સંપૂર્ણ સાંચાકામ મારફત જે શક્તિ પેદા થઇ શકે તેના કરતાં સામાન્ય ઇચ્છાશક્તિના અપૂર્ણ, લથડાતા, અને ગડબડીઆ શબ્દોમાં વધારે સારાં કામો કરવાની શક્તિ રહેલી છે.

પણ આ સિદ્ધાંત ઘણી મોટી બાબત સ્વીકારી લે છે. તે સામાન્ય ઇચ્છાશક્તિ હાજર હોય એમ માને છે કે જે માણસોને તે મત આપવાનો હક્ક અપાવશે તેઓ સમાજના સામાન્ય જીવનમાં દાખલ થઇ જાહેર કામકાજમાં ખરૂં લક્ષ લગાડી સામાન્ય નિર્ણય ઘડવાના કામમાં પોતાનો હિસ્સો આપશે, જ્યાં અને જેટલે સુધી આ માન્યતા ચોક્કસ રીતે નિષ્ફળ

જાય છે ત્યાં અને તેટલે સુધી પ્રજાવાદની તરફેણમાં કંઈ મુદ્દો રહેતો નથી, એવે પ્રસંગે પ્રગતિ ન થાય એ તદ્દનજ અસંભવિત નથી, પણ તે જેઓ સામાજિક ઉપયોગિતાની બાબતો માટે કાળજીપૂર્વક રહે છે, જેઓ જ્ઞાનમાં વધારો કરે છે અથવા 'હુન્નરકળાની શોધ મારફત જીંદગીને સુધારે છે' અને જેઓ સ્વતંત્રતા અને વ્યવસ્થાના ટેકામાં પોતાની નાની સંખ્યાનો પણ અસરકારક જાહેર અભિપ્રાય દર્શાવે છે તેઓની સંખ્યા ઉપર આધાર રાખે છે. આપણે એથી પણ આગળ વધી શકીએ. રાજ્ય ગમે તે રૂપમાં ચાલતું હોય છતાં જેઓ આવી રીતે વિચાર કરે છે અને પોતાનું જીવન ગાળે છે તેમના ઉપર તેમજ જેટલે દરજ્જે આ સામાન્ય હિતો તેમનાં જીવન તથા વિચારને ઘેરી લે છે તે ઉપર પ્રગતિ હમેશાં ખરૂં જોતાં આધાર રાખે છે. હવે જાહેર હિતામાં સંપૂર્ણ રીતે અને અંતઃકરણપૂર્વક રચ્યા પચ્યા રહેવું એ દુર્લભજ છે. એવી રીતે આખો જનસમૂહ કદી કરી શકતો નથી, પણ માત્ર થોડાકજ કરે છે, અને પ્રજાવાદી સારી રીતે માહિતગાર છે કે શેષ ભાગજ લોકોને બચાવે છે. તે વિશેષમાં એટલુંજ જણાવે છે કે જો તેમના પ્રયત્નને ખરેખરજ ફળીભૂત બનાવવો હોય તો લોકોએ પોતાનો બચાવ થવા દેવા માટે તૈયાર રહેવું જોઇએ. જે જનસમૂહ પોતાના ઉદર નિર્વાહ માટે ખાણ અથવા કારખાનામાં મહેનત મજુરી કરી કંટાળા ભરેલા દિવસ ગાળે છે તેઓનાં મગજ કદી પણ દેશ પરદેશ વચ્ચેની રાજનીતિની તથા ઔદ્યોગિક કાયદાની ગુંચવણ ભરેલી વિગતોથી ભરાશે નહિ. એ પ્રમાણે બનવાની આશા રાખવી મૂર્ખાઇ ભરેલું છે. તેઓ દેશના નૈતિક અને આર્થિક સુખમાં વધારો કરનારી યોજના પ્રમાણે અમલ કરી તેનો સ્વીકાર કરે એવી આશા બાંધવામાં કંઇ અતિશયોકિત ભરેલું નથી, અને પ્રજાવાદી એટલોજ આગ્રહ કરે છે કે 'શેષ ભાગ' નું વધારે વાજબી કામ એટલુંજ છે કે તેમણે જે કાયદાઓને તાબે થવાનું અને તે પ્રમાણે હક્ક ભોગવવાનુંજ માત્ર લોકો સમજે છે. તેવા કાયદાઓ તેમના ઉપર લાધવા કરતાં તેમનાં મન અને ઇચ્છાને પોતાની તરફ ખેંચવાં. અને તેમની ખાતરી કરી આપવી, સાથે સાથે શેષ ભાગ ખાસ ચુંટી કહડાએલો ન હોય છતાં તેને હમેશાં ઘણું શીખવાનું હોય છે. કેટલાક માણસો બીજાઓ કરતાં વધારે

ઉંચી પંક્તિના અને વધારે ડહાપણવાળા હોય છે, પણ અનુભવ ઉપરથી એટલું તો પ્રત્યક્ષ થતું દેખાય છે કે ભાગ્યેજ કોઈ પણ માણસ બીજાઓ કરતાં એટલો બધો ઉંચી પંક્તિનો અને વિશેષ ડહાપણવાળો હોય છે કે તે હમેશને માટે તેમના ઉપર જોખમદારી વિનાની સત્તા ચલાવવાની કસોટી-માંથી પસાર થાય. એથી ઉલટું જે માણસ હલકામાં હલકા માણસ માટે કાયદો ઘડવાનો વિચાર કરતા પહેલાં, તપાસ કરવાને ઈરાદે તેની પાસે જવાને તેને શાની જરૂર છે અને શા માટે તેને તે જોઇએ છે, તે જાણવા તૈયાર હોય છે તેજ સૌથી સારો અને સૌથી ડહાપણવાળો છે. અગ્રેસર આવશ્યક હોવાના સવાલની તરફેણમાં જેટલું કહી શકાય તે બધું સ્વીકારીએ તોપણ આપણે તેજ વખતે એટલું તો કબૂલ કરવું જોઇએ કે જનસમૂહ ખુશીથી પોતાની ખાતરી થયા પછી અને ખુલ્લી આંખે જે ટેકો આપે તેવો મેળ-વવો એમાં અગ્રેસરની પ્રવીણતા રહેલી છે.

આ પ્રમાણે વ્યક્તિઓ સામાજિક ઇચ્છાશક્તિ ઘડવામાં જુદા જુદા પ્રમાણમાં ભાગ લેશે, પણ પ્રજાવાદનો સિદ્ધાંત એવો છે કે આવી ઇચ્છા શક્તિ ઘડવી એટલે ખરૂં જોતાં, સઘળા પ્રકારની જાહેર બાબતોમાં વધારે અને વધારે પ્રમાણમાં બુદ્ધિપૂર્વક ભાગ લેવો એ સારૂં છે, અને વિશેષમાં બીજી સાદી બાબતોમાં પણ એ રીતે કામ લેવાવું જોઇએ, પણ રાજ-તંત્રનાં પ્રજાવાદી સ્વરૂપો આવી રીતે ભાગ લેવાના કામમાં વધારો કરી શકવાનાં નથી, અને જો એ હિત હસ્તીમાં આણી ન શકાય તો પ્રજાવાદ ખાલી રૂપજ રહે છે અને કદાચ છેકજ નિરૂપયોગી પણ થાય. એથી ઉલટું જ્યાં સામર્થ્ય હોય ત્યાં એની ખીલવણી માટે પ્રથમ આવશ્યક વસ્તુ તો એ છે કે, જોખમદારીવાળું રાજતંત્ર સ્થાપવું જોઇએ. પણ તે એકલીજ આવશ્યક વસ્તુ નથી. હમણાનું રાજ્ય વિસ્તીર્ણ અને ગુંચવણ ભરેલો સંસ્થા છે. છૂટો છવાયો મતદાર પોતાને લાખો મતદારોમાં કિંમત વિનાનો માને છે. ચાલુ જમાનાના આડા અવળા મુદ્દાઓની તેમજ મહાન સવાલોની તેને અપૂર્ણ માહિતી હોય છે, અને પોતાનો અટુલો મત તેમનો નિર્ણય કેવી રીતે ફેરવી શકશે તે બાબત તેને ભાન હોય છે. તેને ટેકો આપવા તથા તેના વિચારને નિય-

મન કરવા માટે એ જરૂરનું છે કે તેના પાડોસીઓ તથા સાથે કામ કરનારાઓ જોડે મળી તેણે કામ કરવું. દાખલા તરીકે તે પોતાના ધંધાના સંઘના અથવા પોતાના દેવલનાં કામકાજ સમજી શકતો હોય, એ તેની ઘણી નજદીક હોય છે. એ કામકાજોની એના પર અસર થાય છે, અને એને લાગે છે કે એ પોતાના વિચાર મારફત તેના ઉપર અસર કરી શકશે. આવાં હિત સંબંધની મારફત વળી એ કારખાનાને લગતા મુસદ્દા (Factory Bill) અથવા કેળવણી સંબંધી મુસદ્દા (Education Bill) જેવા વધારે મોટા સવાલોના સંબંધમાં આવે છે, અને આ સવાલોના સંબંધમાં વિચાર ચલાવતાં તે એક એવા વ્યવસ્થિત મંડળના અંગભૂત તરીકે કામ કરવા માંડશે કે જેના એકત્ર મતનું બળ ઉપેક્ષા કરવા જેવું રહેશે નહિ. જોખમદારીનું તેને ભાન થાય છે, અને એવી રીતે જોખમદારીનું ભાન કરાવવું એ સઘળા રાજતંત્ર માટે મોટો પ્રશ્ન છે. સામાજિક ઇચ્છાશક્તિની ખીલવણી એટલે પ્રજાવાદ ફક્ત પુખ્ત ઉમરે પહોંચેલાઓને આપવામાં આવેલા મતાધિકાર ઉપર તથા લોકોમાંથી વરાએલા માણસોના બનેલાં કાયદા ઘડનારાં મંડળોની સર્વોપરી સત્તા ઉપર જ નહિ, પણ વ્યક્તિને આખા સમાજ સાથે જોડી દેનારી વચમાંની સઘળી સંસ્થાઓ ઉપર આધાર રાખે છે. સઘળી સત્તા એક હાથમાં ન રાખતાં વ્હેંચી નાંખવાની તથા કેન્દ્રસ્થ અધિકાર વર્ગને હાથે છુંદાઇ ગએલા સ્થાનિક સ્વરાજને સજીવન કરવાની ચળવળ પ્રજાવાદની પગતિમાં આવશ્યક અંગભૂતો થઇ પડવાનું આ એક કારણ છે.

પ્રજાવાદની ફત્તેહનો આધાર મતદારો પોતાને મળતી તકનો કેવો ઉપયોગ કરે છે તે ઉપર રહે છે. પણ, એથી ઉલટું એટલું પણ છે કે તેમની પાસે ઉપયોગ કરાવવા માટે તેમને તક આપવી જોઇએ. પ્રજાવાદી રાજતંત્ર ભોગવવું એ એક પ્રકારની કેળવણી છે. કોઇપણ વર્ણ, જાત, અથવા વર્ગના લોકોને મતાધિકાર આપવા માટેનો વિચાર કરવામાં જે મુખ્ય બાબત લક્ષમાં લેવાની છે તે એજ છે કે તેમને સોંપવા ધારેલી જોખમદારીનો તે વર્ણ જાત અથવા વર્ગના લોકો કેટલો ઉપયોગ કરી શકશે. શું તેઓ જાહેર જીવનના સવાલોની ચર્ચામાં કાર્યસાધક રીતે દાખલ

થશે, કે તેઓ ક્રિયાશૂન્ય મત આપનારા ટોળાંની માફક પડી રહેશે, કે ઓછા પાપભીરૂ રાજદ્વારી પુરૂષોના હાથમાં મીણનાં પુતળાંની પેઠે નાચશે ? સવાલ વાજબી છે, પણ મતાધિકાર ન ભોગવનારાઓમાં જણાતી અથવા જણાય છે એમ માની લેવાતી ખરેખરી બેદરકારી અથવા અજ્ઞાનતાને કારણે લોકો એનો ઓછો અનુકૂળ અર્થ કરી જવાબ આપવા તત્પર થઇ જાય છે. આ સંબંધમાં તેઓ એટલું ભૂલી જાય છે કે ખુદ મતાધિકારથી હિતસંબંધ જાગૃત કરવા માટે જરૂરનું પ્રોત્સાહન બરાબર મળે છે, અને અજ્ઞાન તથા બીન જોખમદાર, અને કદાચ રૂશવતખોર મત આપનારાઓને રાજતંત્રમાં ભાગ લેવા સારૂ દાખલ કરવાના જોખમથી તેઓ સચોટ રીતે જાણકાર હોવા છતાં સમાજના એક ભાગને નાગરિક તરીકેની જોખમદારીમાંથી દૂર રાખવાથી ઉભા થતા તેના જેવાજ જોખમ તરફ દુર્લક્ષ કરવા તેઓ દોરાય એમ છે. રાજતંત્ર તથા રાષ્ટ્રમાં રહેતા સઘળાઓ વચ્ચેના સંબંધની અસર તેના ખરા વહીવટ ઉપર થાય છે તેમ એ વહીવટની અસર એવા સંબંધ ઉપર પણ થાય. પોતાનું યોગ્યરૂપ સારી રીતે જાળવી રાખવા સારૂ તેણે જનસમાજમાંના દરેક વર્ગના સ્વભાવ તથા સ્થિતિને અનુસરી પોતાનો વહીવટ ચલાવાનું હું કહીશ નહિ પણ તેણે કંઇ નહિ તો તે ધ્યાનમાં લઇ વહીવટ ચલાવવો. જો એકાદ વર્ગ શાંત રીતે મુંગો બેસી રહે તો પરિણામે રાજતંત્રને તેટલી ખબર ઓછી મળશે એથી એ વર્ગના હિતને નુકસાન થાય એટલુંજ નહિ પણ ગમે તેટલું સારૂં કરવાની ઇચ્છા છતાં તે વર્ગ પોતાની અગવડો માટે ચર્ચા કરી ન શકતો હોવાથી તેમની બાબતમાં ભૂલો થવા સંભવ છે. ધમાલ કરનાર અગ્રેસરો તેના વિચાર દર્શાવવાનો ઢોંગ કરશે, અને તે વિશે બાજી રીતે ખુલાસો ન થઇ શકતો હોવાથી કદાચ તેઓને જોઇએ તે કરતાં વધારે અગત્યતા મળશે. એજ પ્રમાણે આપણામાં જાહેર છાપાઓ જાહેર અભિપ્રાય અમુક જાતનો હોવાની હંમેશાં ચર્ચા કર્યા કરે છે, પણ વરણીના અરસિક પરિણામ ઉપરથી તે જુદાજ પ્રકારનો હોવાનું માલમ પડે છે. છુપી રીતે મત આપવાની રીતથી શાંત પ્રકૃતિનો નાગરિક ભાષણ કરનારની તથા છુપી રીતે મત મેળવનારના જુલમમાંથી સચોટ રીતે બચી જાય છે.

તાત્પર્ય એ નીકળે છે કે વિદ્યમાન શિથિલતા અથવા અજ્ઞાનતાના ખ્યાલથી લોકોને જવાબદાર રાજતંત્ર આપવાથી પરહેજ રહેવું અથવા મતાધિકારનું ક્ષેત્ર સાંકડું કરવું એ વાજબી નથી. એ માટે સકારણ ખાતરી થએલી હોવી જોઇએ કે રાજકીય બાબતની અશક્તિ અસહ્ય હોવાથી રાજકીય હક્કો વધારવા જતાં જનસમાજમાંના વધારે બુદ્ધિશાળી વર્ગમાંનાં ઓછા વિચારશીલ ભાગને પોતાનો લાગવગ ગેરવાજબી રીતે વધારવાને સહેલું પડે. જેમકે રંગીન પ્રજાની વચમાં થોડા શ્વેત વર્ણના વાડીવાળાઓ (Planters) ના હાથમાં અધિકાર હોય તો સમતોલ ન્યાય મેળવવા માટે રંગીન પ્રજાને સામાન્ય મતાધિકાર આપવો એ હંમેશાં શક પડતી વાત થઇ પડે છે. આર્થિક અને સામાજિક પરિસ્થિતિ એવી હોય કે રંગીન માણસને પોતાનો શેઠ કહે તેમ મત આપવો પડે અને જો સઘળાને માટે પ્રાથમિક હક્કો મેળવવા હોય તો આપણા રાજ્યનાં સંસ્થાનોમાંનાં કેટલાકમાં જે અર્ધ કુલ અખત્યારી પદ્ધતિ ચાલે છે તેવી યોજના સૌથી સારી થઇ પડશે. એથી ઉલટું મતાધિકાર વિનાનાં લોકો તરફથી રાજકીય હક્કો માટે પડતા બુમાડાથી રાજ્ય ચલાવતા વર્ગ અથવા પ્રજા ગભરાઇ જવા સંભવ રહે છે. પરંતુ તેમાંજ પ્રજાવાદીને પ્રત્યક્ષ અનુભવને અભાવે લોકો રાજકીય જોખમદારી ઉપાડી લેવાને લાયક થયા છે એમ માનવાને સૌથી મજબુત કારણ મળે છે. મતાધિકાર રહિત લોકોમાં દેખાતા અસંતોષનાં ચિહ્નોને તે રાજકીય બાબતોમાં આવતી જાગૃતિની સૌથી સચોટ સાબિતી તરીકે આવકાર આપે છે. અને એથી આખરે સમાજ છિન્નભિન્ન થઇ જવાની જે બીક અમલદાર વર્ગોને ઓથાર માફક દબાવે છે તેવી કંઇ પણ બ્હીક તેને રહેતી નથી. કારણ અનુભવ ઉપરથી તેની પુરતી ખાતરી થઇ છે કે છૂટાપણા, જોખમદારી તથા ન્યાય પરાયણતાની એવી શક્તિ છે કે તેથી સર્વ દુઃખનો નાશ પામશે. વળી પ્રજાવાદી પોતાના દેશને માટેજ માત્ર પ્રજાવાદી થઇ શકતો નથી. જુદી જુદી પ્રજાઓ વચ્ચેની ગુંચવાડા ભરેલી અને માર્મિક આંતરક્રિયાઓવડે પ્રજાવાદની દરેક સ્થાનિક ફત્તેહ કે નિષ્ફળતાની અસર બીજા દેશોને લાગે છે તે સ્વીકાર્યા વિના તેનો છૂટકો થતો નથી. છેલ્લાં કેટલાંક વર્ષો

થયાં પૂર્વ તરફના દેશોમાં રાજદારી જાગૃત્તિની દેખાતી નિશાનીઓ કરતાં પાશ્ચાત્ય યુરોપના ઉદારમતવાદને વધારે ઉત્તેજન આપે એવું કંઇ નથી. ઘણા ટુંક સમય પહેલાં તો એમજ લાગતું હતું કે શ્વેતવર્ણી પ્રજાઓ દુનીઆના બાકીના ભાગના ધણી થવા માટેનું જે આખરનું નિર્માણ થયું છે તેની સામા થવાનું આખરે અશક્ય થશે. પરિણામ એ આવતે કે કોઇ પણ પાશ્ચાત્ય રાજ્યમાં પ્રજાવાદ ગમે તેટલો આગળ વધે તોપણ તે રાજ્યના તાબાના મુલકોના સંબંધમાં હંમેશાં એથી વિરૂદ્ધ સિદ્ધાંત તેની સામા ખડો થશે અને ઇંગ્લંડના રાજકીય બંધારણના કાળજી પૂર્વક અભ્યાસીને સહેલાઇથી જણાયા વિના રહેશે નહિ કે એ વિરોધ દેશના સ્થાનિક છુટાપણા સાથે ચાલુ ભય સમાન રહેશે. કોનસ્ટેન્ટીનોપલથી પેકિન સુધીના સર્વ પૌર્વાત્ય દેશોમાં આવેલી જાગ્રતિ એ આપણા કાળની રાજકીય બાબતની સૌથી મોટી અને સૌથી આશાભરી બાબત છે, અને જ્યારે ઇંગ્લંડની પરદેશો સાથેના વહિવટને નિયમન કરનારી કચેરી ( Foreign office ) ઇરાનના લોકોમાં છુટાપણાને મૂળમાંથીજ દાબી દેવા માટે થતા પ્રયત્નમાં ભાગીદાર થઇ છે અને તે પણ સૌથી વિશેષ જુલમગાર રાજ્યનીતિએ કોઇ પણ શ્વેતવર્ણી પ્રજાના છુટાપણા અને સ્વતંત્રતાને કચડી નાંખ્યાં છે તેના હિતમાં ત્યારે અંગ્રેજ ઉદારમતવાદીઓને સઘળું દૂર રહી જોયા કરવાની ફરજ પડી છે.

દેશ પરદેશના વહીવટની સાથે પ્રજાવાદનો હેતુ જોડાએલો છે. એ સંબંધ ઘણી રીતનો છે. એક વખત રાષ્ટ્રય અભિમાન, દ્વેષ અથવા કીર્તિલોભ લોકોનાં મનને ખેંચી જાય છે એ દેશની પ્રગતિમાં કાંઇપણ હિત ધરાવવામાંથી તેને વાળી લે છે. બીજી વખત ધાસ્તીથી પણ એવુંજ પરિણામ કાંઇપણ ઓછી સંપૂર્ણ રીતે આવ્યા વિના રહેતું નથી. લોકોના મનોભાવને મરજી માફક નચાવવાની રીતને એકાદ લલિતકલાની સ્થિતિ સુધી લઇ જવામાં આવી છે અને મહાન પક્ષોમાંથી કોઇપણ તેનો ઉપયોગ કરતાં શરમાતું નથી. સૈનિકધ્યેયમાં માણસોનાં મન પરોવાયલાં રહે છે, અને સૈનિક ખરચમાં રાષ્ટ્રની મહેસુલ ઘસડાઇ જાય છે. બીજી રીતે અન્ય રાષ્ટ્રોની રાજકીય, આર્થિક તથા સામાજિક પ્રગતિની ઉલટી અસર આપણી પ્રગતિ

ઉપર થાય છે. વેપાર ધંધામાંના આપણા પ્રતિસ્પર્ધીઓની પછાત સ્થિતિ એ લાંબા કાળ સુધી હુન્નર ઉદ્યોગને લગતા કાયદા ઘડવામાં આપણી પોતાની બાબતમાં આગળ વધવા સામે એક દલીલ રૂપે લાવવામાં આવતી, એથી ઉલટું, જેમ હમણાં તેઓ વારંવાર કહે છે તેમ જ્યારે તેઓ આપણી અગાઉ નીકળી જાય છે ત્યારે આપણને તેમની પાસેથી શીખવાનું મળે છે. કુદરતને લગતી બાબતોમાં દુનીઆ સત્વર એકત્ર થતી જાય છે, અને તેની એકતાનું પરિવર્તન રાજદ્વારી સંસ્થાઓ ઉપર આખરે થયા વિના રહેતું નથી. અપ્રતિબંધક મહારાજ્યનો પ્રાચીન સિદ્ધાંત હવે જીવંત નથી. હમણાનાં મહાન રાજ્યોમાં રાજતંત્રની અંદર પેટા રાજતંત્રની તથા સત્તાધારીના નિર્બંધ હેઠળ અન્ય સત્તાધારીની ગુંચવાડા ભરેલી પ્રદ્ધતિ માલમ પડે છે. અને કોઇપણ રીતે અશક્ય ન હોય એવી ભવિષ્યની દુનીઆની પરિસ્થિતિ હમણાના સમયમાં બ્રિટિશ મહારાજ્યની અંદર કેનેડા અથવા ઓસ્ટ્રેલિઆ જેટલો સંપૂર્ણ સંતોષકારક નિર્બંધ વિનાનો રાષ્ટ્રીય આત્મ નિર્ણયનો હક્ક ભોગવે છે તેવા હક્ક ઉપરજ આધાર રાખશે. તાબાના પ્રદેશનો વિસ્તાર વધારવાનાં તથા વહાણો અને તોપની મોટી સંખ્યા બતાવવાની ઇચ્છા પ્રદર્શિત કરવા કરતાં પોતાના દેશે સંસ્કૃતિવાળું જીવન બનાવવામાં જે ભાગ ભજવ્યો હોય તેને મોટું રૂપ આપવા મહેનત કરવા તરફ રાષ્ટ્રીય સ્પર્દ્ધા ખેંચાશે. જેવી રીતે ઇંગ્લાંડમાં શહેરી જીવનનો પુનરૂદ્ધાર થતાં આપણે પોતાનાં શહેર માટે અભિમાન ધરાવનારાઓને સ્થાનિક વિદ્યાપીઠના કામકાજમાં હિત લઇ મન પરોવતા, સ્થાનિક હુન્નર ઉદ્યોગના વિસ્તાર માટે મગરૂર થતા, આખા દેશમાં પોતાના શહેરમાં કમીમાં કમી મરણ પ્રમાણ હોવાનું ગાઇ વગાડી જણાવતા, ગુન્હા અથવા ભૂખમરાની ખરાબ નોંધ માટે સત્ય નિષ્ઠાથી શરમાતા જોઇએ છીએ. તેમ આપણે અંગ્રેજ તરીકે જર્મનીની એક ડ્રેડનૉટની સામે આપણી બે ડ્રેડનૉટ ખડી કરવાના સવાલ સાથે હિત ધરાવવા કરતાં વિજ્ઞાન, કેળવણી તથા ઔદ્યોગિક બાબતોમાં સફાઇદાર બજાવણીની વૃદ્ધિ કરવામાં આપણે જર્મનો સાથે બરોબરી કરી શકીએ કે નહિ, તે બાબતમાં વધારે હિત લેતા થઇશું. આપણી વિદ્યમાન

કૃત્રિમ રીતે ઉત્તેજિત થએલી અને મૂળથીજ ખોટી ઠરેલી જાતે રહી આપણા રાષ્ટ્રીય માનનું ખંડન કરવાની વૃત્તિમાંથી કદાચ જાગૃત થતાં જે રાજતંત્રની કળા, વિચાર, સાહિત્ય, હુન્નર તથા યાંત્રિક શોધો મારફત અર્વાચીન સંસ્કૃતિ જન્મ પામે છે અને તેનો પુનરૂદ્ધાર થાય છે તેમાં એક રાષ્ટ્ર તરીકેના ખાસ લક્ષણને લઇને આપણે જે ભાગ લીધો હોય તે માટે કંઇક મગરૂરી ધરાવતાં આપણે શીખીશું.

રાષ્ટ્રીય સ્વતંત્રતા તથા ભિન્ન ભિન્ન રાષ્ટ્રો વચ્ચેની સમાનતાને ટેકો આપતાં ઉદારમતવાદ આવશ્યક રીતે સાધારણ રીતે દશ્ય થતા સામ્રાજ્યના વિચાર સાથે અથડામણમાં આવે છે. પરતુ એમ કહેવાનો અર્થ એવો નથી થતો કે તે આખા સામ્રાજ્યના હિત તરફ, શ્વેતવર્ણી પ્રજામાં પ્રચલિત રહેલી ઐક્યતાની ભાવના તરફ, તથા આખી માણસ જાતનો ચોથો ભાગ એકજ વાવટાને તથા એકજ સર્વોપરી રાજસત્તાને માન્ય આપે છે એ ખુલ્લી બીનામાં રહેલી શકયતા તરફ બેદરકાર છે. બીજાં ખાતાંમાં આપણે જે ફેરફાર થતો જોયો છે તેનાથી કોઇ પણ રીતે જુદા ન પડે એવા, સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના સંબંધમાં કૅબ્ડનના સમયથી ઉતરી આવેલી પરિસ્થિતિમાં થતા ફેરફાર સાથે ઉદારમતવાદને હમણાં કામ લેવાનું છે. સંસ્થાનિક સામ્રાજ્ય હમણાં જે સ્થિતિમાં છે તે યથાર્થ રીતે વધારે જુના ઉદારમતવાદે ઉપજાવી કહાડયું હતું. તેનું બંધારણ સ્વરાજ્યના મૂળ પાયા ઉપર રચાયું છે, અને સ્વરાજ્યના મૂળમાંથીજ ઐક્યતાની હમણાંની ભાવના ઉદ્‌ભવી છે. સ્વરાજ્યના જે હક્કો ઉપર એ ભાવના આધાર રાખે છે તેને નુકસાન પહોંચાડયા વિના એ ભાવનાને વધારે સ્થૂળ અને જીવંત રૂપે દર્શાવવા માટેનાં સાધનની યોજના કરવી એ આપણા સમયની મુખ્ય બાબત છે. અત્યાર સુધી સામ્રાજ્યવાદીને સઘળી બાબતોમાં પોતાને ફાવે તેમ કરવાની છૂટ હતી અને તેણે ઇંગ્લાંડમાં અમુક વર્ગના સર્વોપરીપણાની તેમજ પ્રત્યાઘાત કરનારા કાયદાઓ ઘડવાની તરફેણમાં સંસ્થાનના જાહેર અભિપ્રાયનો, અથવા જે સંસ્થાનના એવા અભિપ્રાય જેવા દેખાતા હોય તે અભિપ્રાયનો ચાલાકીથી ઉપયોગ કર્યો છે. પરંતુ સંસ્થા-

નોમાં દુનિયામાં સૌથી વિશેષ પ્રજાસત્તાવાદી સમાજો આવી જાય છે. તેઓ સ્વાભાવિક રીતે રૂઢિમાર્ગવાદી તરફ નહિ પણ યુનાઇટેડ કિંગડમમાંના સૌથી વિશેષ પ્રગતિ માટે લડતા પક્ષો તરફ ઢળે છે. તેઓ સ્વરાજ્ય માટેની લડતને અનુમોદન આપે છે, તેમજ સામાજિક કાયદા ઘડવાનાં કામને ઉત્તેજિત બનાવે છે. પરિણામમાં પ્રજાસત્તાવાદી મિત્રાચારીની રાજકીય પરિસ્થિતિ હસ્તી ભોગવે છે જેનો લાભ લેવાનું કામ બ્રિટિશ ઉદારમતવાદીનું છે. તે પોતાના દેશને સ્વરાજ્ય ભોગવતી પ્રજાસત્તાવાદી સમાજોના સમૂહનું કેન્દ્ર બનાવવાની આશા રાખે. એ સમાજોમાંની એક અંગ્રેજી ભાષા વાપરતા લોકોના બીજા મહાન જથા સાથે સ્વાભાવિક રીતે સંબંધ જોડી આપનાર તરીકે કામ લાગે છે. આ નવી ઐક્યતાનું રાજકીય બંધારણ સામ્રાજ્ય પરિષદ ( Imperial Council ) માં ઘડાવવા માંડે છે, અને સામ્રાજ્યના જુદા જુદા ભાગો વચ્ચેના હિતનું નિરાકરણ કરવામાં તથા સામાન્ય બચાવ માટેની વ્યવસ્થા કરવામાં એનાં કામની રેખા દોરાવવા માંડે છે. આવી ઐક્યતાથી દુનીઆની સુલેહ શાંતિને અથવા છૂટાપણાનાં હિતને કંઇ ધાસ્તી ઉપજતી નથી, પણ ઉલટું સામાન્ય ભાવનામાંથી સ્વાભાવિક રીતે તે ઉદ્ભવતી હોવાથી તે એનાથી પણ વધારે વિસ્તીર્ણ ઐક્યતા ઘડવાનું સાધન બને છે. એવી ઐકયતાથી સ્વરાજના ધ્યેયને છુપી રીતે નુકસાન પહોંચી શકતું નથી. એ ઐકયતા જુદી જુદી પ્રજાઓના બનેલા રાજ્યના મોટા આદર્શ રૂપે થઇ પડે છે.

એક તરફ જુદી જુદી પ્રજાઓના પરસ્પર વ્યવહાર, તથા બીજી તરફ રાષ્ટ્રીય સ્વરાજ્ય એ બન્ને પ્રજાવાદના રૂપ કરતાં તેનાં મૂળ સત્વ તરીકે ગણાતા સામાજિક વિચારની વૃદ્ધિ માટેની બને આવશ્યક ગણાય છે. એ રૂપના સંબંધમાં છેવટ બે શબ્દ કહેવાની જરૂર પડશે, જો એ રૂપો યોગ્ય ન હોય તો ઇચ્છા પ્રદર્શિત થવામાં નિષ્ફળ જાય તો આખરે તે નાસીપાસ થઈ જાય છે, દબાઇ જાય છે અને નિઃસત્વ થઇ જાય છે. રૂપની બાબતમાં પ્રત્યક્ષ અથવા પ્રતિનિધિરૂપી પ્રજાવાદી રાજતંત્રની મૂળ મુશ્કેલી એ છે કે તે રાજતંત્ર સર્વની સંમતિથી ચલાવાતું નથી પણ અધિક પક્ષ તે ચલાવે છે. તેના નિર્ણય સમગ્ર પ્રજાના નહિ પણ તેના મોટા ભાગના હોય છે.

આ ખોડ નિર્ણય કરવાની જરૂરીઆતના તથા સમગ્ર પ્રજાનો એકમત મેળવવાની મુશ્કેલીના અનિવાર્ય પરિણામે છે. રાજનીતિજ્ઞોએ ફેરફારની ક્રિયા ઉપર કંઇક અંકુશ જેવું મુકી એ ખોડ સુધારવા મ્હેનત કરી છે. તેઓને લાગ્યું કે ગમે તે પ્રકારનો નવો ફેરફાર સકારણ છે એમ બતાવવા માટે ફક્ત અધિક પક્ષ કરતાં કંઇક વિશેષ કારણ હોવું જોઇએ. મતાધિકાર મંડળના બે તૃતીયાંશ અથવા પોણા ભાગ જેટલો આ મોટો અધિક પક્ષ હોવો જોઇએ અથવા નવીન સૂચનાની પુષ્ટિમાં લોકોની લાગણી કેટલી ઉંડી તથા મજબૂત છે તેમજ એવી લાગણી ધરાવનારી લોક સંખ્યા કેટલી છે તેનો અંદાજ નીકળી શકે એવો મતભેદ હોવો જોઇએ. યુનાઇટેડ કિંગડમમાં સત્તાધિકારી અંકુશ તરીકે ઉમરાવ સભા છે. અને સિવિલ સર્વિસ પ્રજાવાદી કાર્યોની સામે હંમેશાં મજબૂત વિરોધ બતાવનારી ન્યાયાધીશી, જાહેર છાપાં તથા જેને આપણે સમાજ તરીકે જાણીએ છીએ તેઓ સઘળા બીનસત્તાધિકારી અંકુશો છે. આ સઘળા અંકુશો એકજ રીતે કામ લાગે છે. પ્રત્યાઘાત ઉપર કંઈ પણ અંકુશ નથી એ ખામી જેમ રૂઢિમાર્ગવાદી પક્ષ પોતાની ચોક્કસ અને રચનાત્મક નીતિ નક્કી કરતો જાય છે તે પ્રમાણમાં વધારે જોખમ ભરેલી નીવડે છે આ સ્થિતિમાં ઉદારમતવાદી પક્ષે સત્તાધિકારી અંકુશની ઉપયોગી શક્તિ ઘટાડવાની સાદી રીત તરફ પોતાની નજર દોડાવી, પણ, સાચું કહીએ તો એને બદલે તે કેવા પ્રકારનો અંકુશ મુકવા ધારે છે તે બાબત નક્કી વિચાર કર્યા વિના આ કામ તેણે ઉપાડ્યું હતું. આ સંબંધમાં થોડીક સામાન્ય ટીકા અસ્થાને ગણાશે નહિ. લોકસભા ઉપરના અંકુશનું કામ એ છે કે તેણે કરેલા નિર્ણય ઉપર ફરી વિચાર કરવો. પાર્લામેન્ટમાંના અધિક પક્ષ બનાવવામાં જે અચાનક ભેગાં મળતાં તત્વો કારણભૂત થાય છે તે ઉપર ભાર મુકવામાં રૂઢિમાર્ગવાદી અગ્રેસરો ખરા છે. કોઇ પણ સામાન્ય ચુંટણીનું કાર્ય હમેશાં મિશ્રિત હોય છે, અને કોઈ માણસ જકાતના ધોરણમાં સુધારો કરવા માટે આગ્રહ ધરનારાના કેળવણી સંબંધી વિચાર પસંદ કરતો હોય તથા અનિયંત્રિત વેપારને પુષ્ટિ આપનારાના કેળવણી સંબંધી વિચાર ધિક્કારતો હોય તો તેવા બે

પરસ્પર વિરોધીમાંથી એકને પસંદ કરવાની તેને ફરજ પડે છે. ઉદારમતવાદીઓ લોકસભાનું ખરેખરૂં પ્રતિનિધિ રૂપી લક્ષણ હોવા માટે જેમ જેમ વધારે આગ્રહ કરે છે તેમ તેમ તેઓ પોતાની મરજી વિરૂદ્ધ કે તેને અનુસરી જે સપ્રમાણ પદ્ધતિ તરફ ખેંચાતા જશે તે પદ્ધતિ મારફત એ ખામી કદાચ સુધરશે. પરંતુ સપ્રમાણ પદ્ધતિ પણ મતદાર મંડળો આગળ સઘળા મુદ્દા સર્વ રીતે ખુલ્લા કરવામાં ફળીભૂત થશે નહિ. સામાન્ય પંક્તિનો માણસ જે બાબત પોતે સૌથી અગત્યની માનતો હોય અને જેનો સત્વર નિર્ણય થશે એમ તેને ધારવાને કારણ હોય તે ઉપર પોતાનો મત આપે છે. પણ એની સઘળી આશા નિષ્ફળ જવાનો હમેશાં સંભવ રહે છે, અને ગમે તે એકાદ મુદ્દા ઉપર ખરેખર રીતે ચુંટાએલી પાર્લામેન્ટ બીજા તદ્દન જુદાજ મુદ્દા ઉપર ઉતરી પડે છે. પાર્લામેન્ટના બંધારણના મુસદ્દા (Pasliament Bill) મારફત કોઇ બે વર્ષ મુલતવી રાખવાનો જે ઊપાય સૂચવવામાં આવ્યો હતો તે સંબંધમાં એમ માનવામાં આવતું હતું કે જો અભિપ્રાય વિરૂદ્ધ પડે તો તેથી તેની પુરેપુરી ચર્ચા થઇ શકે અને તે બહાર પડવા માટે પુષ્કળ તક મળે. આ સૂચના મતવાદ મંડળો આગળ બે વખત મૂકવામાં આવી હતી અને જો કોઇ કાયદા ઘડવા બાબતની સૂચનાને અનુમોદન મળ્યું હોય તો તેઓએ આ સૂચનાને અનુમોદન આપ્યું હતું. આથી જનસમાજના પ્રતિનિધિ તરીકે લોકસભાને દેશનું જાથુકનું બંધારણ છૂટથી રચવા માટેનો અધિકાર મળે છે. એમ છતાં મુસદ્દામાં જાથુકની નિરાકરણ માટેની રેખા દર્શાવવામાં આવી નથી. કારણ પ્રથમમાંજ ઉમરાવ સભાના બંધારણને ફેરવ્યા વિના એમને એમ રહેવા દેવામાં એ મુસદ્દાથી એકપક્ષીય અંકુશની જોગવાઇ થાય છે, કારણ એ અંકુશ જે પ્રજાવાદી કામો ગમે તેમ કાયમના અમલદાર વર્ગ, ન્યાયાધીશો, જાહેર છાપાં, તથા સમાજની વિરૂદ્ધતાની સામે ટક્કર ઝીલવાની છે તેના સંબંધમાંજ અમલમાં આવશે. હમેશના ઉપયોગ માટે એ અંકુશ દ્વીપક્ષીય હોવો જોઇએ. બીજું એવી ધાસ્તી રહે છે કે મોટા તથા ફાટેલા મગજના અધિક પક્ષ ઉપર મુલતવી રાખવાના સિદ્ધાંત મારફત અપૂર્ણ અંકુશ રહેશે. જે ખરેખર

જરૂરનું છે તે એ છે કે લોકોને નવેસરથી સૂચના ઉપર વિચાર કરવાના તક મળવી જોઇએ. આ બેમાંથી એક રીતે થઇ શકે એમ છેઃ—(૧) ઉપલી સભાની મુલતવી રાખવાની સત્તાનો ઉપયોગ કરવા દઇ કોઇ પણ કામ નવી પાર્લામેન્ટ આવે ત્યાં સુધી મુલતવી રાખવું. ( ૨ ) જે રૂપમાં એકાદ મુસદ્દો લોકસભાના હાથમાંથી આખરે પસાર થાય છે તેજ રૂપમાં તેને પ્રત્યક્ષ લોકોના મતદાર મંડળ રૂબરૂ મુકવા દેવો. આટલા બધા ઉદારમતવાદીઓએ સમસ્ત પ્રજાનો અભિપ્રાય મેળવવાના ધોરણ (Referendum) વિરૂદ્ધ અભિપ્રાય દર્શાવ્યો એ, મારા વિચાર પ્રમાણે તો દિલગીરી ભરેલું છે. એ ખરૂં છે કે ઘણાં કામો એવાં છે કે તેમના સંબંધમાં એ ધોરણ બીલકુલ લાયક ન નીવડે. દાખલા તરીકે કાંઇક ચોક્કસ વર્ગ અથવા ચોક્કસ સ્થળને લાગુ પડતાં કામો બીલકુલ નિષ્ફળ જવાનો સંભવ રહે છે. મૂળમાં જેમને એ લાગુ પડતાં હોય તેમાંનો ઘણો મોટો તથા ઉત્સાહી અધિક પક્ષ તેની તરફ મત ઉચ્ચારે, પણ બીજી તરફથી તેને ફક્ત મંદ ટેકો મળે છે, જે સવાલોનું એ કામો દ્વારા નિરાકરણ કરવાનું યોજ્યું હોય તે બાબતનું મૂળ જ્ઞાન હોવા વિના એમનામાંથી કંઇક જુદાંજ કારણો માટે ઉભા કરેલા અધિક પક્ષ મારફત તેને નિષ્ફળ કરી શકાય. વળી સમસ્ત પ્રજાનો અભિપ્રાય મેળવવાનું ધોરણ અમલમાં મુકવામાં આવે તો તેમ માત્ર પ્રથમ પંક્તિનાં કામો સંબંધીજ થઇ શકે, અને જો સમસ્ત લોકોની સગવડનો વિચાર કરવામાં આવે તો કદાચિતજ તેમ થઇ શકે. બન્ને સભા વચ્ચેના અનિવાર્ય મતભેદના સઘળા સામાન્ય પ્રસંગોમાં અમલ ભોગવતું રાજતંત્ર નવી પાર્લામેંટ આવે ત્યાં સુધી તે કામ મુલતવી રાખવા કબુલ કરશે. પરંતુ કેટલાંક જરૂરી કામ હોય, કેટલાંક મહત્વના ઉદ્દેશવાળાં કામો હોય, તદુપરાંત કેટલાંક એવાં હોય કે રાજદ્વારી પક્ષોનાં સામાન્ય ધોરણની આડે આવતાં હોય, તો તેવે પ્રસંગે નિરાકરણ કરવા આપણી રાજદ્વારી પદ્ધતિ અશક્ત નીવડે છે , એટલે એવાં કામોમાં પ્રત્યક્ષ રીતે લોકોનો અભિપ્રાય મેળવવો એ નિરાકરણ કરવાની સૌથી યોગ્ય રીત થઇ પડે છે. ૧

---

૧ ભાગ્યેજ એ જણાવવાની જરૂર છે કે નાણાં પ્રકરણને લગતાં કામો

આ હકીકતમાં આપણને એવી નિષ્પક્ષપાતી ઉપલી સભાની જરૂર છે કે તે તે સ્પષ્ટ રીતે લોક સભાને આધીન હોય, નાણાં પ્રકરણમાં માથું મારવાને અને તેથી કરીને પ્રધાન મંડળને અમલ ઉપરથી ઉડાડી મુકવાને અશક્ત હોય, પણ કોઇ કામ લોકોના પ્રત્યક્ષ અભિપ્રાય ઉપર છોડવા અથવા નવી ચુંટણીના નિરાકરણ ઉપર તેના નિકાલને આધાર રાખવા શક્તિવાન હોય. આ બેમાંનો ગમે તે માર્ગ લેવાનું અમલ ભોગવતા રાજતંત્રની મરજી ઉપર રહે. એવી સભા પ્રત્યક્ષ લોકો તરફથી થતી ચુંટણી મારફત રચી શકાય. પરંતુ ચુંટણીની સંખ્યા વધારવી એ પ્રજાવાદના અમલ માટે વાજબી નથી, અને પ્રત્યક્ષ રીતે ચુંટી કહાડવામાં આવેલી સભાને આધીન સ્થિતિમાં મુકવી એ વિરોધ સમજાવવા મુશ્કેલી નડે છે. એથી એને બદલે સપ્રમાણ ધોરણ ઉપર લોક સભાના સભ્યો એ સભાની ચુંટણી કરે અને એ સભ્યો પાર્લામેન્ટ સુધી પોતાની જગ્યા ઉપર કાયમ રહે. એ ફેરફારથી પડતી મુશ્કેલી દૂર કરવા સારૂ પાર્લામેન્ટ માટેની સભાના અડધા સભ્યો વિદ્યમાન ઉમરાવસભા ચુંટી કહાડે, અને એ પાર્લામેન્ટની આખરે લોકસભાના પ્રતિનિધિઓ ઓદ્દા ઉપરથી ફારગ થતાં નવી લોકસભાને અને ત્યારપછી આવતી દરેક લોકસભાને એ સભાના અડધા સભ્યો ચુંટી કહાડવાનું રહે. આ પ્રમાણે રચાએલી ઉપલી સભા વિદ્યમાન અને તેની અગાઉની લોકસભાનો વિચાર સરખા પ્રમાણમાં દર્શાવવા લાયક થશે, અને જુદા જુદા પક્ષો વચ્ચેના પ્રમાણનું ધોરણ વાજબી રીતે ચાલુ

---

ઉપર સમસ્ત પ્રજાનો અભિપ્રાય મેળવવાનું કામ દુર્ઘટ છે. નાણાં પ્રકરણ ઉપરનો વહીવટી નિર્બંધ સાથેનો સાથે રહે છે. અને તેમાંના એકને લોકસભામાંના અધિક પક્ષના હાથમાંથી લઇ લેવો એ આપણા રાજદ્વારી બંધારણને સુધારવા જતાં જડમૂળથી તેનો નાશ કરવા બરાબર છે. કાયદા ઘડવાના કામ ઉપર અંકુશની બાબતમાં એ વિચારણા ખરી નથી. કેટલાક પ્રસંગો એવા આવે છે કે તે વખતે રાજતંત્ર કોઇ કાયદા ઘડવાને લગતું કામ યોગ્ય રીતે લોકોના અભિપ્રાય ઉપર છોડી દે અને તેમ કરતાં તેનાં નિરાકરણ ઉપર પોતાના અમલ ઉપર ચાલુ રહેવાનો અથવા ઉપરથી નીકળી જવાનો વિચાર પણ કરે નહિ.

રહેશે.* આ સભાને વાજબી સુધારા કરવાને પુષ્કળ અધિકાર રહેશે અને પોતાના વિચાર આગ્રહપૂર્વક પણ વિવેકથી દર્શાવવા વાજબી કારણ રહેશે. જો કોઇ કામને સમસ્ત પ્રજાનો ટેકો હશે તો એ સભા જાણશે કે આખરે લોકસભા તેના વિરોધની અવગણના કરીને સમસ્ત પ્રજાનો અભિપ્રાય મેળવી અથવા સામાન્ય ચુંટણી વખતે પોતાનામાં લોકોનો ફરી વિશ્વાસ હોવા ઉપર અભિપ્રાય મેળવી તે પસાર કરી જશે. લોકસભાને પણ પોતાની તરફથી સમાધાનકારક વલણ બતાવવા કારણ મળશે. તેને કોઇ કામ મુલતવી રાખવા અથવા તે ઉપર ચુંટણી કરાવવાની ફરજ પડે એમ તે ઇચ્છશે નહિ. કઈ રીત પસંદ કરવી તે બાબત બીલકુલ તેમની મુનસફી ઉપર રહેશે અને જો તેઓ પ્રજાની પસંદગીનાં કામો મુલતવી રાખી અને તે મંજુર કરવા સારૂ પોતાની ફરી ચુંટણી: સુધી ખોટી થઇ એ મુદ્દા ઉપર ફરી ચુંટણી કરાવે તો તેઓની સ્થિતિ ઘણી મજબૂત થએલી તેમને વાજબી રીતે લાગશે.

અત્યાર સુધી આપણે પ્રજાવાદનાં રૂપની ચર્ચા કરી એમ છતાં પ્રજાના ખરા ભવિષ્યનો આધાર વધારે મહત્વના મુદ્દા ઉપર અવલંબી રહે છે. સંસ્કૃતિની સામાન્ય પ્રગતિ સાથે તેનો સંબંધ જોડાએલો છે. આપણે જોયું છે તેમ સમાજનું સેન્દ્રીય લક્ષણ એક અર્થ પ્રમાણે આદર્શ રૂપ છે. બીજા અર્થ પ્રમાણે તે ખરેખરૂં અને વાસ્તવિક ગણાય છે. કહેવાની મતલબ એ કે સામાજિક જીવનના આખા બંધારણમાં પ્રત્યાઘાત કર્યાવિના કંઇપણ મહત્વની બાબત તેના એકાદ પક્ષ ઉપર અસર કરતી નથી. એ પ્રમાણે દાખલા તરીકે આપણે ભારે સજદારી પ્રગતિ

* કદાચ આ સૂચનાને બદલે સૌથી સારો માર્ગ એ બતાવી શકાય. કે એક નાની પ્રત્યક્ષ રીતે ચુંટી કહાડવામાં આવેલી ઉપલી સભા રચવી અને એવો ઠરાવ રાખવો કે અનિવાર્ય મતભેદને પ્રસંગે બન્ને સભાઓની ભેગી બેઠક મળે, પણ મૂળ કંઈ કામ મુલતવી રાખવાની જોગવાઇ રહે નહિ. આ સૂચનામાં એ લાભ છે કે દેખીતી રીતે રૂઢિમાર્ગવાદીઓ તરફથી તેને કંઈક અંશે ટેકો મળવાની આશા રહે.

બીજી બાબતોમાં તેજ પ્રમાણે થોડે અંશે પણ આગળ વધ્યા વિના ટકાવી રાખી શકતા નથી. જ્યારે ઔદ્યોગિક બાબતોમાં લોકો એવી સ્થિતિમાં પડેલા હોય કે તેમને તેમાં કંઇ રસ કે ઉત્સાહ રહેતો નથી ત્યારે રાજકીય શક્તિનો ઉપયોગ કરવા તેઓ સંપૂર્ણ રીતે છૂટા ગણાતા નથી. સામાજિક સવાલનું નિરીક્ષણ સર્વ બાજુએથી કરવું જોઇએ. હાલના સુધારાની ચળવળોની મોટામાં મોટી ખામી આજ છે. અમુક બાબત ઉપરજ ખાસ મચ્યા રહેવાની ભાવનાથી રાજદ્વારી તેમજ સામાજિક વ્યવહાર ઘેરાઇ ગએલો છે. રખે માણુસો ચર્ચાની બીજા સઘળા વિષયોની તિરસ્કાર યુક્ત અવગણના કરી અમુક ખાસ કામ ઉપર પોતાની સઘળી શક્તિ વધારે અને વધારે પ્રમાણુમાં વાપરે છે. દુનીઆની પ્રગતિના હાલના સમયમાં "એવી મદદની કે એવા બચાવ કરનારાઓની" જરૂર નથી. એ કરતાં આપણે કોબ્ડનના અનુયાયીઓ પાસેથી આપણે સર્વોપરી ધડો લેતાં શીખવાની જરૂર છે. તેઓના વિચાર પ્રમાણે રાજદ્વારી પ્રશ્ન એક અખંડિત છે, એનાં ડાળાં પાંખડાં અસંખ્ય હોવા છતાં મૂળમાં તે અવિભક્ત છે. છૂટાપણુાનાં વાસ્તવિક સ્વરૂપ ઓળખવાનો એ પ્રશ્ન હતો. આપણે જોયું છે કે છૂટાપણુાની તેમની ભાવના ઘણી હલકી હોવાની આપણી માન્યતા સકારણ હતી, અને તેના ધરૂ મજકુરની કિમત આંકવા આપણે તેને અરસપરસના નિબંધ ઉપર આધાર રાખતી લેખવી જોઇએ અને અરસપરસ મદદ કરવાના મૂળ આધાર તરીકે તેને ઉપયોગી ગણવી જોઇએ એમ માનવામાં પણ આપણે વાજબી હતા. આથી અવિરોધ ઐક્ય ઉપજાવનારી ભાવના તરીકે આપણુને સારી રીતે કામ આવે છે. તર્કશાસ્ત્રના નિયમ પ્રમાણેની જે સંબદ્ધતાને, જે વ્યવહારીક સાધનોની વિપુલતાએ, જે આગળ ધકેલવાની શક્તિએ શરૂઆતના અંતિમ વિચારના ઉદારમતવાદીઓને ઉત્સાહી બનાવ્યા હતા, કોબ્ડનના આંકડાઓમાં બલ પેદા કર્યું હતું અને બ્રાઇટના વકતૃત્વને બીજાને પોતા તરફ ખેંચવાની શકિત આપી હતી તેજ સંબદ્ધતા, તેજ વિપુલતા તથા તેજ શકિત વડે ભાવનાને પાર ઉતારવાનું કામ આપણે માટે રહે છે. આપણે પક્ષાવલંબનમાં દુરાગ્રહ ધરાવનારાઓ કરતાં ઐક્યતાને પુષ્ટિ આપે

એવા વિચારવાળા માણસોની વધારે જરૂર છે. આપણા સુધારાવાળાઓએ તરતજ મળેલી ફતેહને જાહેરાત આપવાથી મળતી મહત્તા કરતાં વ્યવહારમાં અથવા લાગણીમાં થતા વધારે ગહન પણ ઓછા આકર્ષક ફેરફારો ઉપર વધારે આધાર રાખતાં તથા મતો ખેંચવા કરતાં માણસોના અભિપ્રાય બંધાય તેવી રીતે તેમની ખાતરી કરવાનો વધારે વિચાર કરતાં શીખવું જોઇએ. આપણે ખરેખરા પ્રજાવાદ માટેની લાગણી ધરાવનારાઓમાં વધારે સંપૂર્ણ સલાહકારની તથા સુધારા વિષે વધારે એક મતની જરૂર છે. હાલને સમયે પ્રગતિમાં પ્રથમ મેળવવા માટેની ઘણા કારણો વચ્ચે ચાલતી સ્પર્ધાને લીધે પ્રગતિનો અમલ રોકાઈ ગયો છે. વળી એક હાથમાંથી બીજા હાથમાં પસાર થવામાં આપણે મદદ માટે પણ જે સઘળાઓ પોતે પ્રજાવાદી હોવાનો દાવો કરે છે અને તે પ્રમાણે પોતાને ઓળખાવે છે તેઓ વચ્ચે પોતાના કહેવાના વધારે ઉંડા અને ગહન અર્થની મહત્તા ઉપર આધાર રાખી સહકારની અવશ્યક્તા છે એમ વધારે ખુલ્લા શબ્દોમાં તેઓ સમજે તો તેથી વધારે મદદ મળે છે. આ સલાહ ઉગ્ર સ્વભાવના માણસોને નિરૂત્સાહી લાગે, પણ તેઓને માલમ પડશે કે પ્રત્યક્ષ દર્શનની એકંદર ખુબસુરતીમાંથી એવો જુસ્સો પ્રગટી નીકળે છે કે તે વખતોવખત તાદસ્યરૂપે ઝગઝગી ઉઠતો નથી, પણ મધ્યસ્થ ગરમીના ચાલુ ઝગઝગારામાં નિરંતર પ્રકાશ્યા કરે છે.



